

કવિ નર્મદાશંકર લાલશંકર
જન્મ : ૨૪ ઑગસ્ટ ૧૮૩૩
અવસાન : ૨૬ ફેબ્રુઆરી ૧૮૮૬

કવિ નર્મદ યુગાવર્ત ટ્રસ્ટ પ્રકાશન - ૪

# મારી હકીકત

[મૂળ દુર્લભ પ્રત ઉપરથી, કવિની અપ્રગટ અંગત ડાયરી, પત્રાવલિ વગેરે સાથે]

કવિ નર્મદાશંકર લાલશંકર



: સંપાદક :

રમેશ મ. શુક્લ

: પ્રકાશક :

કવિ નર્મદ યુગાવર્ત ટ્રસ્ટ, સૂરત

MĀRĪ HAKĪKAT
Autobiography, Autobiographical Notes and Letters by
Poet Narmadashanker Lalshanker
Critical Edition by Dr. Ramesh M. Shukla
M.A.; Ph.D. (Guj.); Ph.D. (Sansk.)
First Edition : 1994




પ્રથમ આવૃત્તિ : ૧૯૯૪
ગુજરાત સાહિત્ય અકાદમીની આર્થિક સહાયથી પ્રકાશિત
પ્રત : ૧૨૫૦





પંચાશી રૂપિયા

પ્રકાશક :
કવિ નર્મદ યુગાવર્ત ટ્રસ્ટ,
સરસ્વતીમંદિર,
નર્મદ ચકલો, આમલીરાન, સૂરત - ૩૯૫૦૦૩

મુદ્રક :
જનકભાઈ નાનુભાઈ નાયક
સાહિત્ય સંકુલ,
બાવાસીદી, ગોપીપુરા, સૂરત

પ્રાપ્તિસ્થાન :
સાહિત્ય સંકુલ
ચૌટાબજાર, સૂરત - ૩૯૫૦૦૩

# નિવેદન

કવિ નર્મદના સમગ્ર સાહિત્યના પ્રકાશનની યોજના અનુસાર કવિ નર્મદ યુગાવર્ત ટ્રસ્ટનું આ ચોથું પ્રકાશન 'મારી હકીકત' રસિકો સમક્ષ મૂકતાં સંતોષ ને કૃતાર્થતા અનુભવીએ છીએ.

અગાઉ 'મારી હકીકત'નું પ્રકાશન થઈ ચૂક્યું છે ને વિશ્વવિદ્યાલયોના અભ્યાસક્રમમાં પણ અવારનવાર એની પસંદગી થતી રહી છે. આ ગ્રંથને અમે કંઈક નવે સ્વરૂપે, નવી વ્યવસ્થામાં પ્રગટ કરી નર્મદના આંતર - બાહ્ય વ્યક્તિત્વની પૂરી છબી રજૂ કરવાનો આશય રાખ્યો છે.

આમે ય નર્મદલિખિત આ આત્મવૃત્તાન્ત આત્મકથાની રૂઢ, પરિચિત વ્યાખ્યા - વિભાવનાથી થોડું જુદું પડે છે; ગાંધીજી કે ઇન્દુલાલ યાજ્ઞિક જેવાની આત્મકથાના સંદર્ભમાં 'મારી હકીકત'ને જોઈએ તો આ દેખાય એવું છે. નર્મદ 'મારી હકીકત'માં આરંભમાં લખે છે: 'આ હકીકત લખુંછ તે કોઈને માટે નહીં, પણ મારે જ માટે - મારે માટે પણ તે ઓળખાવાને નહીં (ઓળખાઈ ચુકોછ), દ્રવ્ય પદવિ મેળવવાને નહીં પણ ભૂતનું જોઈ ભવિષ્યમાં ઉત્તેજન મળ્યાં કરે એ માટે.' વળી આગળ જતાં એ એમ પણ કહે છે કે પોતાનું જીવન જાણવાથી લોકોને કંઈક બોધ પણ મળશે. નર્મદ નિખાલસ, આખાબોલો ને કંઈક અંશે પોતાના વિચાર - કાર્યને અનુકરણીય-અનુસરણીય ગણનારો હતો. એ માત્ર વિચારક જ ન હતો એટલે માત્ર વિચારોથી કે માત્ર આચાર - વ્યવહારથી એની પૂરી ઓળખ - એના આંતર - બાહ્ય જીવનનો પૂરો પરિચય - ભાગ્યે જ મળે. પ્રવૃત્તિમાં સતત રચ્યાપચ્યા રહેતા સંવેદનશીલ નર્મદનું પૂરું ઓળખાણ તો એના આંતરજગત ને બાહ્યજગત વચ્ચેના સંઘર્ષ - સંવાદની જાણકારીથી જ થાય. આવી જાણકારી માટે એના જીવનમાં ઘટેલી ઘટનાઓ, એ ઘટનાઓ સાથે સંકળાયેલી વ્યક્તિઓ, એ વ્યક્તિઓના નર્મદ સાથેના ખાટા - મીઠા સંબંધો ને એ સંબંધોનાં પરિણામોનું બને તેટલું, સાચું, પ્રમાણભૂત આલેખન આવશ્યક બલકે અનિવાર્ય ગણાય.

'મારી હકીકત'ના વિદ્વાન સંશોધક-સંપાદકે નર્મદને લગતી હકીકતો ડાયરી, પત્રાવલિ ને પરિશિષ્ટોમાં ચોકસાઈ - ચકાસણી દ્વારા બને તેટલા શુદ્ધ સ્વરૂપમાં આપી 'મારી હકીકત' નું દસ્તાવેજી મૂલ્ય વધાર્યું છે, એને વધારે શ્રદ્ધેય ને સત્યપ્રતિષ્ઠ કરીને રજૂ કરી છે. આ ગ્રંથની આ જ વિશેષતા છે ને એના પ્રકાશનનો આ જ વિશિષ્ટ ઉદ્દેશ છે. અહીં નર્મદના જમાનાનો, તેના જીવનનો, ત્યારે પ્રવર્તતાં પરિબળોનો, કહો કે ગુજરાત - મુંબઈની સામાજિક - સાંસ્કૃતિક - સાહિત્યિક દુનિયાનો અચ્છો આલેખ મળે છે.

કવિ નર્મદ યુગાવર્ત ટ્રસ્ટને, સદ્‌ભાગ્યે એના ભગીરથ કાર્યમાં આરંભથી જ અનેક સંસ્થાઓ ને વ્યકિતઓનો ઉષ્માભર્યો ને સહાયક સહકાર મળ્યો છે. સૂરતની મહાનગરપાલિકા, ગુજરાત સાહિત્ય અકાદમી, ગાર્ડન સિલ્ક મિલ્સ જેવાં સંસ્થા-પ્રતિષ્ઠાનો ને સંસ્કારસેવી વ્યકિતઓએ અમારી પ્રવૃત્તિને આવકારી - પુરસ્કારી અમને પ્રોત્સાહિત ને આભારી કર્યા છે.

નર્મદના સકલ સાહિત્યના સંપાદનનું કાર્ય માથે લઈ એ કાર્યમાં સતત રત રહી, રસ લઈ એની ઝીણી - મોટી જવાબદારીઓ ઉત્સાહથી ઉપાડી લેનાર વિદ્વાન અધ્યાપક ને પ્રસિદ્ધ સંશોધક - વિવેચક ડૉ. રમેશભાઈ શુક્લ, જેઓ આ ટ્રસ્ટના એક ટ્રસ્ટી પણ છે તેમનો આભાર તો જેટલો માનીએ તેટલો ઓછો પડે. એવી જ રીતે આ ગ્રંથનાં મુદ્રણ ને વિક્રયનું કાર્ય માથે લેનાર સાહિત્ય સંકુલના સંચાલક સાહિત્યકાર મિત્ર જનકભાઈ નાયકનો આભાર માનતાં આનંદ થાય છે.

સૂરત
૨-૧૧-૧૯૯૪

જયન્ત પાઠક
પ્રમુખ
કવિ નર્મદ યુગાવર્ત ટ્રસ્ટ

## સાચી હકીકત

સન ૧૮૬૬માં નર્મદે ત્રણ મહત્વનાં કાર્યો કર્યાં. 'સરસ્વતીમંદિર'નું નિર્માણ કર્યું, અગિયાર વર્ષની 'નર્મકવિતા'નું સમગ્ર સંકલન તૈયાર કર્યું અને પોતાનાં તેત્રીશ વર્ષનાં જીવન અને કાર્યનું સરવૈયું કાઢતી આત્મકથા 'મારી હકીકત'નું પ્રકાશન કર્યું.

આ પહેલાં સન ૧૮૬૫માં, દોઢ દાયકામાં લખાયેલા નિબંધોનું પ્રકાશન તેણે 'નર્મગદ્ય પુ.૧' શીર્ષકથી કર્યું હતું, તે પછી તેણે સન ૧૮૬૬માં 'સુરતની મુખતેસર હકીક્ત'નું 'નર્મગદ્ય, પુ.૨, અં.૧' તરીકે પ્રકાશન કર્યું. 'મારી હકીક્ત'ને તેણે 'નર્મગદ્ય, પુ.૨, અં.૨' તરીકે ઓળખાવી છે.

'મારી હકીક્ત'ના પ્રકાશન વિશેનાં નીચેનાં વિધાનો ચકાસણીપાત્ર છે :

> 'આ જીવનનિરૂપણ ગ્રંથકાર તરીકેનું જ અને તે પણ સંક્ષેપમાં લખીશું. લખાણમાં આપેલી હકીકતોનો લગભગ બધો આધાર કવિએ પોતે જ સને ૧૮૬૬માં 'મારી હકીક્ત' એ નામે સ્વજીવન (Auto-biography) લખીને છપાવી ખાનગી રાખી મૂક્યું હતું તે ઉપર રાખવામાં આવ્યો છે.'
>
> - નવલરામ પંડ્યા
>
> 'કવિજીવન' (૧૮૮૮)ના પહેલા પૃષ્ઠની પાદટીપ

'તે પછી નર્મગદ્ય પુસ્તક બીજાના બીજા અંક તરીકે કવિશ્રીએ પોતાનું આત્મચરિત્ર 'મારી હકીકત'ની અમુક બે-પાંચ નકલો જ માત્ર છપાવી રાખેલી, પણ તેની પ્રતો પ્રજામાં વેચાણ માટે મૂકેલી નહીં. ...... પણ પોતાનાં મરણ બાદ, એમાં આવતી સર્વ વ્યક્તિઓ અસ્તિત્વમાં ન હોય ત્યારે પ્રકટ કરવાની વિનંતી કરી, પોતાના અમુક વિશ્વાસપાત્ર સ્નેહી સંબંધીઓને તેની એકેકી નકલ આપી મૂકેલી.'

- નટવરલાલ ઈચ્છારામ દેસાઈ

'મારી હકીકત' (આ. ૧, ૧૯૩૩) ની સંપાદકીય પ્રસ્તાવના

નવલરામ નર્મદના સ્નેહીજન અને શ્રદ્ધેય વિવેચક.'કવિજીવન' નર્મદના અવસાનના બે વર્ષની અંદર પ્રકાશિત 'નર્મકવિતા' ખંડ ૧ ના આરંભમાં સંકલિત થયું છે.

નટવરલાલ કવિના અંતેવાસી ગણાયેલા ઈચ્છારામ સૂર્યરામ દેસાઈના પુત્ર અને સમગ્ર નર્મદસાહિત્યનો કૉપીરાઈટ જેને તબદીલ થયો હતો તે પ્રતિષ્ઠિત સાહિત્યપ્રકાશનની સંસ્થાના અધિપતિ.

આથી તેઓ બંનેનાં વિધાનો વિશે અશ્રદ્ધા સેવવાની કલ્પના પણ કોઈને આવી ન હતી અને નર્મદનાં જીવન અને સાહિત્યના આ લેખક સમેત સર્વ અભ્યાસીઓએ આ વિગત યથાતથ સ્વીકારી લીધી હતી. પરંતુ જ્યારે સમગ્ર નર્મદસાહિત્યનું નવેસરથી સંકલન, સંપાદન અમે હાથ ધર્યું અને તે વિશે સંશોધન, સંકલન કરવા માંડયું ત્યારે કેટલાંક નવાં તથ્યો પ્રકાશમાં આવ્યાં. તેમાં એક મહત્ત્વનું તથ્ય એ છે કે નર્મદે 'મારી હકીકત' ની બેપાંચ નહિ, પૂરી ચારસો પ્રતો છપાવી હતી. આ વિગત તેણે પોતે 'મારી હકીકત'ના પ્રકાશનના (સપ્ટે.૧૮૬૬) ચાર છ માસમાં જ, અગિયાર વર્ષની 'નર્મકવિતા' (આ.૨, ૧૮૬૬-૬૭)★ નું પ્રકાશન કરતાં તેના આરંભે તે સમય સુધીમાં પોતાના કયા ગ્રંથની કેટલી આવૃત્તિઓ અને તેની કુલ કેટલી પ્રતો છપાઈ હતી તેની સૂચિ આપી હતી (જુઓ પરિશિષ્ટ ૧૧ ખ ) તેમાં નોંધી હતી.

આ નોંધના સંદર્ભમાં દેખીતી રીતે નવલરામ અને નટવરલાલનાં વિધાનો તથ્યરિક્ત બને છે. નર્મદની નોંધ અને આ વિધાનો એ બંને પક્ષોને સાચા માનીએ તો ચારસો પ્રતો છાપ્યા પછી કોઈક કારણસર કવિએ બેપાંચ પ્રતો રાખી, બાકીની પ્રતોનો નાશ કર્યો હશે એવો તર્ક કરવો પડે. પરંતુ આ વિધાનો સિવાય આવા તર્ક માટેની કોઈ ભૂમિકા નથી. સ્વજનો, સ્નેહીઓ, મિત્રો ન દુભાય તે માટેની પૂરતી કાળજી નર્મદે રાખી છે અને તે માટેની સ્પષ્ટતા તેણે પ્રારંભમાં જ પાદટીપમાં વિગતે કરી છે. 'મારી હકીકત' અને 'નર્મકવિતા'ના પ્રકાશન વચ્ચે ચારછ માસનો ગાળો તો પસાર થયો જ છે. તે દરમ્યાન અને તે પછી પણ 'મારી હકીકત'નું વેચાણ નહિ થયું હોય ? તેણે પોતાના નિકટના સ્નેહીઓ અને શુભેચ્છકોને તેની પ્રત નહિ આપી હોય ? આ પ્રકારનો તર્ક કરવામાં તો નર્મદની સાહસિક અટંકી પ્રકૃતિ વિશેની અણસમજ પ્રગટ થાય. આ વિધાનો દુર્હેતુ તો નથી જ, તેમ નિર્હેતુ પણ નથી. નર્મદની નોંધ પણ અનુપેક્ષ્ય છે તેથી જ્યાં સુધી વિશેષ સબળ પ્રમાણ ન મળે ત્યાં સુધી નર્મદની જ નોંધને યથાતથ સ્વીકારી, નવલરામ અને નટવરલાલનાં વિધાનો તથા તેને આધારે થયેલાં અવલોકનોને નિલંબિત સમજવા ઘટે.

'મારી હકીકત' ની આ મૂળ આવૃત્તિ બે કોલમનાં રોયલ સાઈઝનાં કુલ ૭૩ પૃષ્ઠોમાં (પૃષ્ઠાંક ૬૦થી ૧૩૨; પૃષ્ઠાંક ૧ થી ૫૯ 'નર્મગદ્ય, પુ.૨, અં૦ ૧, સુરતની મુખતેસર હકીકત'નાં ) છપાઈ હતી. તેનું મુદ્રણ નર્મદના મિત્ર નાનાભાઈ રૂસ્તમજી રાણીનાના યુનિયન પ્રેસમાં થયું હતું.

તે પછી કનૈયાલાલ મુનશીએ ૧૯૨૬માં 'ગુજરાત'માં તેનું હપ્તાવાર પ્રકાશન કરવા માંડ્યું હતું. નર્મદના સમગ્ર સાહિત્યનો કૉપીરાઈટ ધરાવનાર ગુજરાતી પ્રેસે ઘટતી કાર્યવાહી કરતાં મુનશીએ તે પ્રકાશન બંધ કર્યું. ત્યાર બાદ ગુજરાતી પ્રેસે 'ગુજરાતી'ના ૧૯૩૦ અને ૧૯૩૧ના દિવાળી અંકોમાં તેનો કેટલોક ભાગ પ્રકાશિત કર્યો હતો. કવિની જન્મશતાબ્દીએ (ઑગસ્ટ ૧૯૩૩ ) તેણે તેની સંપૂર્ણ વાચનાનું પુનર્મુદ્રણ કર્યું હતું. તે પછી તેણે ૧૯૩૯માં 'મારી હકીકત'ના બીજા ભાગ તરીકે, કવિની કેટલીક નોંધો, પત્રો વગેરે 'ઉત્તર નર્મદ ચરિત્ર' શીર્ષકથી પ્રકાશિત કર્યાં હતાં.

---

★ તેનું પ્રકાશનવર્ષ મુખપૃષ્ઠ પર જાનેવારી ૧૮૬૬ છપાયું છે. પરંતુ અંદરની નોંધ પ્રમાણે તેમાં 'સને ૧૮૫૫ સપટેમ્બરની ૨૧મીથી તે ૧૮૬૬ ના ડિસેમ્બરની ૩૧મી સુધી' ની રચનાઓનો સમાવેશ થયો છે. તેથી તેનું પ્રકાશન વહેલામાં વહેલું ૧૮૬૭ ના માર્ચના અરસામાં થયું હશે.

'મારી હકીકત' સળંગ પ્રવાહી ગદ્યમાં લખાયેલી નથી. તે વધતે ઓછે અંશે ટાંચણોનું સંકલન છે. તેણે વ્યવસ્થિત નોંધો ૧૮૫૪થી રાખવા માંડી હતી. આ નોંધો ઉપરાંત પિતાએ અને સગાંસ્નેહીવર્ગે કહેલી વિગતો, ઘરમાંના કાગળો, ખર્ચની ચોપડી, અને યાદદાસ્ત ઉપરથી તેણે આત્મકથાનો આ પહેલો 'ખરડો' તૈયાર કર્યો હતો. તેણે ઉપલબ્ધ સામગ્રીને સમયાનુક્રમે ગોઠવી, વચ્ચે વચ્ચે અનુસંધાન મૂલક વિગતોનું સંકલન કરી આ મુસદ્દો તૈયાર કર્યો હતો. આ લખાણની કેટલીક પાદટીપો સંવેદનમૂલક છે, જ્યારે મૂળ લખાણ વસ્તુનિષ્ઠ છે. તેણે 'મારી હકીકત'ને 'અધૂરી' અને 'ખરડો' જ કહી છે. યોગ્ય સમયે તેને વ્યવસ્થિત રૂપે લખવાનો તેનો ખ્યાલ હતો.

તેણે સ્વપ્રસિદ્ધિ માટે કે દ્રવ્ય કે સ્થાન માટે આ આત્મકથા લખી નથી. 'ભૂતનું જોઈ ભવિષ્યમાં ઉત્તેજન મળ્યાં કરે' તે હેતુથી, પોતાનાં કાર્યોની યોગ્યાયોગ્યતાનું મૂલ્યાંકન કરી, ભવિષ્યનો માર્ગ નક્કી કરવાના હેતુથી તેણે તે લખી હતી. આ તેનું મુખ્ય પ્રયોજન હતું.

તેનાં આનુષંગિક પ્રયોજન આ પ્રમાણે હતાં :

૧. આત્મકથાલેખનનો ચાલ ગુજરાતી સાહિત્યમાં નથી તે ચાલુ કરવો.

૨. મિત્રોએ તેના જીવન વિશે જિજ્ઞાસા દર્શાવી તે સંતોષવી.

૩. તેની હયાતીમાં જ તેનાં વિચારો અને કાર્યો વિશે ઉલટાસુલટી વાતો થતી હતી તેથી તેના મૃત્યુ પછી તેને વિશે સાચી હકીકત ઉપલબ્ધ કરાવવી.

આત્મકથાલેખન માટે નર્મદે એક આદર્શ સ્વીકાર્યો હતો:

> '......આ હકીકતમાં જે લખવાનું ઘટતું નહીં જ વિચારૂં તે તો હું નહીં જ લખું, પણ જે જે લખીશ તે તો મારી જાણ પ્રમાણે સાચેસાચું જ લખીશ, પછી તે મારું સારૂં સારૂં હો કે નરસું, લોકને પસંદ પડો કે ન પડો.'

પોતાના સ્નેહીસંબંધીઓ વિશે લખતાં, તેમને મનદુઃખ ન થાય અથવા કોઈ રીતે નુકસાન ન થાય તે હેતુથી તેમની હયાતીમાં તો તેવું કશું જ ન લખવું એ તેનો નિશ્ચય હતો. પરંતુ પોતાના વિશે તો દિલચોરી વિના, લાભનુકસાનનો વિચાર કર્યા વિના, સાચેસાચી હકીકત લખવાને તે કૃતનિશ્ચયી હતો.

તેનાં આ વિધાનોમાં નિશ્છલ નિશ્ચયનો રણકો છે. તે સંદર્ભમાં તેણે સ્વજનો, સ્નેહીઓ, મિત્રોની લાગણીને વશ થઈ નકલોનો નાશ કર્યો હોવાના સંભવને અવકાશ જણાતો નથી.

સન ૧૮૫૪થી નોંધ રાખવા માંડી તે માટેનો હેતુ તેણે આ પ્રમાણે જણાવ્યો છે :

> 'પણ આ પ્રમાણે નોંધ શા માટે રાખવી ? શું વિશેષ છે ? એક રીતે કંઇ પ્રયોજન નથી. બીજી રીતે સયુક્તિક છે, કે સાર શિક્ષણીય થશે, અમુક સંકલ્પને દૃઢ કરશે. ત્રીજી રીતે બીજાને બોધ મળશે, નોંધને માટે અવશ્ય કાળજી ન રાખવી.'
>
> (ધર્મતંત્ર, સં. ૧૯૩૭ પોષ સુદ ૧૨ની નોંધ)

આમ નોંધ પણ સ્વશિક્ષણ અને સમાજશિક્ષણ માટે મહત્ત્વની છે એવો ખ્યાલ તેણે સેવ્યો હતો. આ નોંધો કોઈને કોઈ સ્વરૂપે, આત્મકથામાં સંકલિત રૂપે અથવા અન્યથા પ્રકાશિત કરવાનો તેનો આશય હતો તેમ સમજાય છે.

'ગુજરાતી પ્રેસ'ના એક સમયના ભાગીદાર સ્વ. મણિલાલ ઇચ્છારામ દેસાઈના વારસદારોએ એમ.ટી.બી. આર્ટ્સ કૉલેજ, સુરતને સોંપેલા ગ્રંથસંગ્રહમાં નર્મદ દ્વારા મુદ્રિત પ્રથમ આવૃત્તિ (૧૮૬૬)ની એક પ્રત સચવાયેલી છે.

આ પ્રતમાં ત્રણ સ્થળે હસ્તાક્ષરથી થયેલા સુધારા છે. નર્મદની ઉપલબ્ધ થયેલી અંગત ડાયરીના હસ્તાક્ષર સાથે સરખાવતાં, સુધારાના હસ્તાક્ષર નિઃશંક રીતે નર્મદના છે. એ દૃષ્ટિએ આ પ્રત અત્યંત મૂલ્યવાન ગણાય. તે સુધારા નીચે પ્રમાણે છેઃ

૧. (પ્ર.આ. પૃ.૬૧; ગુજ.પ્રેસ., પૃ.૨ ) નર્મદ પોતાના જન્મસમય વિશેની માહિતીની અચોક્કસતા વિશે નોંધતાં, માના પક્ષની માહિતીને સાચી માનવાનું કહેતાં આ પ્રમાણે લખે છે :

'.....પણ વિચાર કરતાં માની તરફનાં ખરાં છે કેમકે મા પોતાને મોસાળ જણે છે ને તાંથી પછી બાપને તાંહાં ખબર જાય છે.'

નર્મદનો જન્મ તેના મોસાળમાં નહિ, માને મોસાળ થયો હતો, તેથી આ વિધાન તેના અંગત સંદર્ભમાં સાચું હતું. પરંતુ સામાજિક રૂઢિ અનુસાર પ્રથમ પ્રસૂતિ પિયરમાં થાય છે. આ સરતચૂક ખ્યાલમાં આવતાં નર્મદે તે સુધારતાં 'મોસાળ' શબ્દ છેકી

બાજુમાં 'પીયેરમાં અથવા મોસાળમાં' એવો ફેરફાર કર્યો છે.

૨. (પ્ર.આ. પૃ.૬૮; ગુજપ્રેસ. પૃ. ૧૨)

વિરામ ૨ : ઘરડાં વડિલો ને માબાપ:

આ પછીના 'વિરામો' નો સમયગાળો દર્શાવાયો છે, જ્યારે આ વિરામનો સમય નિર્દેશાયો ન હતો. તેથી નર્મદે તેનો સમય 'સંવત્ ૧૮૧૧' સ્વહસ્તાક્ષરે લખ્યો છે.

૩. (પ્ર.આ. પૃ. ૯૦; ગુજ. પ્રેસ.પૃ. ૩૭ )

નર્મદની પહેલી પત્ની ગુલાબનું અવસાન બીજી પ્રસુતિ દરમ્યાન થયું હતું. તેની તારીખ 'આસો સુદ બીજે - ૧૮૫૩ ની ૪થી અક્ટોબરે....' એ પ્રમાણે છપાઈ છે. નર્મદે તિથિ અને તારીખ પર છેકો મૂકી અનુક્રમે 'ત્રીજે' અને '૫' એવો સુધારો કર્યો છે. (આ સુધારો કરતાં 'થી' ને સ્થાને 'મી' સુધારવાનું રહી ગયું છે.)

'ગુજરાતી પ્રેસ'ના પ્રકાશનમાં આ સુધારાઓની નોંધ લેવાઈ નથી. સ્પષ્ટ છે કે તેની પ્રેસનકલ બીજી પ્રતને આધારે થઈ છે.

આ સંપાદનમાં આ ત્રણે સુધારા આમેજ કરી લેવામાં આવ્યા છે.

આ પ્રતને છેલ્લે પાને, પહેલી કોલમનું લખાણ પૂરું થાય છે તેની નીચે નર્મદે નીચે પ્રમાણે સાલગણના કરી, તેના પર છેકો મૂક્યો છે.

૧૮૫૯ માર્ચ ૨૦
૧૮૩૩ અગસ્ટ ૨૪
૨૬

આ નોંધ સૂચક છે. તેમાં નર્મદે પોતાના જીવનમાં વળાંક આવ્યો તેની ગણતરી કરી છે.

૨૩ મી નવેમ્બર ૧૮૫૮ ના રોજ તેણે કલમને ખોળે માથું મૂક્યું તે તારીખ તો નિર્ણાયક વળાંકની છે જ. પરંતુ નર્મદ તે તારીખ ઉપરાંત તા. ૨૦ મી માર્ચ ૧૮૫૯ ને પણ મહત્ત્વની ગણે છે, કારણ તે તારીખથી તેણે 'સ્વતંત્ર રહી વિદ્યાભ્યાસમાં જન્મારો કહાડવા'નો સંકલ્પ કર્યો હતો.

ડિસેમ્બર ૧૮૫૮માં તે પુણે ગયો હતો. જ્યાં તેણે શાસ્ત્રીઓ પાસે સંસ્કૃત કાવ્યનાટ્યાદિ તેમ જ વ્યાકરણ અને અંલકારશાસ્ત્રનો અભ્યાસ કરવા માંડ્યો હતો. આ બધો સમય તે પોતાના કાકાસસરા મણિનંદ પંડ્યાને ત્યાં - જેઓ પુણેમાં અદાલતમાં શાસ્ત્રી હતા- રહેતો હતો. નર્મદને ત્યાં રહેવું અનુકૂળ ન હતું અને કાકાસસરા તેને સ્વતંત્ર રહેવા જવા દેતા ન હતા. તેથી તે છેવટે તા. ૨૦ મી માર્ચ ૧૮૫૯ ને રોજ મુંબઈ આવી ગયો હતો. આ તેના પ્રથમ ૨૬ વર્ષનો તબક્કો. તે પછી સ્વાધ્યાય, સંશોધન, અને સર્જનનો વિધાયક તબક્કો શરૂ થયો.

ગુજરાતી પ્રેસની આવૃત્તિનો પાઠ અનેક સ્થળે દુષિત છે. એનું એક જ દૃષ્ટાંત પર્યાપ્ત થશે.

તે આવૃત્તિમાં 'વિરામ ૧૦'ના આરંભના બીજા ફકરામાં આ પ્રમાણે વાક્ય છે :

> 'મારી ઘણાં વરસ થયાં ઉત્તર હિન્દુસ્તાનમાં પ્રવાસ કરવાની ઇચ્છા છે. મારી જેટલી ઇચ્છા હિન્દુસ્તાનમાં ફરવાની છે તેટલી ઇંગ્લંડ જવાની નથી - ને મનમાં એવું પણ ખરૂં કે હિન્દુસ્તાન જોયા વિના સૃષ્ટિસૌન્દર્ય જોવાનો, લોકની રીતભાત જાણવાનો અને ત્હાંના વિદ્વાનોનો સમાગમ કરવાનો છે..... ' (પૃ.૮૮)

મૂળ પ્રતમાં આ વાક્ય આ પ્રમાણે વંચાય છે :

> 'મારી ઘણાં ....... ઇંગ્લંડ જવાની નથી - ને મનમાં એવું પણ ખરૂં કે હિંદુસ્તાન જોયા વના ઇંગ્લંડ જવું નહી - વળી જે પ્રમાણે કેટલાક મિત્રો ઇંગ્લંડનો બાહારનો દબદબો જોવાની ઇચ્છા રાખે છે તેમ હું ઇચ્છતો નથી - ઇંગ્લંડ જવાનો મારો હેતુ સૃષ્ટિસૌંદર્ય જોવાનો ........ ' (પૃ. ૧૨૮)

મૂળ વાચનાના મહત્ત્વના વાક્યખંડોનું અદર્શન થવાથી નર્મદના કથનનો મર્મ જ ધૂંધળો થઈ ગયો છે અને વાક્યરચના કઢંગી બની છે. આ જ રીતે ગુજરાતી પ્રેસની વાચનામાં મૂળના અનેક શબ્દો અને વાક્યખંડો સ્ખલિત થયાં છે. આ સંપાદનમાં

નર્મદ-વાચના યથાતથ સ્વીકારવામાં આવી છે.

નર્મદે તેનાં પ્રકરણોને 'વિરામ' કહ્યાં છે, અને દરેક વિરામનો સમયગાળો પણ પ્રકરણ શીર્ષક સાથે નિર્દેશ્યો છે. ગુજરાતી પ્રેસની આવૃત્તિમાં તે ઉપરાંત જે ઉપશીર્ષકો અપાયાં છે તેનો નિર્દેશ અહીં પાદટીપમાં કર્યો છે. અન્યથા મુદ્રણની કેટલીક વિકૃતિઓ નિવારી મૂળ ભાષા જાળવી રાખી છે.

મૂળમાં પાદટીપ માટે વિવિધ ચિહ્નો વપરાયાં છે, જ્યારે આ સંપાદનમાં ચિહ્નોને સ્થાને આંકડાનો ઉપયોગ સરળતાના હેતુથી કર્યો છે.

ગુજરાતી પ્રેસની પ્રતમાં જ્યાં સંસ્કૃત શ્લોક દેવનાગરીમાં છે ત્યાં મૂળપ્રતમાં તે ગુજરાતી લિપિમાં છે. આ સંપાદનમાં ગુજરાતી લિપિ જાળવી છે.

આ વાત થઈ 'મારી હકીકત'ની.

હવે વાત કરવી છે સાચી હકીકતની.

'ઉત્તર નર્મદચરિત્ર'ના પરિશિષ્ટ ત્રીજામાં કવિપુત્ર જયશંકર વિશે લખતાં તેના સંપાદક નટવરલાલ ઇચ્છારામ દેસાઈ નોંધે છે :

> 'કવિશ્રી નર્મદાશંકર સંબંધી અમારી પાસે જે કાંઇ હતું, તેમાંથી જેટલું વાંચી શકાયું, ઉકેલી શકાયું, ઉપયોગી જાણવાજોગ લાગ્યું, તે અમે પરિશ્રમપૂર્વક શોધ કરી, તે 'મારી હકીકત' અને આ 'ઉત્તર નર્મદ ચરિત્ર' એમ બે ગ્રંથોમાં આપ્યું છે. હવે કવિના કેટલાક થોડા કાગળ પત્રો અત્યંત જીર્ણ અવસ્થામાં અમારી પાસે રહ્યા છે. તેમાંથી બની શકશે તો થોડો ભાગ અમે 'ગુજરાતી' પત્રના દિવાળીના ખાસ અંકોમાં આપવાનો વિચાર રાખ્યો છે. કારણ કે આ કામ થોડીક માથાકૂટનું અને આંખ ફોડીને વાંચવાનું છે. પણ તે પણ બનવું બનાવવું ઈશ્વરાધીન રાખ્યું છે.' (ઉ.ન.ચ.,પૃ.૧૪૯)

કવિના જીવનમાં એક પ્રકારનો સામાજિક પલટો કરનાર પુનર્લગ્નનો પ્રસંગ આ બે સંપાદનોમાં કવિએ કશે પણ ચર્ચ્યો નથી. તે વિષયમાં આ બંને ગ્રંથોના સંપાદક નટવરલાલ ઇચ્છારામ દેસાઈ નોંધે છે;

> 'કવિએ પોતે એ વિષયમાં નોંધ રાખેલી, પણ સાંભળ્યા પ્રમાણે તેમણે પોતે જ તેનો નાશ કર્યો હતો. એ વિષય તે તેમણે નર્મદાગવરી સાથે કરેલું પુનર્લગ્ન. એ પ્રસંગ બનતા પહેલાં કવિશ્રીને તેમનાં પહેલાં પત્ની ડાહીગૌરી સાથે થયેલી વાતચીતનો જે ભાગ નાશ થતાં બચ્યો તે અમે આ પુસ્તકમાં આપ્યો છે.' (ઉ.ન.ચ., પૃ. ૧૪૯)

આ સાથે 'કવિએ પુનર્લગ્ન કર્યાં' એ શીર્ષક નીચે તેમણે આપેલી એક બીજી નોંધ પણ જોઈએ:

> 'ઇ.સ ૧૮૭૦ (વિ. સં. ૧૯૨૬ ને આશરે) કવિ મુંબઈ છોડી સુરત રહેવા ગયા. ત્યાં તેમને તેમની જીંદગીનો એક નવો જ અનુભવ થયો. વિધવાનાં ફરી લગ્ન કરાવવાના પોતે પાકા હિમાયતી હતા. જૂના વિચારવાળાઓ કવિને પોતાનો દાખલો બેસાડવા આગ્રહ કરતા, અને કવિએ તેવો પ્રસંગ આવે પીછેહઠ નહિ કરવાનું પણ જણાવેલું. એટલામાં સુરતમાં જાણીતા એક નાગર કુટુંબમાં નર્મદાગવરી નામની જુવાન બાઈ વિધવા થઈ. તે બાઈએ કવિ સાથે પ્રેમ બાંધ્યો અને પોતાને પરણવાનું કહ્યું. કવિનાં પોતાની બીજીવારનાં પત્ની ડાહીગવરી હૈયાત હતાં એટલે એક ઉપર બીજી સ્ત્રી કરવી કે નહીં કરવી, તેની મોટી વિમાસણ પડી હતી. ડાહીગૌરી શાણી ઠરેલ અને પતિભક્તિપરાયણા બાઈ હતી. તેમણે કવિને જણાવ્યું કે તમે પુરુષ છો, માટે મરજીમાં આવે તેમ વર્તવાને મુખત્યાર છો. મારા તરફથી તમારા વિચારો અમલમાં મૂકવા સામે કશો અંતરાય નહિ આવે; પણ કવિનું હૃદય ડંખતું હતું કે ખરા સુધારકની રીત પ્રમાણે એક ઉપર બીજી સ્ત્રી પરણવી એ વાજબી ગણાય નહીં. તેમ વિધવાવિવાહને ટેકો આપ્યા વગર ચાલે તેમ નથી. તક મળી છે, માટે શું કરવું ? એવા વિચારમાં હતા. તેમણે ડાહીગવરીને ભરણપોષણનો બંદોબસ્ત કરી આપી છુટી પાડવાનો વિચાર કર્યો અને એ મનસુબો પાર પાડવા માટે તે ડાહીગવરીને જણાવ્યો અને તેની સાથે વાદવિવાદ કર્યો. ડાહીગવરી કવિથી કોઈ પણ સંજોગમાં છૂટી પડવાને એકની બે થઈ નહિ, પણ

કવિને જેમ ગમશે તેમ વર્તવા તે કબૂલ થઈ; દાસીપણું પણ સ્વીકારવા તે તત્પર હતાં. આ વિધવાલગ્નનો ઐતિહાસિક બનાવ બન્યો તે પહેલાં ડાહીગવરી સાથે શો વાર્તાલાપ થયો છે તે કવિએ નોંધ્યો છે. તે નોંધ અત્રે અમે છાપીએ છીએ.

આ વાતચીતના પ્રસંગ પછી કવિએ નર્મદાગવરીને પોતાના ઘરમાં આશ્રય આપ્યો અને તેમનાથી કવિને ત્યાં ભાઈ જયશંકર ઉર્ફે બકકાનો ઈ.સ. ૧૮૭૦ માં જન્મ થયો હતો.

આ નોંધો અનેક પ્રશ્નો ઉપસ્થિત કરે છે :

૧ 'ગુજરાતી પ્રેસ'ની ગુજરાતી ભાષા સાહિત્યની સુદીર્ઘ સેવા દરમ્યાન તેણે ધૂળધોયાનું, માથાકૂટનું ને આંખ ફોડીને કરવાનું જ કાર્ય સતત અને મુખ્યત્વે કર્યું છે. નર્મદની સાથે તો તેનો ફોઈભત્રીજાનો ('ગુજરાતી' નામ પાડનાર નર્મદ) સંબંધ હતો, ઈચ્છારામ નર્મદના શિષ્ય હતા અને નર્મદસાહિત્ય કૉપીરાઈટ સાથે 'ગુજરાતી પ્રેસ'ને સોંપાયું હતું. તે આવા કામમાં અળસાય એમ માની શકાય ખરું ?

૨. નર્મદાગૌરી સાથેના પુનર્લગ્નની નોંધનો ખરેખર નાશ થયો હતો ? અને જો નાશ થયો હતો તો તે નર્મદે કર્યો હતો ?

૩. માત્ર દાખલો બેસાડવા માટે જ નર્મદ નર્મદાગૌરી સાથે પુનર્લગ્ન કરવા તત્પર બન્યો હશે ?

૪. જો દાખલો જ બેસાડવો હતો તો ૧૮૬૫ માં વિધવા સવિતાગૌરીને આશ્રય આપ્યો તો ત્યારે જ તેની સાથે નર્મદે પુનર્લગ્ન કેમ ન કર્યું ?

૫. ખરા સુધારાની રીત પ્રમાણે એક પર બીજી સ્ત્રી પરણવી વાજબી ન ગણાય એવો વિચાર નર્મદને આવ્યો હશે ખરો ? વસ્તુતઃ એક પર બીજી સ્ત્રી ન થાય તેવો તે સમયે પણ નર્મદની નાગર જ્ઞાતિનો નિયમ હતો. પરંતુ તેને આવાં કોઈ બંધનો નડ્યાં હતાં ખરા ?

૬. જો એક સ્ત્રી પર બીજી સ્ત્રી ન પરણવી એવી સુધારાની વિવેકદૃષ્ટિ હોય તો પહેલાં લગ્નની સ્ત્રીને, બીજી સ્ત્રીને રખાત તરીકે રાખી, દૂભવવી ન જોઈએ એવો વિવેક આ પહેલાં તેને કેમ નડ્યો નહીં હોય ?

૭. ડાહીગૌરીને ભરણપોષણ આપીને છૂટી કરવી એટલે અલગ રાખવી કે છૂટાછેડા આપવા ? આ નોંધમાં છૂટાછેડાની તો વાત જ નથી. માત્ર અલગ રાખવાનો એક વિકલ્પ છે. બીજો વિકલ્પ ખૂંધા ખમવાનો. આ વિકલ્પો આપનાર પુરુષ ખરેખર કોઈ વિસામણમાં લાગે છે ખરો ?

આમ આ નોંધો જેવી વંચાય છે તેની સીધી, સાદી, સરળ, નિર્દોષ નથી, એમ હવે સુલભ થયેલી નર્મદના હસ્તાક્ષરની નોંધો ઉપરથી સમજાય છે.

'ગુજરાતી' પ્રેસ સંકેલાઈ ગયા પછી, તેના એક સમયના ભાગીદાર સ્વ. મણિલાલ ઈચ્છારામ સૂર્યરામ દેસાઈના વારસદારો તરફથી એમ.ટી.બી કૉલેજ, સુરતને પુસ્તકો અને ચૂનીલાલ ગાંધી વિદ્યાભવનને હસ્તલિખિત સાહિત્ય સોંપાયું છે. તેમાં નર્મદ સંબંધી હસ્તલિખિત સાહિત્ય આ પ્રમાણે મળ્યું છે :

૧. સપ્ટે. ૧૮૮૨ થી મે ૧૮૮૩ ની ડાહીગૌરી સંબંધી નોંધ (નર્મદના હસ્તાક્ષરમાં. અપ્રગટ)

૨. સપ્ટે.૧૮૮૨ ની સવિતાગૌરી સંબંધી નોંધ (નર્મદના હસ્તાક્ષરમાં. અપ્રગટ)

૩. ૨૨ ડિસે.૧૮૮૧ થી ૨૮ એપ્રિલ ૧૮૮૫ સુધીની રામશંકર સંબંધી નોંધ (નર્મદના હસ્તાક્ષરમાં. અપ્રગટ)

(આ ત્રણે નોંધ એક જ ચોપડામાં છે)

૪. 'ધર્મતંત્રઃ' સન ૧૮૭૩થી ૧૮૮૧ (નર્મદના હસ્તાક્ષરમાં. આ નોંધ ઉ.ન.ચ. માં પૃ.૧૧૨ થી ૧૨૪ પર છપાઈ ગઈ છે.)

૫. નર્મવૃત્તાંત : નર્મદના મહેતાજી નરભેરામ પ્રાણશંકરે ઈચ્છારામની સૂચનાથી લખી મોકલેલું લખાણ.

ક્રમાંક ૨ અને ૩ ની નોંધ અનુક્રમે સવિતાગૌરી અને કારકુન રામશંકર સાથેના તે સમયે વિષમ બનેલા સંબંધ વિશે છે. તે

નર્મદની આ સમયની મનોવૃત્તિનું અંતરંગ ચિત્ર આપે છે.

વધારે મહત્ત્વની નોંધ ક્રમાંક ૧ ની છે. ઉ.ન. ચ. માં 'કવિએ પુનર્લગ્ન કર્યાં' એ શીર્ષક નીચે, તેના અનુસંધાનમાં ઉપર ઉદ્દ્ધૃત કરેલી નોંધો સાથે, 'મુંબઈ છોડતાં પહેલાં અને પુનર્લગ્ન કર્યા પહેલાંની સ્થિતિ, ડાહીગવરી અને કવિ વચ્ચેનો અપૂર્વ સંવાદ' એવા વર્ણન સાથે જે લખાણ પ્રગટ થયું છે તે વસ્તુતઃ કવિના નર્મદાગૌરી સાથેના પુનર્લગ્ન સાથે કોઈ સંદર્ભ ધરાવતું નથી. આ સંવાદ ૧૮૭૦નો નથી. તે સપ્ટેમ્બર ૧૮૮૨થી મે ૧૮૮૩ સુધીની અંક સળંગ નોંધનો ભાગ છે.

આ સંદર્ભવિચ્છેદ થવામાં ઈચ્છારામ સૂર્યરામનાં સંતાનો વચ્ચેનો કુટુંબકલહ જવાબદાર હતો. ડિસે. ૧૯૧૨માં ઈચ્છારામનું અવસાન થયું પછી તેમના જ્યેષ્ઠ પુત્ર મણિલાલે ગુજરાતી પ્રેસનું તંત્ર સંભાળ્યું હતું. ૧૯૨૪માં તેઓ પોતાનો ભાગ અને 'ગુજરાતી' લઈને છુટા થયા હતા. તે પછી તેમની આર્થિક સ્થિતિ બગડતાં, ૧૯૩૦ માં તેમના નાના ભાઈઓએ હરાજીમાં 'ગુજરાતી' ખરીદી લીધું હતું. અને તેનું સંચાલન નટવરલાલ ઈચ્છારામે સંભાળ્યું હતું. આ કુટુંબ-કલહ નર્મદસાહિત્યના પ્રકાશનને પણ આભડી ગયો હતો. હરિ કેશવજી પાઠારે અને વિશ્વનાથ નારાયણ મંડલીકના મૂળ મરાઠી પુસ્તકના નર્મદે કરેલા અનુવાદ 'દેશવ્યવહારવ્યવસ્થા'ના સંદર્ભમાં અનુવાદક કોણ- નર્મદ કે 'ગુજરાતી' ના તંત્રીવિભાગમાં કામ કરતા અંબાલાલ જાની ? એ વિશે મણિલાલ ઈચ્છારામ અને નટવરલાલ ઈચ્છારામ વચ્ચે જાહેર વિવાદ થયો હતો.

નર્મદજન્મશતાબ્દીના મહિનામાં 'વીસમી સદી' ના તા. ૨૭-૮-૩૩ ના અંકમાં મણિલાલે 'એક ખુલાસો' શીર્ષકથી જાહેર કર્યું કે 'દેશવ્યવહારવ્યવસ્થા' નું 'ભાષાંતર કવિએ કરેલું નથી', તેના ઉપર ટૂંક નોંધ ઉમેરતાં એમ કહ્યું કે 'ભાઈ અંબાલાલ જાનીએ એના ભાષાંતરમાં ભાગ લીધેલો જાણીતો છે.' તેમણે એમ પણ જાહેર કર્યું કે 'ગુજરાત સર્વસંગ્રહ' અને 'કાઠિયાવાડ સર્વસંગ્રહ' પણ ભાષાંતર છે. 'કવિને અને તેના કુટુંબીઓને લાભ મળે તે માટે કવિના મિત્રોએ તે ભાષાંતરો કરેલાં.' આ જ મત 'નર્મદશતાબ્દી ગ્રંથ'માંના લેખમાં પણ તેમણે સ્પષ્ટ જણાવ્યો છે. ૧૯૧૧માં 'દેશવ્યવહારવ્યવસ્થા'નું પ્રકાશન થયું ત્યારે પ્રગટકર્તાની નોંધ મણિલાલે જ લખી હતી અને તેમણે સ્પષ્ટ લખ્યું હતું કે આ ગ્રંથ સ્વ. કવિ નર્મદના અપ્રગટ લેખોમાંનો એક છે. આ લેખ કવિના કારકુન નરભેરામ પ્રાણશંકરના હસ્તાક્ષરમાં હતો અને તે વિશેની ખરાઈ તેણે કરી છે એમ પણ તેમણે નોંધ્યું હતું.

આ લેખના આરંભનાં પચીશ પાનાં ન હતાં, તે અંબાલાલે ઈચ્છારામની સૂચનાથી તૈયાર કર્યાં હતાં. મણિલાલ આ જાણતા હતા. અંબાલાલે 'ખુલાસાનો મારો ખુલાસો' શીર્ષકથી 'ગુજરાતી' ના ૩ - ૯ - '૩૩ ના અંકમાં આ વિશે સ્પષ્ટતા કરી હતી. નર્મદના પુત્ર જયશંકરે 'ગુજરાતી' ને સોંપેલા દફતરમાંથી આ ખૂટતાં પાનાંમાંથી સત્તરમું પાનું મળી આવ્યું જેના પર નોંધ હતી કે 'તેમાંનાં ૧૬ પૃષ્ઠો ૧૮૫૯ ના 'બુદ્ધિવર્ધક ગ્રંથ' માં છપાયાં છે. જુઓ પાને ૩૩૬ અને ૩૬૨ મે.' સ્પષ્ટ છે કે ફરી નકલ કરવાકરાવવાને બદલે કવિએ નરભેરામે કરેલી નકલનાં જ પાનાં 'બુદ્ધિવર્ધક'ને મોકલી આપ્યાં હતાં.

ડાયરીનું રહસ્ય ઉકેલવામાં 'વીસમીસદી' નો આ ઉલ્લેખ મહત્ત્વનો છે. તેના મણિલાલનો 'ખુલાસો' છપાયો તે નર્મદજન્મશતાબ્દીના ઑગસ્ટ મહિનાના અંકમાં ઉ.ન.ચ.માં પછીથી છપાયેલો ડાયરીનો અંશ પ્રગટ થયો હતો. એ વિશેની નોંધ આ ડાયરીની મૂળ હસ્તપ્રતમાં આ ભાગનો આરંભ થયો ત્યાં અને તે પુરો થયો ત્યાં કરવામાં આવી છે. સ્પષ્ટ છે કે આ નોંધ મણિલાલે કરી છે. અને એ ભાગ 'વીસમી સદી' ને તેમણે જ પ્રકાશન માટે મોકલ્યો હતો. ચૂનીલાલ ગાંધી વિદ્યાભવનને જે સાહિત્ય સોંપાયું તે મણિલાલના વારસો દ્વારા. નર્મદના હસ્તાક્ષરની ડાયરી મણિલાલ પાસે હતી, નટવરલાલ પાસે નહિ. નટવરલાલે ઉ.ન. ચ. માં જે ભાગ છાપ્યો તે આ મૂળ ડાયરીને આધારે નહિ, 'વીસમી સદી' ને આધારે. તેમણે તો મોઘમ નોંધ પ્રસ્તાવનામાં કરી કે 'કવિએ પોતે પોતાના સંબંધમાં અને પરિચિત જનો સંબંધમાં દેશકાળાનુસાર ઘણું લખી રાખેલું, પણ તે સર્વ પ્રાપ્ત થઈ શક્યું નથી.'

વિશ્વનાથ ભટ્ટે 'નર્મદનું મંદિર' (ગદ્યવિભાગ) માં આ જ સંવાદ 'કવિ અને સતી' શીર્ષકથી સંકલિત કર્યો છે અને તે ઘટનાનો સમય 'સન ૧૮૮૧ - ૮૨'નો આપ્યો છે. તેમણે જો મણિલાલ ઈચ્છારામ પાસેની મૂળ પ્રત જોઈ હોત તો માત્ર આટલો જ ભાગ ન છાપ્યો હોત અને તેનું શીર્ષક આ પ્રકારે ન આપ્યું હોત. ઉ.ન.ચ. નું પ્રકાશન ન.મં.ના પ્રકાશન (૧૯૩૭) પછી બે વર્ષે (૧૯૩૯) થયું. વિશ્વનાથ ભટ્ટે આ સંવાદ તેમણે ક્યાંથી મેળવ્યો તે મૂળ સ્રોત નિર્દેશ્યો નથી. પરંતુ આ પહેલાં 'વીસમી સદી' માં (૨૭-૮-૩૩) પ્રગટ થયેલો આ ભાગ તેમણે સંકલિત કર્યો છે એ નિઃશંક છે. નટવરલાલ ઈચ્છારામે આ સંવાદ 'વીસમી સદી'ના અંકમાંથી લીધો છે તે હવે શંકારહિત બને છે. આ સમયે 'નર્મદનું મંદિર'( ગદ્યવિભાગ) સુલભ બની ગયું હતું. સાહિત્યચર્ચા કરનાર એક પ્રસિદ્ધ સામયિકના સંપાદક અને વિવિધ સાહિત્યનું પ્રકાશન કરનાર પ્રકાશક સંસ્થાના અધિપતિના ધ્યાન પર આ મહત્ત્વનું નર્મદવિષયક

સંપાદક કેટલીક નોંધો પડતી મૂકે છે તે તેમણે સ્વીકારેલી સંપાદનપદ્ધતિ અનુસાર છે. નર્મદના નિબંધો આદિમાંથી પણ તેમણે અનેક ફકરાઓ પડતા મૂક્યા છે, પરંતુ તે અંગે કોઈ સંકેત મૂક્યો નથી. ઉ.ન.ચ.ના સંપાદક લગભગ પૂરી વાચના સ્વીકારે છે. પરંતુ બેત્રણ વાક્યો પડતાં મૂકે છે. તેમાં નર્મદના ચારિત્ર્ય વિશે, આ પહેલાં તેનો આચાર આવો હતો તેવો કોઈ અવળીસવળો ખ્યાલ ન બંધાય તેની કાળજી લેવાનું વલણ છે.

અન્યથા પણ 'ધર્મતંત્ર'ની ઉ.ન.ચ.ની વાચના અશુદ્ધ છે. તેનું એક જ દૃષ્ટાંત પર્યાપ્ત થશે :

ઉ.ન.ચ.માં ફાગણસુદ ૭ની નોંધ :

'બ્રહ્મકવચ ભણી મંત્રેલું પાણી બેચાર માણસોને આપ્યું......'

હસ્તપ્રતમાં આ નોંધના શબ્દો આ પ્રમાણે સ્પષ્ટ વંચાય છે :

'બ્રહ્મકવચ ભણી મંત્રેલું પાણી બે આચમની સ૦ને આપ્યું.......'

આ પાઠ ઉકેલવાના પ્રમાદનું દૃષ્ટાંત છે.

ઉ.ન.ચ.ની 'ધર્મતંત્ર' ની વાચનામાં આ પ્રકારનાં જે સ્ખલનો છે તે મૂળ સાથે સરખાવી આ સંપાદનમાં સુધારી લીધાં છે. તેમાં મંત્રો દેવનાગરીમાં છપાયા છે. મૂળપ્રતમાં તે ગુજરાતી લિપિમાં છે. આ સંપાદનમાં મૂળ પ્રમાણે ગુજરાતી લિપિ કાયમ રાખી છે, જેથી કવિની લખાવટનો દસ્તાવેજ સચવાય.

આ નોંધો નર્મદની લેખનપદ્ધતિની પરિચાયક પણ છે. આ નોંધો પાકાં પૂઠાંના આંકેલા ફૂલ્સકેપ કાગળનાં બસોએક પાનાંના ચોપડામાં લખેલી છે. ડાહીગૌરી વિશેની નોંધો શરૂઆતનાં ત્રીશ પાનાંમાં છે. તા. ૧૯મી મે ૧૮૮૩ ને રોજ એ નોંધ પૂરી થઈ છે. તે પછીનાં વધેલાં પાનાં કોરાં છે. સવિતાગૌરી વિશેની નોંધો એ જ ચોપડાના છેલ્લા પાનાની આગળનાં બે પાનાંઓમાં લખાયેલી છે. રામશંકર વિશેની નોંધો છેલ્લે પાને અને ચોપડાના છેલ્લા પૂઠાની અંદરની બાજુના અસ્તરના પાના પર લખાયેલી છે.

'ધર્મતંત્ર' વિશેની નોંધ છૂટાં પાંચ ફૂલ્સકેપ પાનાં પર લખાયેલી છે. પરંતુ તે કોઈ ચોપડામાંથી કાઢેલાં છે.

નર્મદ હાંસિયો માંડ અર્ધા ઈંચનો રાખે છે. ઉપરના ભાગે પણ અર્ધો ઈંચ જગ્યા છોડે છે. પરંતુ લખાણ અત્યંત ઝીણા અક્ષરે કાગળના જમણા છેડા સુધી તેમ નીચેના ભાગે છેડા સુધી લખે છે. તેને આંકેલા કાગળ પર લખવાની ફાવટ વિશેષ છે. કાગળ જો આંકેલા ન હોય તો તે પહેલાં લીટી આંકી લે છે અને તે પછી તેની નીચે લખે છે. તેના અક્ષરો પાકા અને લિપિ પ્રવાહી છે.

'તત્ત્વશોધક સભાની હકીકત' નું લખાણ 'નર્મગદ્ય' (૧૮૬૫) માં સંકલિત થયું હતું. પરંતુ તેનું મહત્ત્વ નિબંધ લેખે નથી. નર્મદની સુધારાપ્રવૃત્તિના એક માધ્યમ લેખે 'તત્ત્વશોધક સભા' નો આવિષ્કાર થયો હતો. તેને વિશે નિરૂપણની રીતિ પણ આત્મકથન પ્રકારની છે. વસ્તુતઃ નર્મદ રાખતો હતો તે પ્રકારની નોંધના સ્વરૂપનું આ લખાણ છે, તેથી તેને 'ડાયરી' તરીકે વર્ગીકૃત કર્યું છે. તે જ રીતે 'મારી કવિતા વિશે મારા વિચારો' એ લખાણ પણ આત્મકથન પ્રકારનું, સ્વમૂલ્યાંકનનું છે, તેને 'ડાયરી' વિભાગમાં સંકલિત કર્યું છે. આ લેખ 'ગુજરાતી'ના ૧૯૧૪ના દિવાળી અંકમાં પ્રગટ થયો હતો.

ઉ.ન.ચ.માં નર્મદના ૪૪ પત્રો પ્રગટ થયા હતા. આ પત્રો અગાઉ 'ગુજરાતી' ના ૧૯૧૮, ૧૯૧૯, ૧૯૨૦, ૧૯૨૧ ના દીપોત્સવી અંકોમાં પ્રગટ થઈ ગયા હતા. આ ઉપરાંત 'કાન્તમાલા' માં નર્મદનો નાનાભાઈ રાણીના ઉપરનો પત્ર છપાયો હતો. 'નર્મગદ્ય' (૧૮૬૫) માં નર્મદના જદુનાથ મહારાજ ઉપરના પત્રો છપાયા હતા.જેને કવિનાં જીવન અને કાર્ય સાથે સીધો સંબંધ હતો તેવી કેટલીક જાહેર વિજ્ઞપ્તિઓ, ચર્ચાપત્રો આદિ એક અથવા બીજે સ્થળે સંકલિત થયાં હતાં. આ સર્વ સામગ્રીને પત્રાવલિમાં સંકલિત કરી છે. ઉ.ન.ચ.માં નાણાંભીડ દર્શાવનારો જે પત્ર પ્રિયભાઈને સંબોધીને પ્રગટ થયો છે તે નર્મકવિતાના બિલ સંબંધી નાનાભાઈ રાણીનાને સંબોધાયેલો છે. 'મહારાજ લાયબલ કેસ' માં પ્રતિવાદી તો કરસનદાસ મૂળજી હતા. પરંતુ નર્મદ તે કેસનો મહત્ત્વનો ચાવીરૂપ સાક્ષી હતો. તેની અને તેને વિશેની જુબાની પણ તેના સબળ આંતરિક વ્યક્તિત્વને પ્રગટ કરે છે. આ અંશો પણ તારવીને પરિશિષ્ટમાં સાંકળી લીધા છે.

'મારી હકીકત' ની પ્રથમ આવૃત્તિ, નર્મદના હસ્તાક્ષરની અપ્રગટ નોંધો તેમજ નરભેરામે લખેલ 'નર્મવૃત્તાંત'ની હસ્તપ્રત આ સંપાદન માટે સુલભ કરી આપવા માટે એમ.ટી.બી. આર્ટ્સ કોલેજ, સુરતના આચાર્ય તથા ચૂનીલાલ ગાંધીવિદ્યાભવનના નિયામક પ્રૉ. રમેશભાઈ ઓઝાનો હૃદયપૂર્વક આભાર માનું છું. તેમના આ વિદ્યાકીય સૌજન્ય વિના સત્યનું આ અપાવરણ શક્ય ન બન્યું હોત.

સૂરત મ્યુનિ. કોર્પોરેશનના સિટી ઇજનેર સ્વ. પુરુષોત્તમ પરમાર સૂરતના સ્થાપત્ય અને સાંસ્કૃતિક મહત્ત્વનાં સ્થળોની જાળવણી માટે આગ્રહી અને પ્રયત્નશીલ હતા. તેમણે આવાં સ્થળોના દસ્તાવેજો, નોંધો વગેરેની પ્રતો સાચવી હતી. તેમાંથી નર્મદનાં પારિવારિક મકાનો અને 'સરસ્વતી મંદિર' અંગેના દસ્તાવેજોની નકલો તેમના પુત્ર શ્રી દીપક પરમારે સુલભ કરી આપી છે. તે માટે તેમનો આભાર માનું છું.

કવિ નર્મદના સમગ્ર સાહિત્યના સંપાદનનું કાર્ય સોંપવા માટે કવિ નર્મદ યુગાવર્ત ટ્રસ્ટ, સૂરતનો આભારી છું.

૨૪-૮-'૯૪
નર્મદની એકસોએકસઠમી જયંતી — રમેશ મ. શુક્લ
'પજ્ઞમંગલ', દેવદીપ સોસાયટી, ઇચ્છાનાથ રોડ, સૂરત, ૩૯૫૦૦૭

# અનુક્રમ

## વિભાગ ૪ : પરિશિષ્ટો ૧૫૭ - ૧૮૪

# મારી હકીકત★

## વિરામ ૧ : જન્મ, ગોત્રાદિક, નાગર જ્ઞાતિ

★ મારા સરખાએ પોતાની હકીકત પોતે જ લખવી ને તે વળી પોતાની હૈયાતીમાં પોતે જ છાપી પ્રગટ કરવી, એ લોકમાં અવિવેક જેવું લાગે ખરૂં—નથી હું પંડિત, નથી હું જોદ્ધો, નથી હું ધરમગુરૂ, નથી શ્રીમંત પોતાળ ઇત્યાદિ. મારાં લખાણથી ઘણા જણને એમ લાગે છે કે હું મારે પોતાના વિષે બહુબોલો છઉં ને એમ લાગે તેવું જ છે, કારણ કે જ્યારે તેઓ મારા લખવાનો યથાર્થ—મર્મ ન સમજતાં અને મારો રાતદહાડાનો શ્રમ પોતાના ખ્યાલમાં ન લેતાં ઉલટા મારી મજાક નિંદા કરે છે તારે તેથી હું ઘણો ખિન્ન થાઉંછ, ને એ ખિન્નતા પોતાની મેળે જ બહાર નિકળી પડે છે. — તેઓ મને બડાઈખોર કોહો તો કોહો પણ વારૂ મારૂં સમજશે તો ખરા. ઘણા જણ પ્રસ્તાવનામાં પોતાની મેહેનત બતાવે છે જ અને ઘણા જણ પોતાના ગ્રંથમાં બ્હારના વિવેકના પડદામાં પોતાને વિષે બહુ બોલેછે જ. —

આ હકીકત લખું છ તે કોઈને માટે નહીં, પણ મારે જ માટે – મારે માટે પણ તે, ઓળખાવાને નહીં (ઓળખાઈ ચુકોછ), દ્રવ્ય પદવિ મેળવવાને નહીં પણ ભૂતનું જોઈ ભવિષ્યમાં ઉત્તેજન મળ્યાં કરે તેને માટે.

કેટલાક કેહે છે કે હકીકત ઘરમાં લખી રાખવી પણ છપાવવી નહીં, પણ હું લખેલા કાગળો કર્તાં છંપાયલા કાગળો પાસે રાખવામાં વધારે લાભ જોઉંછ— લખેલું ખોવાય નહીં, જોવું કરવું ઠીક પડે, વારેવારે ફેરફાર કરવાનું મન થયાં કરે તે ન બને. હજી લગી કોઈ ગ્રંથ મેં આખો લખી છપાવ્યો નથી; લખતો જાઉંછ ને છપાવતો જાઉંછઃ મને નવું લખવું ગમેછ પણ નકલ કરતાં કંટાળો ઉપજેછ ને વળી શુદ્ધ નકલ કરનારા પણ મળતા નથી—માટે હું લખું છ તે મારો ખરડો ને એ જે છપાવુંછ તે તેની નકલ થાય છે.

આ હકીકત લખવાનાં બીજાં કારણો આ પ્રમાણે છેઃ ૧. પોતાની હકીકત પોતે લખવી એવો ચાલ આપણામાં નથી તે નવો દાખલ કરવો. ૨ ડાકતર ભાઉદાજી, ભાઈ કરસનદાસ મુળજી, ભાઈ રૂસ્તમજી ગુસ્તાદજી(ઈરાની)એઓએ વિશેષે અને બીજા ઘણાએકોએ મારી હકીકત જાણવાની ઈચ્છા દેખાડીને મને ઘણી વાર કહ્યું છે કે 'તમારી હકીકત હમને આપો.' ૩. મને પણ માલમ પડે કે આ ખરૂં ને તે ખોટું. ૪. મુવા પછી કેટલીક હકીકત મળી શકતી નથી – રે હજી તો હું તેંતરીસનો થાઉંછ એટલામાં કેટલીક વાતને સારૂ મારાં સગાંઓમાં ઉલટા વિચાર પડેછ તો મુવા પછી શું નક્કી થાય? દાખલો કે—મેં મારી માની તરફનાંને પુછયું,(જન્માક્ષર ખોવાઈ ગયાછ) મારો જનમ પાછલી રાતે કે સવારે? તેઓ બોલ્યાં કે સુરજ ઉગ્યો હતો; બાપની તરફનાંને પુછયું તારે તેઓએ કહ્યું કે રાતે; હવે શું ખરૂં? પણ વિચાર કરતાં માની તરફનાં ખરાં છે, કેમકે મા પોતાને પીએર અથવા મોસાળ જણે છે ને ત્યાંથી પછી બાપને ત્યાંહાં ખબર જાય છે. બાપની તરફનાંને સવારે ખબર ગયલી તારે તેઓ સમજેલા કે રાતે જનમ થયો હશે. વળી બીજો દાખલો કે મેં મારી માની ઘરડી માસીને પુછ્યું કે, મારી મા પેહેલી મુંબઈ ગઈ તે હું અવતર્યા પહેલાં કે પછી? તેણે કહ્યું કે પછી; બાપવાળાં કહે છે પ્રથમ; મેં માસીને ફરીથી પુછયું તારે તે બોલી કે, ભાઈ હમણાં સહુ નવા પરણેલા મુંબઈ જવા લાગ્યાં છે. આગળ મુંબઈની નીતિ વિષે નઠારૂં કહેવાતું ( એ વાત ખરી છે) ને માબાપ નવી પરણેલી છોકરીને મોકલતાં નહીં ને મોટી ઉમરના ધણીયો પણ પોતાની વહુને સાથે લઈ જતા નહીં; અને તારી મા તો તું અવતર્યા પછી દસેક મહિને તને સાથે લઈને જ પહેલ વહેલી મુંબઈ ગઈ છે. એ વાત તો નકી છે. ૫. સંવત ને ઈસવી સન મેળવવા સારૂ ૩૨ વરસનાં જુનાં પંચાગો ભેગાં કરતાં મને છ મહિના લાગ્યા છે, તો મારી હકીકત જાણવાની હોંસ રાખનારની હોંસ મારા મુવા પછી સ્હેજસાજ કેમ પુરી પડે ?

એ આદિકારણોથી હું મારી ટુંકી હકીકત નોટના આકારમાં છપાવી રાખું છઉં. કેટલીક વાતો મારાં ગદ્યપદ્ય પુસ્તકોમાં વિષયોના પ્રસંગો લખેલા છે તે ઉપરથી જાણ્યામાં આવશે એટલે તે હું અહીં બીજી વાર લખતો નથી.

આ હકીકત અધુરી ને ખરડો છે એમ સમજવું. અધુરી એટલા માટે કે કેટલીક વાત મારા સંબંધમાં આવેલા એવા લોકનાં મન દુખવવાને અને મારા કુટુંબ સંબંધીયોને નુકસાન પહોંચાડવાને હાલ લખવી હું ઘટીત ધારતો નથી. (મારે માટે તો હું થોડી જ દરકાર રાખુંછ), ખરડો એટલા માટે કે અજાણપણું અને ઉતાવળ(તરત લખાયછ અને તરત છપાયછ) એ બેને લીધે વેળાયે ગમે તે લખાય જે આગળ ખોટું ઠરે.

તોપણ, આ હકીકતમાં જે લખવાનું ઘટતું નહીં જ વિચારૂં તે તો હું નહીં જ લખું, પણ જે જે હું લખીશ તે તો મારી જાણ પરમાણે સાચેસાચું જ લખીશ, પછી તે મારૂં સારૂં સારૂં હો કે નરસું હો, લોકને પસંદ પડો કે ન પડો.

સને ૧૮૫૪થી મેં મારી હકીકતની કંઈ કંઈ નોંધ રાખવા માંડેલી પણ તે નિયમિત નહીં, તે વખત કંઈ એવો વિચાર નહીં કે મારે મારી હકીકત લખવી છે. તેવું હત તો રોજનીશી જ રાખત, પણ સ્હેજ સ્મરણ રેહે તેને સારૂં મારા બાપના કેહેવા પરથી, સગાં સ્નેહી ન્યાતીલાના કેહેવા પરથી, ઘરમાંના કાગળો અને ખરચની ચોપડીઓ પરથી આ હકીકત લખવાને હું શક્તિમાન થયો છઉં.

૧. સુરત શહેરના આમલીરાન[1] નામના મહોલ્લામાં બાપદાદાના ઘરમાં હું મારી માને પેટે ગર્ભરૂપ થઈ રહી, કોટવાલી શેહેરી નામના મોહોલ્લામાં મારી માને મોસાળ[2] સંવત્ ૧૮૮૯ ના પહેલા ભાદરવા સુદ દસેમ ને શનીવારે અથવા સને ૧૮૩૩ ના આગસ્ટ મહિનાની ૨૪ મી તારીખે વાહાણાંનાં પ્હોરમાં સુરજ ઉગતે જન્મ્યો હતો. મારા જન્માક્ષર ખોવાઈ ગયા છે, જનમ વેળા મારા બાપ સુરતમાં નોહોતા. મારો જનમ જ્યેષ્ઠા નક્ષત્રમાં થયો હતો ને તેથી જયેષ્ઠાશાંતિ કરવી પડી હતી. એ શાંતિ જારે મારા બાપે સંવત ૧૮૯૦ માં મુંબઈથી આવી ૧૦૦ રૂપીઆ ખરચીને કરી તારે તેનાથી મારૂં મ્હોં જોવાયું.

૨. હમે ઔક્ષ્ણસ ગોત્રના કેહેવાઈયે છૈયે. ગૌતમ, અત્રિ, ભરદ્વાજ, કશ્યપ, વસિષ્ઠ, વિશ્વામિત્ર, અને જમદગ્નિ એ સાત અને અગસ્ત્ય એ આઠ ઋષિયોથકી વંશ વિસ્તાર થયો છે. માટે એ જે અકકેકું મૂળ તે ગોત્ર કેહેવાય છે ને જે લોકો ઉત્પન્ન થયા તે ગોત્રજ કેહેવાય છે. મુખ્ય ગોત્ર તો આઠ જ પણ બીજા ગ્રંથકારોના મત પ્રમાણે એ આઠથકી જે પહેલા ૪૯ વંશજો થયા તેમને પણ ગોત્ર એવી સંજ્ઞા છે. કેટલાક કેહે છે કે મુખ્ય આઠ અને તેઓના પૌત્ર(છોકરાઓના છોકરાઓ) પર્યંત જે વંશજ તે સર્વ ગોત્ર કેહેવાય. એ વંશજોમાં (પછી પુત્રવંશજ કે પૌત્રવંશજ) કોઈ ઔક્ષ્ણસ નામનો ઋષિ થયલો તે હમારો મૂળ પુરૂષ. એ મૂળ પુરૂષ કહારે થઈ ગયો તે જાણવાની ઈચ્છા થયેથી મેં એક શાસ્ત્રીને પુછયું કે, એ ગોત્ર જે છે તે ચાલતા કલિયુગના પ્રારંભથી કે આ ચોકડીના સતયુગના પ્રારંભથી? વળી એવા કલિયુગ ને એવા સતયુગ તો કેટલાક થઈ ગયા હશે. તે શાસ્ત્રી બોલ્યો કે એ વાતનો ખુલાસો મળે નહીં, પણ શ્વેતવારાહ કલ્પના પ્રારંભમાં એ આઠ ઋષિયો થયા હશે. વળી મેં પુછયું કે વસિષ્ઠ નામના શેંકડો ને ઔક્ષ્ણસ નામનો શેંકડો થયા હશે ત્યારે હમારો મૂળ પુરૂષ તે કયો ને ક્યારનો ?(ઉત્તર કંઈ મળ્યો નહીં.)

હમારે પ્રવર ત્રણ છે. એટલે હમારા મૂળ–પુરૂષે અગ્નિહોત્રનાં કામમાં ત્રણ ઋત્વિજો–કર્મ કરાવનારા બ્રાહ્મણો–ગોર રાખેલા. એ ત્રણનાં નામ વસિષ્ઠ, શક્તિ ને પરાશર હતાં. બ્રાહ્મણો પરસ્પર ઋત્વિજો થતા; તે વેળા હાલની પેઠે ગૃહસ્થ ભિક્ષુકનો ભેદ નહોતો. એક શાસ્ત્રી કેહેછે કે યજ્ઞકર્મમાં જે ઋષિના સંબંધ થકી અગ્નિની સ્તુતિ કરાય છે તે ઋષિને પ્રવર એવી સંજ્ઞા છે. દરેક માણસનાં ગોત્ર તેણે ઉચ્ચારવાનાં ઋષિઓનાં નામ જુદાં જુદાં છે; તેમની સંખ્યા પ્રત્યેક શાખાનું જે કલ્પસૂત્ર હોય છે તેમાં કહેલી છે અને તે સંખ્યા પ્રમાણે તે માણસ, એકપ્રવરી, દ્વિપ્રવરી, ત્રિપ્રવરી ને પંચપ્રવરી કેહેવાય છે. ચતુઃપ્રવરી ગોત્ર જાણવામાં આવ્યું નથી. કેટલાક કહે છે કે ગોત્રમાં મોટા પૂજ્ય સ્મરણ રાખવા જોગ જે પૂર્વજો તે પ્રવર.

હમે ઋગ્વેદી છૈયે એટલે હમારા મૂળ પુરૂષે અને પછીનાએ એ વેદનું અધ્યયન કરેલું. હમારી શાખા શાંખાયની છે. ઋગ્વેદની આઠ શાખા કહેવાય છે એટલે કર્મકાંડ કરવામાં અને વેદના મંત્રો પાઠાફેર ભણવા સંબંધી આઠ ઋષિયે પોતપોતાના એમ જુદા જુદા આઠ ભેદ રાખ્યા છે. તેમાં હમારા મૂળ પુરૂષે શાંખાયન ઋષિવાળી શાખાની રીત રાખેલી. કોઈ કહે છે કે વેદ ભણવો ને ભણાવવો એ સંબંધી જે જુદી જુદી રીત તે શાખા. ( અધ્યયનાધ્યયનવશાત્ ભેદાઃ)

હમારા પૂર્વજો વૃદ્ધ પરંપરાગત ચાલતાં આવેલાં કુળને ઓળખવાના નામ શર્મ છે. બ્રાહ્મણ છે એમ ઓળખવાને નામની પછવાડે શર્મ એ શબ્દ મુકવામાં આવતો. ક્ષત્રીનાં નામની પાછળ વર્મ, વૈશ્યનાં નામની પાછળ ગુપ્ત અને શૂદ્રનાં નામની પાછળ દાસ. બ્રાહ્મણકુળમાં જન્મ છે એટલું જાણવાને શર્મ શબ્દ હતો. પણ હવે ક્યું કુળ તે જાણવાને શર્મના ભેદ રાખ્યા છે. ગોત્ર તો મૂળ પુરૂષ. પણ એવા તો ઘણાક થયેલા તેથી પાસેની પેહેડીનો અને વળી પ્રસિદ્ધિ પામેલો એવો જે પુરૂષ તેનાં નામથી શર્મ ઓળખવા લાગ્યું. દત્તશર્મ, શર્મશર્મ આદિ લઈ. હમારા પૂર્વજો બ્રાહ્મણ તે તો શર્મ શબ્દથી ઓળખાતા, હમારા પૂર્વજોની પ્રસિદ્ધ કુલની અટક શર્મ હતી માટે હમે શર્મ શર્મ–શર્મ એ નામના અટકના બ્રાહ્મણ. (શર્મ એ સામાન્ય નામ છે તેમ વિશેષ નામ પણ છે.) નર્મદાશંકર શર્મ શર્મ એમ બોલવું જોઈયે પણ એ રીત હાલ નિકળી ગઈ છે. (માત્ર શુભાશુભ કર્મકાંડમાં એ વપરાય છે.)

વળી હમારાં નામની આદિયે હમણાં દ્વિવેદી અથવા અપભ્રંશ રૂપે દવે મુકવાનો ચાલ ચાલુ છે. હમારા પૂર્વજો ઋગ્ ને યજુસ્

---

૧. આમલીરાન નામ પાડવાનું કારણ આ કે, મોહોટી આગની પહેલાં હમારાં ઘરોની સામે પાંચ પાંચ છ છ ગજને અંતરે પાંચ મોટી આમલીયો હતી. અકકેકી આમલીનાં થડનું કદ બે માણસની એકઠી બાથના ઘેરાવાની બરોબર હતું. બલકે અકકેકી આમલી ૨૦૦-૨૫૦ વરસની હશે, એમાંની ત્રણ આમલીની મોટી ડાળીયો હમારાં ઘરનાં છાપરાં પર ઝુમી રહી હતી. અર્થાત્ આમલી નીચે જ હમારાં ઘરડાનાં ઘરો હતાં.એ આમલીઓનાં થડ અને હમારાં ઘર એ બેની વચમાંના રસ્તા પર આમલીની ઘટાને લીધે સુરજનો પ્રકાશ ઝાંખો પડતો ને સંધ્યાકાળ પછી તો રાન જેવું જ ભયંકાર લાગતું. રે ચોરોના ભોથી અને આમલીમાંના ભૂતોના ભોથી સાંજ પછી મોહોલ્લાના સિવાય બીજા થોડા જ લોકો આવજાવ કરતા. એ આમલીયો હમારાં ઘરોની સાથે સં. ૧૮૯૩ ની મોટી આગમાં ચૈતર વદ પાંચેમ ને મંગળવારે સને ૧૮૩૭ની ૨૫ મી એપરેલે વાહણે વાયે બળી ગઈયો. સંવત ૧૮૯૪ માં નવાં ઘર ચાર ગાળાનાં મારા બાપ તથા કાકાએ બાંધવા શરૂ કરયાં તે ૧૮૯૫ની આખરે બંધાઈ રહ્યાં. એમાં ચકલેથી આવતાં પહેલા બે ગાળા કાકાના છોકરાઓના છે ને બીજા બે ગાળા મારા છે. મારા ઘરની સામે ખુલ્લી બળેલી જમીન હતી તે મેં આ વરસના જાનેવારી મહિનામાં રૂ.૬૦૦ એ વેચાતી લઈને બંધાવા માંડી છે–એ કકડો અસલની બે આમલીની જગાની વચમાં છે–ને એ નિશાની સારૂ જ મેં એ જગો લીધી છે.

૨. એવી રૂઢી છે.( જણનારીની સંભાળ પીયરમાં કાળજીથી થાય તેટલા સારૂ).

બે વેદનું અધ્યયન કરતા.

ઉત્તમ જાતિમાં બ્રાહ્મણ ને તેમાં પણ વેદ ભણનારા, શાસ્ત્ર ભણનારાથી શ્રેષ્ઠ મનાતા (વેદાધ્યાયી સદાશિવઃ). અસલના વેદિયા વેદાર્થ પણ કરી જાણતા.

એ પ્રમાણે હમારા આદ્યેના પૂર્વજોનું વૃત્તાંત છે.

૩. સેંકડો વરસ પછી હમારા પૂર્વજો અને બીજા ઘણાએક ગુજરાતમાં આનંદપુર અથવા વડનગરમાં આવી રહેલા તાંહાં તેઓ નાગર બ્રાહ્મણ કહેવાવા લાગ્યા. નાગરોના 'પ્રવરાધ્યાય' ઉપરથી જણાય છે કે આનંદપુરમાં બ્રાહ્મણોનાં પંદરસેં ગોત્રો હતાં, તેમાંથી સંવત ૨૮૩ પેહેલાં જે ગોત્રો રહેલાં તેઓ નાગર કહેવાવા લાગ્યા. નાગર બ્રાહ્મણરૂપે હમારું વૃત્તાંત આ પ્રમાણે છેઃ–

કેટલાએકોએ જાણે અજાણે શૂદ્રાદિકોનાં દાન લીધાં અને વળી તેઓ બીજે ગામ જઈ રહ્યા તે ઉપરથી નાગરના પણ છ સમવાય પડયા છે. વડનગરા અથવા તળબ્દા શુદ્ધ નાગર, વિસલનગરા, સાઠોદરા, ચિત્રોડા, પ્રશ્નોરા ને કૃશ્ણોરા. વિસલદેવ રાજાએ વિસલનગર (સંવત ૯૩૬ માં) વસાવ્યું ત્યાં કપોતવધનો જગન કર્યો ત્યારે વડનગરથી કેટલાક ત્યાંહાં જોવા ગયા હતા ત્યારે રાજાએ તેઓને દક્ષણા આપવા માંડી, પણ જારે નાગરોએ કહ્યું કે હમે કોઈની દક્ષણા લેતા નથી ત્યારે રાજાએ પાનનાં બીડાંમાં ગામોનાં નામ લખીને પેલા નાગરોને આપ્યાં અને એ રીતે ઠગીને દાન આપ્યું. વડનગરના નાગરોએ પેલા જોવા જનારાઓને દાન લીધાના દોષથી ન્યાત બાહાર રાખ્યા ને એ રીતે છ સમવાય થયા છે.

'સાઠોદ ગામ છે રેવાકાંઠે, તેનું દાનપાત્ર લઈ અનુસર્યા',
'સાઠોદરા પદવી થઈને, વડનગરથી નીસર્યા'– ૧
'વિસલદેવ રાજા થયો, અતિ ધર્મસૂં ધીર',
'કપોતવધનો જગન કરતે, ત્યાં ગયા બે વીર.'– ૨
'તેને છેતરીને છળ કરી, તાંબોલમાં ચિઠ્ઠી ગ્રહી,'
'વિસલ નગ્રનું દાન કીધું. તે અજાણે લીધું સહી.'– ૩
વગેરે વગેરે વગેરે

નાગરોનાં ૭૨ ગોત્ર સંભળાય છે પણ દિનમણિશંકર શાસ્ત્રીયે ૬૪ ગોત્ર લખાવ્યાં છે તે આઃ–

કૌશિક, કાશ્યપ, દર્ભ, લક્ષ્મણ, હરિકર, વત્સપાલ, એતિકાયન, ઉદ્વહલ, ભારદ્વાજ, વારાહ, મૌનેય, કૌંડિન્ય, આલૌભાયન, પારાશર, ગૌપાલ, ઔક્ષ્ણ, ગૌતમ, બૈજવાપ, શાંડિલ્ય, છાંદોગ્ય, આત્રેય, વૃદ્ધાત્રેય, કૃષ્ણાધેય, દત્તાત્રેય, કૌરંગપ, ગાલવ, કાપિષ્ટલ, જાતુકર્ણ, ગૌરીયત, શાર્ગવ, ગાગ્યાયન, સાંકૃત્ય, શાર્કરાક્ષ, પિપ્પલાદ, શાકાયન, ગાર્ગ્ય, માતકાયન, પાણિનેય, લૌકાક્ષ, કૌશલ, આગ્નિવેશ્ય,હારીત, ચંદ્રભાર્ગવ, આંગિરસ, કૌત્સ, માંડવ્ય, મૌદ્ગલ, જૈમિનેય, પૈઠિનસી, ગૌભિલ, કાત્યાયન, વસિષ્ઠ, નૈધ્રુવ, નારાયણ, જાબાલિ, જમદગ્નિ, શાલિહોત્ર, નઘુષ, અગસ્ત્ય, ઔપનસ, ભાગુરાયણ, ત્રૈવણેય, વૈતાયન અને ચ્યવન. એ ૬૪ માં આઠ ગોત્ર ઊંચાં કુળ કહેવાય છે તે આ :

કાશ્યપશ્ચૈવ કૌંડિન્ય ઓક્ષ્ણશ્ચઃશાર્કવોદ્વિપઃ
બૈજવાપઃ ષષ્ટમઃ પ્રોક્તો કપિષ્ઠોતુરુકસ્તથા. ૧

સંસ્કારકૌસ્તુભમાં કુલાષ્ટક આ છે–કશ્યપ, કૌંડિન્ય, ઔક્ષ્ણ, શાર્કવ, કૌશિક, બૈજવાપઃ, કપિષ્ઠ અને ગૌતમ. એ રીતે જોતાં હું એ આઠમાંનો છઉં(વાઃવારે મારું અભિમાન!)

૪. વડનગર જ્યારે ભાંગ્યું ત્યારે નાગરો ન્હાસીને બીજે મુકામે જઈ વસ્યા, તેમાં મારા વડીલો સુરતમાં આવીને રહ્યા. વડનગર ત્રણ વાર ભાંગ્યું કેહેવાય છે. પ્રથમ સંવત ૬૪૫ ના માઘ મહીનામાં મ્લેચ્છને ત્રાસે ભાંગ્યું ને કેટલાક નાગરો પાટણ જઈ રહ્યા. બીજી વાર સંવત ૧૨૭૨ ના કારતેગ મહિનામાં ગોરીશાને (શાહાબુદ્દીન ગોરી હશે) ત્રાસે ભાંગ્યું તેમાં કેટલાક નાગરો જુનાગઢ જઈ રહ્યા ને એમાંથી થોડાક ઈડર ને અમદાવાદ જઈ વસ્યા. (અમદાવાદ તો વસ્યું સંવત ૧૪૬૭-૬૮ પછી; હું ધારુંછ કે જેને હમણાં અમદાવાદ કહિએછ ત્યાંહાં નહીં પણ તે જગાની આસપાસની જગોમાં) ત્રીજી વાર ભાંગ્યું તે સંવત ૧૭૮૨ માં દક્ષણને ત્રાસે ને એથી વડનગરમાં રહેલા તમામ નાગરો નિકળ્યા તે ઈડર, વાંસવાળું, ડુંગર પોર, કાશી ને મથુરા જઈ વસ્યા. એ બાબત, કોઈ વલ્લભદાસનો કરેલો નરસંહી મેહતાના છોકરાનો વિવાહ એ નામનો એક જુનો ગ્રન્થ મને મળ્યો છે તેના દ્દહા કડવાંમાંથી મેં ઉતારી લીધી છે. પણ કેટલાકની ભલામણ ઉપરથી તે ૬ ઠ્ઠું કડવું જ અહિં દાખલ કરૂં છઉં.

કીધો મંત્ર એવો ન્યાતે મળી, ધન ધન થયા મનચિંતા ટલી. ૧
હવાં નરસંહી મેહેતો કેમ થયા, વડનગ્રથી બીજે કેમ રહ્યા. ૨
સર્વે વાત કહું વિસ્તારી, સુણો શ્રોતાજન ધીર ધારી. ૩
એમ વર્ષ કંઈ વહી ગયાં, રાજા રાજ્ય ક્ષત્રીનાં થયાં. ૪
વળીજવનહસ્તિનાપુરધસ્યા,ત્યાંનાગરપાસેજઈવસ્યા.' ૫
'ચાકર થઈ નાગર તે, ભોગ પૃથ્વી ભોગવે;
એમ કરતે જે થયું તે, સુણો સહુ કહું છું હવે. ૧
સંવત છશે પીસતાળીશ, જવન ભે માની ઘણો;
નગ્ર ભાગું માસ માધે, વિસ્તાર કહું તેનો સુણો. ૨
નગ્ર પાટણ તણો રાજા, માહા ધર્મસું ધીર;
અર્ધ નાગર ગયા અહિંથી, બડા બાવન વીર. ૩
અરાઢ સહસની સંખ્યા છે, તેમાં ગૃહસ્થ બાર હજાર;
કુંવારા ખટ સહસ્ર છે, મહાદેવનો પરિવાર. ૪
તે અર્ધ ભીતર નગ્રમાં રહ્યા, અર્ધ ગયો જે વાસ;
રહ્યા તે આભીતર કહાવ્યા, ને ગયા જે અધવાસ. ૫
નાતજાતમાં કાર્ય કારણ, એક મત મનમાંહ્ય;
પગરણ આવે જેહને, ત્યાં સર્વ ભેગા થાય. ૬
સીધપૂર પાટણ વીશે, અધવાસ સમવા જે રહ્યો;
રીતભાત આચારથી, વડનગરથી પૃથક થયો. ૭
એમ કરતે વરસ કેટલાં, થઈ ગયાં તે મધ્ય;
સર્વ સુખ આનંદ ભોક તે, રાજકાજ સમર્થ. ૮
પછે ક્ષત્રીવટ જે ધારી નાગરે, તે રાજઅંશી થઈ રહ્યા;
કેટલા બીજા રહ્યા તે, વ્યાપારને વશ થઈ ગયા. ૯
વ્યાપારના ઉદ્યમ કરે, તેનું ગૃહસ્થ નામ ન્યાતે ધર્યું;
બીજા બ્રાહ્મણ વેદમૂર્તિ, એ ત્રિવિધ નામ કળિમાં કર્યું. ૧૦
પ્રથમ નગર ભાગ્યું એણી રીતે, મહા મ્લેચ્છને ત્રાસ;
પછે બીજી વાર ભાગ્યું તે, કહે વલ્લભદાસ. ૧૧
સંવત બાર બોતરે, પૂરણ કાર્તિક માસ;
ગોરીશાયે દ્રવ્ય લીધો, તેણે છોડ્યો વાસ. ૧૨
તારે નોંઘણ રાજા જુનાઘડનો, જેને ત્રણ લાખ અસવાર;
બે સહસ ઘરને સનમુખ આવી, લાવ્યો દેશ સુઝાર. ૧૩
ઘણા આદર થકી રાખી, ભાવે નાગરી ન્યાત;
રાજકાજનો ભાર સુંપ્યો, સુણો તે કહે વાત. ૧૪
તેણે સમે તે માંહ્યથી, એક સહસ્ર ઘર ઈડર ગયાં;
પાંચ સહસ ઘર પગ પરઠીને, વડનગર માંહે રહ્યાં. ૧૫
એણી રીતે અમદાવાદી, અધવાસ પદ પામ્યા સહી;
સોરઠી બે સહસ્ર તેને, આભ્યંતર પદવી રહી. ૧૬
બારગામ અધવાસ કેરા, સોરઠીનાં પુર બાર;
પછે જે રહ્યા વડનગરમાં, તેનો કહું વિસ્તાર. ૧૭

કુસંપ વધારવો, એક બિજાને કન્યા ન આપવી આદિ લઈ વાતોના પ્રતિબંધ પાળવા અને તેથી થતાં નુકશાન ખમવાં એ શહાણા ને ચતુર નાગરોને ઘટતું નથી. હું કહેવાઉં તો છઉં ભિક્ષુક નાગર પણ મેં ભિક્ષુકી થોડીક જ કીધીછ. હું ઉત્તમ પ્રકારની ગૃહસ્થાઈમાં ઉછર્યોછ. મારા વિચારમાં આમ છે કે ગૃહસ્થે પોતાની માની લીધેલી મોટાઈ મુકી દેવી અને ભિક્ષુકે પોતાની ભિક્ષુકીનો હક અને હલકી રીતભાત છોડી દેવી — એ બંનેએ પરસ્પર કન્યાઓ આપવી લેવી — એક જ શેહેરમાં નહીં પણ બધે ઠેકાણે. ઘણોક સુધારો પણ દાખલ કરવો કે જેથી નાગરની સ્થિતિ ઘણી જ ઊંચી પંક્તિની થાય. કુલ ગુજરાતી લોકની નાતોમાં નાગરની નાત, કુળ, રૂપ, આચાર, વિદ્યા, પદવિ, ચતુરાઈમાં સહુથી શ્રેષ્ઠ મનાઈ છે ને મનાય છે. ( એ વિષે વધારે કોઈ બીજે પ્રસંગે બોલીશ)

ઉપરની લાંબી હકીકતને મારી સાથે થોડો સંબંધ છે, માટે લખવી તો જોઈયે નહીં પણ ગુજરાતી બ્રાહ્મણોમાં ઘણા ઘણા જણ ગોત્ર પ્રવર વગેરે શું છે તે જાણતા નથી, તેઓને જણાવવા માટે અને મારી નાગર સંબંધી કેટલીક જાણ જે મને મેહનતથી થઈ છે તે મારા નાતીલાઓને કેહેવા માટે ઉપલો વિસ્તાર કર્યો છે — બાકી, નાગર દાખલ મારી મોટાઈ બતાવવાને કર્યો નથી.

# વિરામ ૨ : ઘરડાં વડીલો ને માબાપ

## સંવત ૧૮૧૧

મારા પ્રપિતામહ–બાપના દાદા નારાયણ દવે એણે વેદ ચોખ્ખો ભણીને પંચકાવ્યથી વ્યુત્પત્તિ સારી કરી લીધી હતી. એ મંત્રશાસ્ત્ર ભણ્યા હતા ને શ્રૌતકર્મ સારી પેઠે જાણતા. એણે અગ્નિહોત્ર લીધું હતું, દિનમણિશંકર શાસ્ત્રી આદિ લઈ ન્યાતના ઘરડાઓ હજીએ કહે છે ને માહારા બાપ પણ કેહેતા કે નારણ દવેની પાસે સિદ્ધિ સરખું કંઈ હતું. એક વખત પોતાના છોકરાનાં લગનની ન્યાત (આસરે ૭૦૦ માણસ) જમાડાય એટલું પકવાન કીધું હતું. પકવાનના ઓરડામાં ઘીનો દીવો પડદામાં અખંડ રાખ્યો હતો ને પોતે તેમાંથી પકવાન આણી પીરસનારને આપતા. ઘરનાંને કહ્યું હતું કે તમે કોઈ દીવો જોશો નહીં; ને એ પ્રમાણે એક દાહાડાની ન્યાતની સામગરીમાંથી ત્રણ ન્યાત જમી. પછે સરવે વિસ્મય પામ્યા. પણ પછી કેટલાએક જણે તેની સ્ત્રીને ઉસકેરીને એની પાસ તાળું ઉઘડાવ્યું; માંહ્ય જઇને બાઈએ જોયું એટલે દીવો ગુલ થયો ને પછી કોઈએ કંઈ દીઠું નહીં.

એ નારણ દવે પોતાનો આવ્યો ગયો ખરચ યજમાનની સાહ્યતાથી કાહાડતા.

એને ત્રણ છોકરા–પુરૂષોત્તમ, વિશ્વોત્તમ, અને નરોત્તમ. વિશ્વોત્તમ પરણ્યા હતા, પણ તેને સંતાન થયાં નહોતાં, નરોત્તમને બે સંતાન થયાં – એક છોકરો કીકાભાઈ અને છોકરી શિવગવરી, પણ એ બે મરી ગયેથી નરોત્તમનો વંશ પણ પરવાર્યો છે. હવે મ્હોટા જે પુરૂષોત્તમ,-મ્હારા બાપના બાપ તેને વિષે નીચે પ્રમાણેઃ-

મારા પિતામહ-બાપના બાપ પુરૂષોત્તમ દવે દશગ્રંથપાઠી હતા. દશ ગ્રંથ એટલે સંહિતા આખી, પદ, ક્રમ, છ અંગ (શિક્ષા, સૂત્ર,અષ્ટાધ્યાયી, નિરૂકત, છંદ ને જયોતિષ) અને બ્રાહ્મણ. ત્રણ વૃત્તિ કૌમુદી અને પંચકાવ્ય ભણ્યા હતા તેથી એને ભાષાવ્યુત્પત્તિ ઘણી જ સારી હતી. એણે કોઈ અમુક શાસ્ત્રનો અભ્યાસ કર્યો નહોતો, તો પણ એ, ભાગવતાદિ પુરાણો યથાર્થ યથાસ્થિત વાંચતા. પિંગળશાસ્ત્ર સારી પેઠે સમજતા, પણ કંઈ કવિતા કરતા નહીં. એને પિંગળની સમજ હતી તે આટલા પરથી માલમ પડે છે કે છંદ સંબંધી જે અંગ તેનો પાઠ તો એને હતો જ ને સંસ્કૃત ભણેલા એટલે તે સમજતા, અને વળી ભદ્રશંકર દીક્ષત જે સંસ્કૃત પિંગળશાસ્ત્રમાં એક્કો કહેવાતા તે એના પરમ સ્નેહી હતા. એના બાળબોધ-અક્ષર ઘણા સારા હતા-એના હાથનાં લખેલાં પુસ્તકો ઘણે ઠેકાણે હજીએ વંચાય છે.

એ પોતાનો ગુજારો વેદિયા એટલે કર્મકાંડ કરાવી, લેખક એટલે લોકોનાં પુસ્તકો લખી અને પુરાણો વાંચી કરતાં. વળી ત્રણ હજારની કિમ્મતનાં ઘરો હતાં, તેનું ભાડું પણ રૂપિયા સોએક વરસ દહાડે આવતું, એમ સહુ મળીને રૂપિયા ત્રણસેંએકની વરસ દહાડે એને પેદાશ હતી.

એની સ્ત્રી ગૌરીવહુને (પિયરનું નામ ધનકુંવેર) અધરણીનો જેશંકર નામનો એક છોકરો અવતર્યો હતો, પણ તે પાંચ વરસનો થઈને મરી ગયો હતો. એને ત્યાર પછી ઘણે વરસે ત્રણ છોકરા થયા, તેમાં પેહેલા ઇચ્છાશંકર, બીજા વેણીશંકર અને ત્રીજા મ્હારા બાપ. ઇચ્છાશંકર સંવત ૧૮૫૬માં જન્મીને ૧૯૧૦ ના ભાદરવા વદ પાંચેમે અને વેણીશંકર ૧૮૫૯માં જન્મીને ૧૮૯૨માં ગુજરી ગયા છે. વેણીશંકર સંબંધી હું કંઈ જ જાણતો નથી, પણ એટલું સાંભળું છઉં કે એ બે વાર પરણ્યા હતા ને એને કંઇ સંતાન થયું નથી. ઇચ્છાશંકર કાકા સ્વભાવે ધીરા અને માયાળુ હતા, અને દુનિયાદારીમાં ઘર નાતનો વહેવાર સારી રીતે જાણતા. એણે ઋગ્વેદ-સંહિતા આખી ભણી હતી. પણ સરકારમાં ટળાટાંની નોકરી કરી પોતાનો સંસાર ચલાવતા–એને હાલ વિધવા સ્ત્રી બે છોકરા ને એક છોકરી છે.

પોતાના ત્રણ છોકરાનાં જનોઈ દેવાને વાસ્તે પુરૂષોત્તમ દવેએ મુંબઈ, ભાવનગર અને વડોદરૂં એ ત્રણ ઠેકાણે વેદનાં પારાયણ કર્યાં હતાં. તથા પુરાણો વાંચ્યાં હતાં ને એ રીતે રૂપિયા હજારેક એને મળ્યા હતા .એનો સ્વભાવ એવો હતો કે કાર્ય પડે ત્યારે જ દ્રવ્યને માટે દેશાંતર કરવું, બાકી તેને રાત્ર દિવસ કુટુંબમાં બેસી વેદ ભણ્યાં કરવાનો અને પુસ્તકો લખ્યાં કરવાનો ચાલ હતો;( બે કલાકમાં ૭૫ શ્લોક સારે અક્ષરે લખતા). ઘરમાં સુમાર વનાનાં પુસ્તકો હતાં તે બધાં મ્હોટી આગમાં બળી ગયાં છે.

પોતાના ત્રણ છોકરાને પરણાવતાં રૂપિયા છ હજાર જોઈતા હતા, તે પોતાની સાળીની છોકરીના છોકરા અમરીતરામ ઉરફે ભાણજાભાઈ જે શ્રીમંત હતા તેની પાસથી પોતે કરજે લીધા હતા.

પુરૂષોત્તમ, ગૌરવર્ણ દડીઘાટના અને તેજસ્વી હતા; ઘરમાં ઘરેણાંગાંઠાં તો થોડાં જ, પણ અન્નનો સંગ્રહ પુષ્કળ રેહેતો હતો. છોકરાંઓને ભણાવવા પછવાડે ઘણો જ શ્રમ લેતા. શાંત સ્વભાવ, કુટુંબ ઉપર પ્રીતિ, સંતોષ અને ગરીબ છતે ઘણો ટેક એવા એ હતા. એનો ટેક એવો હતો કે કોઈ વેદપુરાણ સારૂ આમંત્રણ કરતું તો જ જતાં, બાકી કોઈની ખુશામત કરતા નહીં. એના ટેકનો એક દાખલો એવો છે કે એક વખત એ બાલાજીનાં દરશણ કરીને શ્રીમંત ત્રવાડીને સ્હેજ મળવા ગયા હતા ત્યાં કોઈએ ત્રવાડી પાસે એની

મશ્કરી કરાવી કે કેમ દવેજી ન્હોતરૂં બોતરૂં પકવવાને આવ્યાછ કે? ત્યારે દવેજીએ જવાબ દીધો કે હા, મહારાજ, ને પછી તે કોઈ દહાડો ઘેર તો શું પણ બાલાજીના દરશણ કરવાને પણ ગયા નહીં. ત્રવાડીને ઘેર ઘણાં ઘણાં કર્મકાંડ થતાં ને તે દવેજીને બોલાવતા પણ દવેજી જતા નહીં. એને પાર્થિવપૂજનનો નિયમ હતો.

એ પુરુષોત્તમ દવેએ સંવત ૧૮૮૪ના કારતક વદ ૬ઠે ૬૨ વરસની ઉંમરે દેહ છોડી.

એની સ્ત્રી મારી પિતામહી - બાપની મા ધનકુંવર અથવા ગૌરીવહુ વિષે ઝાઝું જાણવામાં નથી. — એટલું જ કે એના બાપ ગણપત દીક્ષત હરીવસી દેસાઈના બાપ સગરામવસીના આશ્રિત હતા જેથી તે પોતાનાં બ્હેનભાણજાંને વખતે વખતે મદદ કરતા. એ વડીઆઈ, વડવા પછી ૪-૫ વરસે ૫૫ વરસની ઉંમરે સંવત ૧૮૮૮ ના સાલમાં ગુજરી ગયાં. એઓની પ્રકૃતિ સંતોષી, શાંત અને હેતાળ હતી.

મારા માતામહ—માના બાપ ઓચ્છવરામ બ્રાહ્મણની વૃત્તિ રાખતા. એનું ગોત્ર બૈજવાપસ હતું. એ સંવત ૧૮૮૩-૮૪ માં સાઠેક વરસની ઉંમરે ગત થયા છે. એ ગાઈ જાણતા. એના ભાઈ દુલ્લભરામ જે મારી માને અને મને મુંબઈ લઈ જતા અને તાંથી લાવતા તેને હમારી દાઝ બહુ હતી, આહા ! એની સાથે જારે હું બાળપણમાં ઓટલે બેસતો તારે તેની ઘડપણની ચામડી જોઈને અને તેની વાતો સાંભળીને મને કેવો આનંદ થતો !

મારી માતામાહી—માની મા ઈચ્છાલખમી ઘણી ગરીબ અને હેતાળ હતી.

મારા પિતા લાલશંકર સંવત ૧૮૬૪ ના પોષ સુદ ૯ મે જન્મ્યા હતા. એ બાળપણમાં શરીરે ગેટકી જેવા, ગોરા, ચપળ છતે શાંત અને ડાહ્યા હતા. પાંચ વરસે એને ઉપવીત સંસ્કાર થયો. પછી વિદ્યાભ્યાસ કરવા માંડ્યો તે ૧૭ વરસ સુધી—દરમીઆનમાં એ બે આઠા ઋગ્વેદ સંહિતા, ત્રણ વૃત્તિ સારસ્વત, ચાર સર્ગ રઘુવંશના, એક સર્ગ કુંમારસંભવનો અને સ્ત્રીપ્રત્યય સુધી કૌમુદી એટલું શિખ્યા ને પોતાના બાપ જે લહીયાનું કામ કરતા તે પ્રમાણે એ પણ લખતાં શિખ્યા ને ૧૮ વરસની ઉંમરે ચકલે બેસી લોકનાં ટીપણાં લખતા, ઓગણીસમે વરસે સંવત ૧૮૮૩ના મહાસુદ ૫ મે પરણ્યા પછી તરત જ વૈશાખ મહિનામાં એને મુંબઈમાં નોકરી થઈ. —આવી રીતે કે સરકારની તરફથી કપતાન (પછવાડેથી કરનલ) જેરવીસનાં ઉપરીપણાં નીચે નિશાળોને વાસ્તે ગ્રન્થો છપાવવાનું કામ ચાલતું હતું - તે વખત હમણાંની પઠે ટૈપનું કામ ન્હોતું ચાલતું પણ શીલા છાપાથી ગ્રન્થ છપાતા - એને સારૂ સારા અક્ષર લખનારા જોઈતા હતા. દક્ષણી લહિયાઓ તો હતા જ, પણ ગુજરાતી ભાષા સમજીને લખે એવા તે ન્હોતા, માટે જેરવીસે સુરતની અદાલતના જડજ મિસ્તર જોન્સને લખ્યું હતું કે સુરતમાં કોઈ સારા લહિયા હોય તો તેને અહીં મોકલવા. એ ઉપરથી અહીં અદાલતમાં જોન્સે લહિયાઓની પરીક્ષા લીધી હતી. એ પરીક્ષામાં લાલશંકરને પણ એની મસીઆણ બેનના છોકરા ભાણજાભાઈએ (જેને હમારા કુટુંબની દાઝ હતી ને જેણે ઘણા ઉપકાર કર્યા હતા તેણે) ઉસકેરીને મોકલ્યા હતા. અસલના લહિયાઓના અક્ષર જાડા ને લાલશંકરની કલમ અસલથી જ સાફ ને પાતળી તેથી દશ ઉમેદવારોમાં એ પસાર થયા ને પછી જોન્સે તીસને પગારે મુંબઈ જવાનું કહ્યું. મારા દાદા તો ખાટલાવશ હતા. પણ મારી દાદીએ મારા બાપને મુંબઈ જવાની ના કહી. ભાણજાભાઈયે મ્હેણું માર્યું કે તમો ત્રંણે ભાઈનાં જનોઈ લગન વગેરેના ખરચના રૂપિયા ૬૦૦૦) મેં તમને કરજે આપ્યા છે તે પાછા કહારે અદા કરશો? માટે નોકરીને સારૂ આનાકાની ન કરો. એ બોલવું લાલશંકરને વ્હાડી નાંખ્યા સરખું લાગ્યું ને પછી તરત જ નિકળ્યા. મુંબઈમાં એક વરસ સુધી ૩૦ ના પગારે ને બીજાં બે વરસ સુધી ૪૫ ને પગારે નોકરી કીધી. પછી એ કારખાનું સરકારે પુને લઈ જવાનું ઠેરવ્યું. જેરવીસે લાલશંકરને ૬૦ને પગારે પુને આવવાનું કહ્યું, પણ માએ ના લખી તેથી તે પુને ન ગયા. જેરવીસે ઘણું સારૂં સરટિફિકેટ અને રૂ. ૧૩૫) ઇનામ આપ્યું. સરટિફિકેટમાં તે લખે કે 'લાલશંકર ગુજરાતી ને બાળબોધ અક્ષર ઘણા જ સુંદર લખે છે.'

પછી લાલશંકર ત્રણ વરસ સુધી સુરતમાં રહ્યા. અહીં ભાંય મેં હાલ ખરીદ કીધીછ ને જાહાં અસલ ભાણજાભાઈનું ઘર હતું ત્હાં તે સવારથી તે સાંજ સુધી બે કલ્લાક ભોજનવિશ્રાંતિનો સમય કહાડી ત્રણ રૂપિયે હજાર એ લેખે નિત ૧ રૂપિયાનું નિયમપુરઃસર કામ કરતા.

સરકારે પુનેથી છાપખાનું કહાડી નાખ્યું ત્યારે અધુરાં રહેલાં પુસ્તકો મુંબાઈમાં લોકોનાં છાપખાનાંમાં છપાવવાને મોકલ્યાં—એ પ્રસંગે એને તેડું આવ્યું. લાલશંકર પાછા મુંબઈ ગયા ને બે વરસ સુધી ૩૦ ને પગારે રહ્યા.

એવામાં મુંબઈની સદર અદાલતમાં રૂ.૧૫ ની કારકુનની જગા નિકળી તેને માટે લાલશંકરે અરજી કરી અને પછી સને ૧૮૩૫ના જાનેવારીની ૭ મી તારીખથી ત્યાંહાં રહ્યા. પછી ૨૦-૨૫ નો પગાર થયો ને ૨૨ મી અકટોબર ૧૮૫૭ થી ૩૦ નો થયો.

ઘડપણ ને નબળાઈને લીધે કામ કરવાને અશક્ત થયાને લીધે સને ૧૮૬૩ ની ૭ મી ફેબરવારીથી લાલશંકરે મહિને રૂ. ૧૦નું પેનશન લીધું, પેનશન લીધા પછી તે સપટેમ્બરમાં સુરત આવી રહ્યા. અહીં નબલાઈ વધી ખાટલે પડયાં. - સનેપાત થયો અને અંતે

ચાર દહાડા અવાચક રહીને સંવત ૧૯૨૦ ના પોષ સુદ ૧૦ મે - સને ૧૮૬૪ ની ૧૮ મી જાનેવારીએ ૫૬ વરસની ઉમર પુરીને બીજે દહાડે મુક્ત થયા.

ઉદ્યોગમાં લાલશંકર જેવો કોઈ ગુજરાતી તો મારા જોવામાં આવ્યો નથી. એ ચાર વાગતે નિત ઉઠતા. ઉઠીને લોકોના છાપખાનાનું લખવા બેસતા તે નવ વાગતા સુધી—એ દરમિયાનમાં મારી મા રસોઈ તૈયાર કરતી તે જમીને બરાબર દશ વાગતે ઉતાવળી ચાલથી ૧૦।। મૈલ ચાલી અદાલત જતા. આફીસમાં ૬ વાગતા સુધી કામ કરતા. ત્યાંથી ઘેર આવતાં રસ્તામાંથી ઘરને સારુ સોદો ખરીદ કરતા. ઘેર આવી ૮।। વાગતા સુધી છાપનું લખતા, પછી જમતા, પછી કલ્લાકેક ફુરસદમાં ગાળી પાછા લખવા બેસતા તે ૧૧-૧૨ વાગ્યા લગી. જો કે છાપનું લખવાનું સાવચેતી ને ધીરજનું છે તોપણ પોતે મળવા આવે તેની સાથે અને મારી મા તથા મારી સાથે વાતો કરતાં જતાં સામું લખાણ સમજીને ઝડપથી લખ્યા જતા. બાળબોધ અક્ષરનાં મોટાં ૪ પૃષ્ઠનો એક રૂપિયો અને ગુજરાતી ૬ પૃષ્ઠનો એક રૂપિયો એ લેખે લખતા. અરે એના હાથના લખેલાં પુસ્તકો ઘણાં જ છે. એના જેટલું કોઈ લહિયાએ લખ્યું નહીં હોય. મુંબઈમાં ત્રણ ચાર શીલાછાપખાનામાં જેટલી ગુજરાતી ચોપડીઓ જેટલી વાર છપાઈ છે તેમાંની ઘણીએક એના જ હાથની છે. જેરવીસના છાપખાનામાંથી નિકળેલાં એના બાળબોધ અક્ષરવાળાં પુસ્તકો બહુ જ છે - એ સિવાયે બીજી ઘણી પોથીયો-ભાગવત, ચંડીપાઠ, આદિ લઈ જે છપાઈ જ નથી.

શિક્ષામાળા પુસ્તક ૨ જામાં ત્રિકોણમિતિનો વિષય જે ઝીણે બાળબોધ અક્ષરે છે તે એનો પહેલો લખેલો. એના સહુથી સરસમાં સરસ બાળબોધ અક્ષરવાળાં પુસ્તકો ગુજરાતી વિદ્યા ઉદ્દેશ લાભ ને સંતોષ અને મરેઠી ડમાર્ગનનું બીજગણિત છે. ગુજરાતી અક્ષરવાળાં પુસ્તકોમાં ભૂગોળવિદ્યા (ઝીણા અક્ષરની), પહેલી છપાયલી શંસાર ચોપડી અને મંડળી મળવાથી થતા લાભનો નિબંધ. પિંગળ પ્રવેશ પહેલી આવૃત્તિ ને રસપ્રવેશ પણ એના જ લખેલા છે. મેં એના બાળબોધ અક્ષરનો સરસમાં સરસ નમૂનો રાખવાને સુનેરી કાગળ ઉપર ચંડીપાઠ લખાવ્યો હતો જે તેણે મોટી ધીરજથી ને સફાઈથી મોટે અક્ષરે લખ્યો હતો - પણ એ પોથી ડાક્ટર ભાઉ દાજીની નજરે પડેથી એણે પોતાની લાઈબ્રેરીમાં રાખવાની ઇચ્છા દેખાડીને લઈ લીધી - હું ઘણો જ દીલગીર છઉં કે તે તેની પાસે પણ ન રહી - પુઠું કરાવવાને ડાક્ટરે બહાર કહાડી હતી એવામાં કોઈ ચોરી ગયું. લાલશંકર કેહતા કે 'હમારા જેરવીસના ખાતામાં એક દક્ષણી લહીયો હતો તેના જેવો તો મુંબઈ પ્રેસિડેન્સીમાં ન્હોતો ને તેના પછી તો હું એક રહ્યો છઉં, પણ હવે અવસ્થાથી અક્ષર ઊતરી ગયા છે.'

એટલા ઉદ્યમની સાથે ઘર ચલાવવાની કાળજી રાખતા. મારી માએ બે વરસ ખાટલો ભોગવ્યો તેની ખટપટ કરતા. એ જારે સુરત રહેતા તારે છાપખાનાવાળાના આગ્રહથી સુરતથી કાપી લખી પોસ્ટમાં મોકલતા. લખ લખ લખ એ જ એનો ઉદ્યોગ.

એટલો ઉદ્યમ જોઇને લોકને એવું લાગશે કે તે લોભી હતા, પણ નહીં. ઘરમાં કુટુંબને સારી હાલતમાં રાખવાને માટે, પરોણા દોસ્તોની ખાતર કરવા માટે અને ન્યાતમાં ઉજળા કહેવાતા હતા તે તેવા હંમેશ કહેવાઇયે એટલા માટે અને અંદર તો પોલું હતું માટે એને ઉદ્યમ કરવો પડતો—તેમાં વળી ડાહ્યો દીકરો દેશાવર ભોગવે તે પ્રમાણે છાપખાનાવાળા એના જ અક્ષર પસંદ કરતા તેથી તેઓ એને જે મ્હેનત આપતા—બાપુ હરશેઠ દેવલેકરે તો ખરી જ ભક્તિ દેખાડી—કે એના મુવા પછી કોઈ ગુજરાતી પુસ્તક બીજાની પાસે લખાવી છપાવ્યું નથી.

સદર અદાલતમાં રહ્યા છતાં એણે વકીલ મુનસફની પરીક્ષા ન આપી તેનું કારણ એ કે તે તરતના લાભને વધારે જોતા, અને વકીલ થઇ ખુશામતને તથા મુનસફ થઈ ઉપરીના ઠપકા સાંભળવાને ઇચ્છતા નહીં. તેઓ કહેતા કે ' લોકો સરકારી કામદારોને માન આપે છે પણ તેઓને ટોપીવાળાઓના કેટલા ઠપકા સાંભળવા પરેછ ને તેઓને કેટલી અંદરખાનેની ખુશામતથી નિભવું પરેછ તે હમે જ જાણીયેછ.' 'ઇશ્વરે મારાં કાંડાંમાં જોર મુકયુંછ એટલે મારે નચિંતથી રળવાનું છે; મોટા કામમાં હાથ ઘાલવાથી કેટલીક નીતિને આધે મુકવી પરેછ.'

એક વખત વિદ્યારામ શિરસ્તેદારે લાલશંકરને કહ્યું કે 'મારૂં એક પુસ્તક લખવું છે તે ઘેર આવીને લખો.' મારા બાપે જવાબ દીધો કે ' ઘેર આવીને તો નહીં લખું, મારે ઘેર લખું.' એ અને બીજે પ્રસંગે સ્પષ્ટ ભાષણ કરેલું તેથી તે શિરસ્તેદાર મનમાં નારાજ હતો ને ઊંચે પગારે વધવા દેતો નહીં. પણ જુનો, પુક્ત ને હોશિયાર કારકુન પડ્યો એટલે તેને કહાડી મુકાવાયો નહીં.

લાલશંકર સહુને જ સારી સલાહ આપતા - શાંત રીતે તડ ને ભડ જવાબ દેતા - તેમ વ્હેવારમાં પણ ઘણા ચોખા રહેતા, પોતાના ઘરખરચનો હિસાબ લેતા-રૂપિયો પેટી ઉપર મુકાવી કાપી આપતા - દુનિયાદારી સમજતા.

જેરવીસનાં ખાતાંમાં હતા તારે ઘેર બીજાઓનું લખતા નહીં; પણ ચાકરી કરી આવ્યા પછી પોતાના મિત્ર રણછોડદાસ ગિરધરભાઈ, ખીમજી ભટ અને કેટલાક દક્ષણીઓ સાથે બેસી આનંદ કરી બહાર જતા - ગાયન હરિકથા વગેરે સાંભલતા; તેમ સુરતમાં ત્રણ વરસ રહ્યા ત્યારે પણ રાતે કામ કરતા નહીં; દોસ્તદારોમાં મ્હાલતા - પણ સવારથી તે સાંજ સુધી કોઈને મળતા નહીં

- ન્યાતમાં જમવા પણ જતા નહીં. એવા નિયમસર કામ કરનારા હતા. પણ જી દહાડેથી સદર અદાલતમાં ૧૫ને પગારે રહ્યા ત્યારથી ઘણી જ મ્હેનત કરવા માંડી. સને ૧૮૬૦ થી મેં એમને લખવાની ના કહી, ને એઓએ પણ લખવાનું બંધ રાખ્યું.

એ સંસ્કૃત સમજતા; કંઈ કંઈ બોલી પણ જાણતા. દક્ષણીઓના સહવાસથી મરેઠી પણ બોલી લખી જાણતા - નિશાળ સંબંધી ઘણાં ખરાં પુસ્તકો પોતે લખેલાં એટલે તે સંબંધી પણ થોડું ઘણું જાણતા ને ગુજરાતીમાં તો નિપુણ હોય તેમાં નવાઇ જ શી ? અહા એની કાગળ લખવાની રીતથી તો અવધિ. જેમ અંગ્રેજોમાં પોપ, બૈરન ને કાઉપરના કાગળો વખણાય છે તેવા જ એના કાગળો હતા - અફસોસ તે મેં ફાડી નાંખ્યા છે ! એના કાગળોની ભાષા કેવી સરળ ને શુદ્ધ ! ને મતલબ દુનિયાદારીની શિખામણ આપતી ને સંસ્કૃત શ્લોકથી ભરેલી ! હું ખરેખર કહુંછ કે મારાથી તેના જેવા કાગળો કોઈ કાળે લખાવાના નથી. એના મારી મા ઉપર ને મારી માના એના ઉપર લખાયલા ત્રણ ચાર કાગળો મારા વાંચવામાં આવેલા. તેની ખુબી શું ? કેવો-પ્યાર ! કેવી નીતિ ! મારા ઉપર જે એના કાગળો, તેમાં કેટલી નરમાસ, કેટલો પ્યાર, ને કેટલી શિખામણ ! ઓ ભાઈ ! તમારી તો મને ખોટ જ છે. જારે હું સુરતમાં ત્રણ વરસ રહ્યો હતો ને મારી મા મરી ગઇ હતી તે વખત જારે પોતે મુંબઈમાં એકલા હતા ને જારે માધવાનળની ચોપડીનો ઉતારો કરતા હતા, ત્યારે માધવને દેશનિકાલ થયેથી તેના બાપે જે રુદન કીધું છ તે વાંચતા તેને ધ્રુજારી છુટી હતી ને હાથમાંથી કલમ પડી ગઇ હતી ને પોતે પણ પડી ગયા હતા. એ બનાવ જે તેણે મને કાગળમાં આબેહૂબ ચિતરી મોકલ્યો હતો તે મને હજી સાંભરે છે ! સામળદાસની ચોપડીઓની પ્રસિદ્ધી કરવાનું થોડુંક માન એને પણ છે. એણે જ, બાપુ હરશેઠ દેવલેકર છાપખાનાવાળાને સલાહ આપી હતી કે ચોપડીઓ છપાવીશ તો તને ને લોકને લાભ થશે. એ ચોપડીઓ એણે જ જેના ઘરમાં પોતે ભાડે રહેતા તેના ઘરમાં હાથની લખેલી હતી તેની પાસ બહાર કહડાવી - એવી સરતથી કે એક છાપેલી ચોપડી તેને આપવામાં આવશે. પોતાને પિંગળનું જ્ઞાન નહીં તેથી પ્રત પ્રમાણે જ નકલ કર્યા કીધી.

એને પુસ્તકોની સંભાળ રાખવાની બહુ કાળજી હતી. હમારા ઘરડાના ઘરમાં સુમારવનાનાં સંસ્કૃત પુસ્તકો હતાં, જેની તેણે વર્ગ બાંધી ટીપ કરી હતી; પણ હાય મોટી આગે તેનો સંહાર કરી નાખ્યો.

એને ગુજરાતી કવિતા ઉપર લક્ષ નહીં પણ ગાયનમાં સારી સમજ હતી. પોતે પણ સાજ સાથે ગાતા - એ વેળાએ એવી તો મજાહ કરતા કે કંઈ કહ્યાની જ વાત નહીં. એણે સુરતના વિજયાનંદને સારી પેઠે સાંભળેલા અને ભીમાનંદ ગવૈયો, જે એનો સગો ને સ્નેહી, તેની સાથે પણ થોડા ફરેલા—ને નાનપણમાં બહુ સાંભળેલું. જી દહાડેથી મેં કવિતા કરવા માંડી તી દહાડેથી એને કવિતા સંબંધી જ્ઞાન સારૂં થવા લાગ્યું ને પછી પોતાના આનંદને માટે મારી જ કવિતા વાંચતા, ને કહેતા કે 'ભાઈ તારી કવિતા વાંચવાથી ચેવું આવેછ પણ પછી બહુ સુખ થાયછ.'

સુધારાવાળાઓના વિચાર તેને ખરેખર ગમતા હતા - પણ કહેતા કે 'હમણાં બ્હાર પડવાનો વખત નથી. ઘણા દહાડા થયાં એટલે એની મેળે ચાલશે.' જાતિભેદ વિષે કહેતા કે '૨૫ જણ જુદા પડે તો તું સામેલ થજે.' મારા પુનર્વિવાહ તરફના વિચારો ઉપરથી કેટલાક લોકો એને મ્હોડે મારી નિંદા કરતા તો તેઓને તે જવાબ દેતા કે 'ભાઈ ! જેવો જેનો વિચાર; તે કહેછ તે ખોટું શું છે? તે તો મને પણ કહેછ કે તમે પુનર્વિવાહ કરો.' એઓ બુદ્ધિવર્ધક સભામાં આવતા—હું ભાષણ કરતો તે પોતે સામે ખુરસી ઉપર બેસી સાંભળતા. એણે પણ એક વખત સત્ય ઉપર નિબંધ વાંચ્યો હતો, હું આટલો સુધારામાં અગ્રેસર પણ મારાથી તે દુઃખી થતા નહીં.

મારા ઉપર એનો પ્રેમ અતીસે—મનેજ દેખતા—મારી મરજી ઉપરાંત કામ કરતા નહીં. મારાં લખાણની નકલ કરી આપતા ને હું પણ નિબંધ અથવા કવિતા લખીને પ્રથમ એની આગળ વાંચતો ને જહાં હદથી જયાદે ફાટયો હોઉં તાંહાં ફેરફાર કરવાની સલાહ આપતા—ને તેમ હું કરતો. મારી ઉમરમાં એણે એક પ્રસંગ સિવાયે કોઈ વખત ઝાંસો સરખો પણ કીધો નથી. બેઠી બાંધણીનો બોધ કર્યા કીધોછ—રે મને દુઃખ થાય માટે પોતે બીજી વાર પરણ્યા નહીં. મારી ભુલ, મારૂં સાહસ એણે સાંખ્યા કીધુંછ ને મારા ઉદ્યોગમાં મને હંમેશ ઉત્તેજન અને સાહ્યતા આપ્યાં કીધાંછ.

એની પ્રકૃતિ પ્રેમાળ, ટેકી, ધીરી, સંતોષી ને રસિક હતી. જેઓ એના પ્રસંગમાં આવેલા તે સહુની જ એણે પ્રીતિ સંપાદન કીધી હતી. નિયમસર ખરચ કરનાર પણ પ્રસંગે હદની બ્હાર જતા—ન્યાતમાં ઉજળા ને પ્રતિષ્ઠિત કહેવાતા. મારી માંદી માને પગરસ્તે સુરત લઈ આવ્યા તો મિઆનો, આંગડીયા, મસાલ સાથેનો ખરચ રૂ. ૩૦૦) કીધો.

ઘણી ઘણી વાતો લખવાની છે પણ નિરાંત નથી. એણે ૩૭ વરસમાં ૨૫૦૦૦) રૂપિયા ખરી મ્હેનતથી મેળવ્યા. તેમાં પોતાના બાપનું રૂ. ૬૦૦૦) નું કરજ તેમાં ત્રીજે હિસ્સે રૂ. ૨૦૦૦) પોતાના આપ્યા; પોતાનાં અઘરણીનો, મારા જનોઈનો ને બે વાર લગનનો, મારાં અઘરણીનો, મારી માના મુઆનો ને મારી વહુના મુઆનો તમામ ખરચ પોતે કીધો. એ મુઆ તારે રૂ. ૫૦૦૦) ની ૪ ટકાની પ્રોમીસરી નોટ, રૂ. ૧૦૦૦) નું ઘરેણું, બે ગાળાનું એક ઘર જેને બંધાવતાં રૂ.૧૨૦૦ ને સમરાવતાં ૬૦૦, એમ રૂ. ૧૮૦૦

ને ભાંયના રૂ. ૨૦૦) ગણીયે મળીને રૂ. ૨૦૦૦) અને ૫૦૦) નો બીજો સામાન એટલો વારસો મારે સારૂ મુક્યો હતો.

મારી મા નવદુર્ગા જેને સહુ ન્હાની કહેતા અથવા સાસરેથી રૂકમણીવહુ તે સંવત ૧૮૭૫ ના આસો મહિનામાં જન્મી ને ૧૯૦૭ ના કારતક વદ ૪ થે તેત્રિસ વરસની ઉંમરે મરી ગઈ. એ ઘરકામમાં કુશળ, સુઘડ, ઉદ્યોગી, કરકસર સમજનારી ને સંતોષી હતી. એને લખતાં, વાંચતાં, ભરતાં, સીવતાં ને ગીત ગાતાં સારૂં આવડતું. સ્વભાવ ગરીબ અને મળતાવડો હતો, પણ મને ધાકમાં બહુ રાખતી. એને પોતાનાં ગરીબ સગાંની બહુ દાઝ હતી ને વેળાએ વેળાએ તેઓને લુગડાં વગેરે આપી મદદ કરતી. એ એકલી પડતી ત્યારે પોતાના મરી ગયલાં વ્હાલાંને સંભારી રડતી. એને પૂજાપાઠનું બહુ ગમતું હતું. કોઈ માગનારને ભીખ આપ્યા વિના પાછું કહાડતી નહીં. એક વખત એક ધુતારો બાવો મારા બાપ લખતા હતા ત્હાં આવીને બોલ્યો કે તપખીર સુંઘાડ. મારા બાપે સુંઘાડી એટલે બાવાએ મ્હોડામાંથી ફુક્કા કહાડ્યા (સહુ કહેતા કે આંતરડાંના ગુંછળાં), ચોખા લઈને પાણી કહાડ્યું, એ જોઈને મારા બાપ ભોળાવાઇ ગયા ને ઘરમાં કહ્યું કે એને એક ધોતીઉં ને અંગરખો આપો. મારી મા જે રસોઈમાં હતી તેણે બ્હાર આવી પેલા બાવાને ધમકાવીને કહાડી મુક્યો. મારા બાપ ભોળાવાય તેવા ન્હોતા પણ એક તી દહાડેજ કોણ જાણે શું થઈ ગયું ? એ વાત મને હજી સાંભરે છે ! અરે મંદવાડમાં જારે તે મને બોલાવતી ને પોતાનાં દુખતાં પેટ ઉપર મારું મોટપણનું શરમાતું માથું મુકાવતી ને પછી પ્રેમથી-છેલ્લા પ્રેમથી (ફરી દહાડા આવ્યા નહિ) ધીમાં આંસુ પાડતી તે ચિત્ર હું નથી ભુલતો જો ! એ પ્રમાણે મારાં માબાપ સંબંધી થોડી ઘણી હકીક્ત છે. ખરેખર મારાં ગરીબ પણ કુલીન માબાપના સદ્‌ગુણો વિષે હું જેટલું બોલું તેટલું થોડું છે ને બોલું તે પણ લોકમાં બડાઈ કહેવાય. પણ આ પ્રસંગે હું મારા અંતકરણથી ઇચ્છુંછ કે જેટલો હું તેઓથી સંતોષ પામ્યોછ તેવો સંતોષ બીજાં છોકરાંઓ પણ પોતાના માબાપથી પામે.

# વિરામ ૩★

## સને ૧૮૩૩-૧૮૪૫

૧. પ્રસવવેળા મારી માને ઘણું દુઃખ થયું હતું. હું જન્મ્યો ત્યારે મારૂં માથું ઘણું જ લાંબું હતું, તેથી ચ્હેરો વિચિત્ર દેખાતો હતો. (હમણાં તો માથું ઘણું જ ન્હાનું ગોળમટોળ જેવું છે.) છ મહિનામાં હું ઘુંટણિયાં તાણતો થયો.

૨. જન્મ્યા પછી દશેક મહિને હું ને મારી મા, માના કાકા દુલ્લભરામ સાથે મુંબઈ મારા બાપ પાસે ગયાં. બીજા વરસને આરંભે મને બોલતાં આવડ્યું પણ બે વરસ સુધી અન્ન ન ખાતાં દૂધ અને ચાટણાંથી શરીરનું બંધારણ રહ્યું.

૩. સંવત ૧૮૯૩ ની મ્હોટી આગ લાગી ત્યારે હું મુંબઈમાં હતો. મને બરાબર સાંભરે છે કે ભગવાનકલાના માળામાં હું દિવાનખાનામાં રમતો હતો અને દયારામ ભૂખણ નામનો પડોસી વાણિયો બપોરી વેળા બ્હારથી ઘેર આવી દિવાનખાનામાં આકળો થઈને બોલ્યો હતો કે 'આખું સુરત શેહેર બળી ગયું.' એ સાંભળીને બીજાં બેચાં ભાડુતો, જે સુરતનાં હતાં (ભાયડા તો નોકરીએ ગયલા) તેઓ તો હબકી જ ગયાં. 'આખું સુરત શેહેર બળી ગયું' એ તેના બોલવાનો ભણકારો હજી મને યાદ છે.

૪. સંવત ૧૮૯૪ના વૈશાખમાં સુરતમાં બળી ગયેલાં ઘર બંધાવાં શરૂ થયાં હતાં તે ૧૮૯૫ની આખરે પુરાં થયાં. એ દરમિયાનમાં થોડોક વખત હું ને મારી મા સુરતમાં હતાં. તે વખતે એક પ્રસંગે સામી ભાંયમાં રમતાં મારાથી મારા કાકાના નાના છોકરાને પથરો મરાયો હતો, તે ઉપરથી મારી કાકી કંઈ બબડતી હતી, તે સાંભળીને મારી માએ વર્ચસમાં મને ઘરમાં લઈ જઈ સારી પેઠે બઝોડ્યો હતો, ને પછી પેટીના કડા સાથે બાંધી દાદર બારીએ તાળું દઈ તે બહાર ગઈ હતી, હું બુમેબુમ પાડતો હતો. મારી ચીસથી ઘરમાં કામ કરનાર ગોવન ગજ્જરને દયા આવી ને બારી ઉઘાડી રહી હતી, તેથી તેણે તેમાંથી આવીને મને છોડ્યો હતો, એ વાત હજી મને સાંભરે છે.

એક વખત મુંબઈમાં મેં તેલનું માટલું ફોડી નાંખ્યું હતું તે વેળા મારી માએ મને સારી પેઠે માર્યો હતો ને સાંજે મ્હારા બાપ આફીસથી આવી મા-દિકરાનું સમાધાન કરાવતા હતા, એવામાં હું કંઈ સામું બોલ્યો તે ઉપરથી બાપે પણ મને એક તમાચો માર્યો હતો. એટલે જ પ્રસંગે મેં માર ખાધો છે.

૫. પાંચ વરસનો થયા પછી મારા બાપે મુંબઈમાં ભુલેશ્વર આગળ નાના મ્હેતાની નિશાળે મુક્યો હતો, તે વેળાએ નિશાળીઆઓને ઘેર તેડ્યા હતા ને ગોળધાણા તથા ધાણી વેંહેંચ્યાં હતાં, ને છોકરાઓ 'સરસતિ સરસતિ તું મારી માત' ને 'જી મેતાજી સલામત' એમ બોલતા હતા તે મને સાંભરે છે, અને રાતે હમે ચાર પાંચ છોકરાઓ એકઠા મળી પાંટ્યા કહાડી આંક ભણતા, તે પણ. સુરતમાં રહેતો ત્યારે ઇચ્છા મ્હેતાની ને ફકીર મ્હેતાની નિશાળે જતો.

૬. હું બાળપણમાં નિરોગી હતો, પણ સાતમે વરસે છ મહિના માંદો રહ્યો હતો, તેમાંથી એક વખત મ્હોડામાંથી ને ઝાડા વાટે ઘણા કરમ પડ્યા હતા.

૭. આઠમે વરસે સં.૧૮૯૭ ના વૈશાખમાં મને સુરતમાં જનોઈ દીધું હતું. એ સંસ્કાર થયા પછી એક પાસથી મેં સંધ્યા, રૂદ્રી અને વેદ ભણવો શરૂ કર્યો ને બીજી પાસથી સરકારી ગુજરાતી નિશાળે જવા માંડ્યું.

વેદ તો હું બાબાજી નામનો દક્ષણી, જે મારા બાપનો સ્નેહી છે, તેની પાસ ભણતો. બે વર્ગ તેની પાસ ભણ્યો ને પછી બીજા દક્ષણી પાસે બાકીના વર્ગો ભણીને એક આઠી પુરો કર્યો. વેદમાં હું એટલું જ ગુરૂ પાસે ભણ્યો છઉં - મને યાદ આવેછ કે મારા કાકાના ઘરમાં કંઈ વ્રત ઉજવાતું હતું ને મંડળો પુરાયાં હતાં ને વેદિયાઓ મંત્ર ભણતા હતા, તે પ્રસંગે કોઈએ મને ભણવાનું કહ્યું હતું તે ઉપરથી હું ભણ્યો હતો ને સહુએ મારી ભણણી વખાણી હતી, તે વેળા મારી ઉમ્મર ૧૦ વરસની હશે.

પ્રથમ હું મુંબઈમાં પાયધોણી ઉપર બાળગોવંદ મહેતાજીની નિશાળે બેઠો. ત્યાંથી થોડા દાહડા પછી સુરત આવવું થયું. સુરતમાં દુર્ગારામ મ્હેતાજીવાળી નાણાવટમાં નવલશાના કોઠામાં નિશાળ હતી, ત્યાં મેં જવા માંડ્યું. તે નિશાળના ભવ્યપણાનું ચિત્ર હજી મારી આંખ આગળ છે. જગા જ કુમળો ડર ઉપજાવતી તો મ્હેતાજી કઠણ ડર ઉપજાવતો કેમ ન હોય? મને મૂળાક્ષર સારા ઉચ્ચારથી બોલતાં આવડે તોપણ મ્હેતાજીને પરીક્ષા આપતાં બ્હીકથી રૂને ઠેકાણે અરૂ મારીથી બોલાઈ જવાય - એટલા માટે હું મહિનો દહાડો બારાખડીમાં પડી રહ્યો. એક દહાડો દોલતરામ વકીલ જે મારી માની કોઈના છોકરાના છોકરા થાય તે ઘણા ચીડાયા કે છોકરો બરાબર ઉચ્ચાર કરેછ ને મ્હેતાજી કેમ પાસ નથી કરતા - ચલ હું આવુંછ. પછી તેઓ એક દાહાડો મારી સાથે આવ્યા ને મ્હેતાજીએ

---

★ બાળપણ અને પ્રાથમિક શિક્ષણ - સં.

ફ બોલાવ્યો તો તે મારાથી શુદ્ધ બોલાઈ ગયો ને હું પાસ થયો. આહા આગળની રીતે કેવી સારી ને હમણાંની કેવી હૂસ હૂસની છીછલ્લી છે!

૮. સંવત્ ૧૯૦૦ ના વૈશાખ શુદ ૧૨-સને ૧૮૪૪ ની ૨૯ મી અપરેલે મારાં લગન સુરતમાં સદર અદાલતના શાસ્ત્રી સૂરજરામની છોકરી સાથે થયાં.

૯. મને ગુજરાતી અભ્યાસ કરાવ્યાનું માન બાળગોવંદ મ્હેતાજીને જ છે. એને જ ત્યાંથી હું એલ્ફીન્સ્ટન સ્કુલના પ્રિનસિપાલ જોન હાર્કનેસની પાસે ગુજરાતીની પરીક્ષા આપવા ગયો હતો - ને સને ૧૮૪૫ ની ૬ઠી જાનેવારીએ અંગ્રેજી સ્કુલમાં દાખલ થયો હતો. મને સાંભરે છે કે એક વખત હું સુરતમાં હતો ને સાંભળ્યું કે ઈનામ આપવાના છે, તેથી પ્રાણશંકર મ્હેતાજીની નિશાળે દાખલ થયો ને બાળમિત્રની ચોપડી ઈનામમાં લઈ આવ્યો.

૧૦. મેં સરકારી નિશાળે અભ્યાસ ૩।। વરસ કીધો, પણ તે નિયમ સાથે નહિ. વખતે સુરતમાં હોઉં, ને વખતે મુંબઈમાં હોઉં. મુંબઈમાં પણ કેટલીક ચોપડીઓ ઈનામમાં મેળવી હતી. હું બાળગોવંદની ઇસ્કોલમાં પહેલા ક્લાસમાં ૧ - ૨ જો રેહેતો.

૧૧. એ વેળા મારા વાંચવામાં આવેલી ચોપડીઓમાં મુખ્ય આ હતીઃ બાળમિત્ર, નિત્યાનંદ પરમાનંદનું ભૂગોળખગોળ, ઇસપનીતિ, દાદસલીની વાત, પંચોપાખ્યાન, બોધવચન, લિપિધારા અને વ્યાકરણ મ્હોટું ગંગાધર શાસ્ત્રીવાળું અને ગણિતશિક્ષામાળા પ્રથમ ભાગ.

જ્યારે નિત્યાનંદ પરમાનંદ અને બાળમિત્ર વાંચતો ત્યારે મારા મનનાં મેદાન ઉપર નવાઈ ભરેલા એક જાતના નિર્મળા આનંદનો ભાસ પડતો - નિત્યાનંદ પરમાનંદમાં વિશેષે ખગોળના પાઠ વાંચતાં અને બાળમિત્રમાં વર્ષના ત્રણ મુખ્ય કાળમાંનું ચોમાસુ વાંચતાં, કાંટાનાં ઝાડ વાંચતાં, દાણા વિણનારી છોકરીની ઘરડી માનું કુલીનપણું વાંચતાં, ન્હાના જગુનું ઓલીયું ઓલીયું રડવું વાંચતાં, અંતિક્ની વાતમાં રાજાનું પ્રૌઢપણું તથા પ્રેમાળપણું વાંચતાં વગેરે વગેરે.

૧૨. એ સાડાત્રણ વરસના દરમિયાનમાં જો કે રહેવું મુંબઈ અને સુરત બંને ઠેકાણે થતું, તોપણ મારો લક્ષ નિશાળના પાઠ તરફ ઘણો હતો, તેમ ઘેર વેદ તથા બીજી પોથીઓ પણ ભણતો. દરરોજ ઉઠતાં વારને બાળમિત્રના એક પૃષ્ઠના શબ્દે શબ્દનું વ્યાકરણ કરી જતો ને પછે દાતણ કરતો. મુંબઈમાં રમવાનું થોડું - ફક્ત સાંજે કલ્લાકેક પડોસીના છોકરા સાથે બનતું.

૧૩. મારે દોસ્તદારમાં એક મારી ન્યાતનો પડોસી છોકરો પરભુરામ કરીને હતો જે મ્હોટપણે ગુજરાતીમાં ઘણું જ સારૂં જ્ઞાન ધરાવતો ને જે ઘણા અંગ્રેજોને ગુજરાતી શિખવતો. એ જ મારો બાળમિત્ર - સાથે જ રહિયે-સાથે જ ભણીયે-સાથે જ નિશાળે જઈએ. એક વખત હમે ઘરમાં કંઈ કંકાસ કર્યો હતો તે ઉપરથી પરભુરામના બાપે બાળગોવંદને કહ્યું હતું ને મ્હેતાજીએ હમને બંનેને એકમેકના કાન પકડાવી સાથે એકઠાં ઉઠબેસ કરવાનું કહ્યું હતું જે મને યાદ આવે છે.

૧૪. જ્યારે હું બાળગોવંદને ત્યાં પ્હેલા વર્ગમાં હતો ત્યારે મને એક છોકરવાદિયો વ્હેમ હતો-કે રોજ નિશાળનું તાળું હું ઉઘાડતો ને આંખ મીંચીને પૃથ્વીનો નકસો ટાંગેલો હતો ત્યાં જઈને પાસિફિક મહાસાગરમાં સેન્ડવિચ અને સોસાયટી એ બે ટાપુઓ છે તે જગાપર આંગળીઓ મુકતો ને પછી આંખ ઉઘાડતો. જો બરાબર તે જ ઠેકાણે આંગળીઓ મુકાતી તો હું જાણતો કે વર્ગમાં પહેલો રહીશ-ને ઘણું ખરૂં તેમ જ થતું.

૧૫. ન્હાનપણમાં મારી તબિયત ધિંગામસ્તીવાળી તોફાની નહીં પણ ઠાવકી; તો પણ મરજી મુજબ ન થયેથી મીંઢો થઈ ખુણામાં ભરાઈ ધીમે ધીમે રડ્યાં કરૂં તેવી ખરી-ચ્હીડીને હાથપગ અફાળું તેવી નહીં. હું માબાપ સિવાય બિજા કોઈને દેખું કે શરમાઈ ખુણામાં અથવા માની સ્હોડમાં ભરાઈ જતો; બ્હિકણ પણ હતો. મને માની તરફનાં સગાં શંકરિયો કહિને બોલાવતાં.

૧૬. મને બરાબર સાંભરે છ કે એક વખત સુરતમાં હું ને મારી મા ( મારા બાપ મુંબઈ હતા) મ્હોટી પેટી ઉપર સુતાં હતાં ને એક આસો સુદ ૧ ની રાતે બાર વાગતે હું એકદમ કારમી ચીસ પાડી ઉઠ્યો હતો. મારી મા તરત ઉઠી હતી અને તેણે મને છાતી સરસો ચાંપ્યો હતો. એવામાં મારા કાકા ઇચ્છાશંકર આવ્યા હતા, ને તેઓએ મને વિભૂતિ કરી ચંડીપાઠનું એકાદ કવચ ભણ્યું હતું. પછી મને એવી બ્હીક કે રાતે ઘરમાં સુઉં નહીં ને પછી મને મારી મા ચારપાંચ રાત જુદાં સગાને ઘેર લઈ જઈ સુતી, પણ ત્યાં પણ તેમ જ થતું. એક રાતે હું મારી માની માસીને ત્યાં પરસાળમાં સુતો હતો ને રાતે બાર વાગતે પાણી પીવા ઉઠ્યો. ખાટલામાં બેસીને જોઉં છ તો કોઈ બારણાંની આગળી ફેરવતું હતું ને પછી પાણી પી ઉંધો સુતો કે પાછી કારમી ચીસ પાડી ઉઠ્યો. એ ઘરનો માલીક (માસી તો ભાડે રહેતી હતી) લાલભાઈ જે ગુણીનું જાણતો તેણે આવી કોણ જાણે કંઈ કીધું ખરૂં-પણ તે વખત દીવીની પાસે મેં એક છડી દીઠી હતી. એટલી વાત મને સાંભરેછ, પણ મારી ઉંમર તે વેળા કેટલી હતી તે મારા જાણ્યામાં નહીં. તેની માસીને ત્યાં ખબર કાઢી તો તે બોલ્યાં કે ભાઈ, તને હજી સાંભરે છે? મેં કહ્યું હા, પણ મારી ઉંમર કેટલી હતી? તેઓએ કહ્યું કે પાંચ છ વરસની.

૧૭. મને બિહામણાં સપનાં બહુ આવતાં-રે હમણાં આઠેક વરસ થયાં ઝાઝાં નથી આવતાં. મેં મોટપણે રાતે થયલાં સપનાં

જેટલાં સ્હવારે યાદ રહેતાં તેટલાં લખી રાખવાની તજવિજ કરી હતી-થોડાંક લખ્યાં પણ હતાં-જાણવાને કે એ શાથી થાય છે. પણ પછવાડેથી લખવાનું જારી રાખી શકાયું નહીં. 'કોઈ શત્રુરાજાનું લશ્કર મશાલ સાથે ને વગડતાં વાજાં સાથે શહેરમાં બડી ધામધુમથી આવ્યુંછ—રસ્તામાં દીવા દીવા થઈ રહ્યા છ — દોડાદોડને ધામ ધુમ થઈ રહી છ—લોકો વહેલાં વહેલાં બારી બારણા બંધ કરી દેછ—પેલાઓએ ભાંજફોડ ધુમખળ મચાવી મુક્યું છ ને જાસક બુંબાણ વર્તી રહ્યું છ—ઘણા લોકો હેબક ખાઈ ગયા છ—છોકરાઓને મારશો મા, મારશો મા, એમ માબાપો કેહ છ—ઘરેણાં સંતાડે છ. હું વળી આંખે બન્યો હાથ દઈ દઈ માની સ્હોડમાં ભરાઈ જતો જાઉં છ વગેરે વગેરે.' 'સુરત મુંબઈની વચમાંની મજલો કાપતાં સાત પટ્ટીની ખાડી આવીછ—ભૂતડા ભમાવેછ—ખાડીનાં પાણી ભરાઈ જાયછ—ડુબી જવાયછ વગેરે વગેરે.' 'હાથ્થી મારી પછવાડે છુટ્યોછ ને હું આગળ બહુ બ્હેબાકળો થઈ ગબડી મુક્તાં ન્હાસું છ—ન્હસાતું નથી. એવામાં ધારૂંછ કે કુદકો મારીને એના માથા પર ચ્હડી બેસું—એવામાં હાથ્થી છેક જ નજીક આવ્યોછ—હું હેબકથી આંખ મીચી પડી જાઉંછ વગેરે.' પિંગળમાં એક ઠેકાણે 'અતિ દુષ્ટામતિ ન્હાસશે મથી' એ જે લીટી લખીછ તે ઉપલા સપનામાં હું હાથ્થીની આગળ મથી મથીને ન્હાસતો તે ઉપરથી. 'તાપીને કાંઠે પાછલી રાતે ચાંદરણાંમાં હું ન્હાવા ગયોછ—ત્હાં કોઈ કુમળા ગોરા બાળકને જોઉંછ—મને દયા આવે છ તેની પાસે જાઉંછ તે—મ્હોટું મ્હોટું થતું દેખાય છે. એકદમ તે મ્હારી-સામું ડોળા કહાડતું રાખસ જેવું ઉભું રહ્યું—હું હેબકથી નીચે પડી જાઉંછ-એટલામાં તે ભડકો થઈ ગયું!' મેં ભૂતોની - કાળી ભૈરવ વગેરેની સાધનાઓની વાતો બહુ સાંભળીછ, તેનાં પણ મને ઘણી વાર સ્વપનાં થતાં. પ્હોરે હું સ્હવારે પ્યારી સંબંધી દલગીરીમાં બેઠો હતો એવામાં પાસે મેં રીચર્ડસન—સિલેકશન દીઠું; તેમાંથી ઓથેલોનો છેલ્લો ભાગ વાંચ્યો હતો તે ઉપરથી રાતે સપનું થયું હતું. તેમાં 'કોઈ જક્ષ મને કચરી નાંખતો હતો—બોઆ જાતના સાપ જે ભેંસોનાં હાડકાં કચરી નાંખેછ તે સાંભર્યું. પછી મેં કહ્યું કે, જા જા, જક્ષ, તું મને મારેછ તેમાં ત્હારી શી બ્હાદુરી?— માર માર—પછી વિચાર્યું કે જે દહાડે જે નિમિત્ત મોત થવાનુંછ તે કંઈ મિથ્યા[1] થવાનું નથી.' આંખ ઉઘડી ગઈ, પણ શરીર સંકોચાયલું તટસ્થ થયલું હતું, ને બોલાતું ન્હોતું, એવાં એવાં મને બહુ સપનાં આવતાં. હજી પણ કોઈ કોઈ વખત સપનાં થાય છે પણ તે દહેશતનાં નહીં—મેં બ્હાદુરી કરી હોય તેવાં. 'નીતિ તુંબિ ભવસિંધુને તરાવે' એ કવિતા સપનામાં વ્હાણ ડુબતું હતું તે ઉપરથી લખી છે.

૧૮. સુરત અને મુંબઈ વચ્ચે મ્હારૂં ને મારી માનું પગ રસ્તે આવવું જવું બહુ થતું-શિયાળામાં, હુનાળામાં, ચોમાસામાં-રાનને રસ્તે, કાંઠાના રસ્તે. હમને વ્હાણ સદતું નહીં માટે ચાલતાંનું જ તેમાં બેસતાં. એ મારી બાળપણની મુસાફરીથી તે વખત મારા મન ઉપર જે છાપ પડેલી તે હજી મને સાંભરે છે. એક વખતે ભર ચોમાસે હું અને મારી મા વલસાડથી ડુંગરી જતાં પોઠી ઉપરથી કાદવમાં પડી ગયાં હતાં ને રાતે ડુંગરીમાં માછીઓનાં ઝુંપડાંમાં પડી રહ્યાં હતાં. ઘણીક વાર હમારા સંગાથમાં જે બીજાં હતાં તેમાંના મરદો સ્હવારે ને સાંજે ચાલતા અને સેકટાનાં ફુલ, ખાખરાના પાંતરા, કેરીઓ, આમલીઓ તોડતા. હમે ધરમશાળામાં ઉતર્યા પછી કોઈ જુદા જ સવાદની ખીચડી ને ઘી ખાતાં. ધરમશાળામાં રંધાતું ત્યારે હું હાથમાં સોટી લઈને અહીં તહીં ફરતો ને કૂવાપર જઈ બેસતો. સાંજે ગામના પાદરનાં ઝાડોની નમતી શોભાની અને કોસ કુવાની છાપ હજી મારામાંથી ખસી નથી. જંગલનાં તાપ પણ મને સાંભરેછ. હમે એક વાર મ્હેમની ખાડીમાં ડુબતાં હતાં. વ્હાણમાં ઝાડે ફરવાની માચી ઉપર મને બેસાડતા તે વેળા દરિયાને જોઈને મને કેવું થતું! હું કેટલો બ્હીતો! સુરતથી મુંબઈ જતાં આગબોટમાંથી કુલાબો દેખતાં મારા આંગમાં જોર આવતું ને પછી બંદર પરથી ઘેર જતાં ચાંદની રાતે કોટમાંનાં મોટાં મકાનો જોતાં મને નવાઈ લાગતી તે અને મુંબઈથી આગબોટમાં સુરત આવતાં વલસાડ આગળથી જે હવા બદલાતી લાગતી તે હજી મને સાંભરે છે. એ સઘળી છુપી રહેલી છાપો કવિતા કરવા માંડ્યા પછી મને તેજદાર ભભકમાં પાછી આબેહુબ દેખાવા લાગી. પણ ખરેખર બાળપણના પ્રવાસમાં મને જે નવું નવું લાગતું ને જે આનંદ થતો તે આનંદની મને હાલ પુરતી લાગણી નથી પણ સમજ છે ખરી.

૧૯. ન્હાનપણમાં છોકરાંઓમાં હું ઘણું રમ્યો નથી. સુરતમાં વેળાએ હું છોકરાઓનાં ટોળાંમાં જતો ખરો, પણ રમતમાં સામેલ ન થતાં આઘો રહી જોયાં કરતો. મને જન્મથી રમવા ઉપર ઘણો શોખ ન નહીં. હાલમાં સોકટાંની બે પાસાની તમામ રમત ઘણી જ સારી રીતે અને સેતરંજની સાધારણ રીતે રમી જાણું છું.

---

૧. હું ઘણો બ્હીકણ હતો પણ ૧૮ મે વરસે એક રાતે મને એવો વિચાર આવ્યો કે જે કાળે જે બ્હાને ને ઠેકાણે મોત થવાનું હશે તે કંઈ થયા વના રહેવાનું નથી. તે દાહાડેથી ભુતની ને ચોરની બ્હીક જવા માંડી-હવે હું કોઈથીજ ડરતો નથી. મુંબઈમાં જહાં હું રહેતો ત્હાં ઝાડે ફરવા જવાનું બે દાદર ઉતરીયે ત્યારે આવતું, ને નીચે ઘણું જ અંધારૂં હતું, ત્યાંથી વાડામાં જતાં મને ભુતની બ્હીક લાગતી. સુરતમાં મારા ઘરમાં એક ભાડુતની બૈરીને ભુત આવતું તે ઉપરથી મારાથી ત્રીજે માળે જવાતું નહીં. વડપીપળા તળે પીશાબ કરવા બેસતો નહીં. હાલ તો હું ભુતબુતના વ્હેમ માનતો નથી.

# વિરામ ૪*

## ૧૮૪૫-૧૮૫૧

૧. સને ૧૮૪૫ની ૯ઠી જાનેવારીએ હું મારી ૧૧ વરસ ને ૪ મહિનાની ઉમ્મરે અંગ્રેજી સ્કૂલમાં દાખલ થયો. પ્હેલવ્હેલો મ્હારો માસ્તર શેખમહંમદ નામે હતો. એ વિદ્વાન તો થોડો, પણ ગરીબડો ને શિખવવામાં સારો હતો. એણે મને મેકલકની ફર્સ્ટ ને સેકંડ રીડિંગ બુકો વરસ દહાડા સુધી શિખાવ્યાં કીધી. પછી થર્ડરીડિંગ, મોરલકલાસ બુક, સીરિઝ આવ લેસન્સ, કોર્સ આવ રીડિંગ અને જિયોગ્રાફીની ચોપડી વગેરે બમનજી પેસ્તનજી માસ્તર, જે હાલ વિલાયતમાં વેપારી ખાતામાં છે તેણે શિખવી. બમનજીની શિખવવાની રીત ઘણી સારી હતી અને સ્વભાવ મળતાવડો હતો. પછી સ્કાલરશિપને સારૂ ઉમેદવારોના વર્ગમાં મ્હારા માસ્તર મિ.ગ્રેહામ અને મિ. રીડ હતા. મિ. ગ્રેહામ આલજિબ્રા ને જિયામેટ્રી ચલાવતો અને મિ. રીડ ટેલર્સ એનશિયંટ તથા મોડરન હિસ્ટરી, માર્શમન્સ ઈંડિયા, પોએટ્રી ને કોમપોઝિશન ચલાવતો. એ માસ્તર હસાવી રમાડીને સારી પેઠે શિખવતો. પણ મિ. ગ્રેહામનો મિજાજ છોકરાઓને આકરો લાગતો- એ તેઓને મજાક કરી ઠોકતો- પણ મેં કોઈ દાહાડો ઠપકો સાંભળ્યો નથી. હું એના વર્ગમાં હંમેશ ફર્સ્ટ જ રહેતો.

વચમાં પ્હેલા ક્લાસમાં ગણિત શિખવનાર કોઈ બ્લાકવેલ નામનો ઢોંડાબોટ ઇશ્કી માસ્તર થોડા દાહાડા આવ્યો હતો. તેને ને મ્હારે બનતું નહીં. એક વખત મેં સમીકરણનો દાખલો ચોપડીની રીતે ન કરતાં કોઈ જુદી જ પણ સહેલી રીતે કર્યો હતો તે ઉપરથી ખોટો કહી મને ક્લાસમાંથી દૂર કર્યો. એવામાં મગડૂગલ કરીને માથેમાટિકનો પ્રોફેસર હતો તે ત્હાં આવી પોહોંચ્યો. તેની આગળ મેં રાવ ખાધી. એણે મ્હારી સ્લેટ જોઈને પછી બ્લાકવેલને કહ્યું કે, એ છોકરાએ બરાબર હિસાબ કીધો છ. એ છોકરો હોંશિયાર છે. તે વેળા બ્લાકવેલ સાહેબનું મ્હોડું ચલ્લી જેવું થઈ ગયું હતું.

હું હિસાબ પેહેલેથી અંગ્રેજી બોલી લખીને જ શિખતો શિખતો છેક અપૂર્ણાંક સુધી આવ્યો હતો. એવામાં મગડૂગલે થોડાક છોકરાઓને જલદીથી બીજગણિત શિખવવાનો વિચાર કર્યો હતો, તે ઉપરથી હમારી પરીક્ષા લીધી- જેઓને ન આવડ્યું તેઓને સરવાળાથી ને તે પણ ગુજરાતીમાં જ શિખવવાનું ઠેરવ્યું-મારા દાખલામાં સહેજ ચુક હતી તેથી મને પણ સરવાળામાં નાંખ્યો હતો. એ હાથ્થીનાં બચ્ચાંની પેઠે ડોલતા ચાલતા અને ઝીણી આંખે ચશ્મા પહેરતા ગેટકી મગડૂગલને તપખીર સુંઘવાની બહુ ટેવ હતી પણ તે ભલો માયાળુ હતો.

ઉપર કહેલા માસ્તરો પાસથી ઉપર જણાવેલો અભ્યાસ કરી લઈને સને ૧૮૫૦ના એપ્રિલ મહિનામાં પાંચ વરસ ને બે મહિને મેં ક્લેર સ્કાલરશિપની પરીક્ષા આપી.

૨. જયારે હું ઉપર કહેલી ચોપડીઓ શિખતો ત્યારે દેશનાં વર્ણન, કુદરતી દેખાવોનાં વર્ણન અને કવિતા વાંચતાં મને એક જુદી જ રીતનો આનંદ થતો. તે દેશો કેવા હશે, ત્યાંની રતોની કેવી મઝા હશે, પોએટ્રીના તર્કનો આનંદ મારાં પોતાનાં તર્કનાં બિડાયલાં કમળને લાગતો. જો કે તે દિલમાં ઘણી વાર સુધી રહેતો નહીં કેમકે બાળપણમાં અનુભવ નહીં. આહા જયારે હું ટેલરની એનશંટ હિસ્ટરી શિખતો ત્યારે ઇજિપશિયન લોકોની રીતભાતનાં વર્ણન, ત્યાંની પિરમિડ, ત્યાંની નાઇલ વગેરેનાં વર્ણનથી ખરેખર મને કેવો આનંદ થતો ? રે એ બાળપણમાંનો આછો આછો લાગતો આનંદ હાલ તે જ વર્ણનો ફરીથી કવિ દાખલ વાંચતાં પણ થતો નથી- આનંદ તો બહુ થાયછ પણ તે જાતનો નહીં.

૩. જયારે સ્કાલરશિપની પરીક્ષા ચાલતી હતી ત્યારે હિસાબની પરીક્ષા આપવાને આગલે દહાડે એક પારસી નામે મંચેરજી, જે હાલ જમશેદજીની સ્કૂલમાં માસ્તર છે, તેણે પરીક્ષક પ્રોફેસર પાટને કેટલાએક પુછવાના સવાલો (જવાબ સાથે નહીં) જુદા કહાડી મુક્યા હતા તે ટેબલ ઉપરથી લઈ આવીને પોતાના દોસ્તદાર મયારામ શંભુનાથને આપ્યા. એ પારસીને હિસાબ આવડતા નહિ. માટે મયારામ પાસે સમજી લેવાને આપ્યા હતા. એ મયારામ શંભુનાથ જે હાલ ડેપ્યુટી ઇનસ્પેકટર છે તે જ માત્ર અંગ્રેજી સ્કૂલમાં હું સેકંડરીડિંગ શિખતો ત્યારથી મારા સ્નેહી હતા ને હજી છે. એ મયારામ પેલા સવાલો રાત્રે મારે ત્યાં લઈ આવ્યા હતા ને હમે ઉજાગરો કરીને સવાલોના જવાબો નકી કરી રાખ્યા હતા. બીજે દાહાડે પરીક્ષા થઈ તેમાં સહુથી વધારે જવાબ મેં ને મયારામે દીધા હતા. એ વાત મને સાંભરે છે.

૪. અંગ્રેજી ભાષાની ચોપડીઓ વાંચતાં મને જે હોંસ ને આનંદ થતાં તે, મને બીજગણિતનાં સમીકરણો છોડવતાં ને ભૂમિતિના સિદ્ધાંતો કરતાં પણ થતાં-રે વધારે- હું નવાં નવાં સમીકરણો છોડવતો ને નવા નવા સિદ્ધાંતો કરી બતાવતો. જેમ કેટલાકને હિસાબમાં સુજજ પડતી નથી ને તેથી તેઓ તેને ધિક્કારે છે તેમ મને ન્હોતું. હિસાબમાં મને નવું શોધવાની પહેલેથી જ ગમ હતી, જે પછી

---

* અંગ્રેજી સ્કૂલ અને કોલેજમાં - સં.

રોજના અભ્યાસે વધી ગઈ. આજ કાલ મારામાં જે થોડી ઘણી વાદશક્તિ છે, તેનાં કારણોમાં બીજગણિત ને ભૂમિતિનો અભ્યાસ, એ પણ એક મુખ્ય કારણ છે. કોઈ નવું સમીકરણ મારાથી છોડવાતું અથવા નવો સિદ્ધાંત મારાથી થતો તો હું હરખથી કુદતો. અંગ્રેજી રાઈટીંગ સુધારવામાં અને હિસ્ટરી જિયોગ્રાફીની બાબતો મ્હોડે રાખવામાં મારી કાળજી ને મ્હેનત ન્હોતી. પણ સ્પેલીંગ, વ્યાક્યરચના, વ્યાક્યાર્થ અને વ્યાકરણ એ ઉપર મારો લક્ષ બહુ હતો.

૫. મેં કોઈ દાહાડો લેસનને માટે ઠપકો સાંભળ્યો નથી. હું સઘળા ક્લાસમાં એકથી તે પાંચની અંદર નંબર રાખતો. ૧૮૪૯ના ડીસેમ્બરની ઈનામની પરીક્ષામાં મને રૂ.૧૬) ની ચોપડીઓનું ઈનામ મળ્યું હતું-ટેલરની એનશંટ હિસ્ટરી, હર્શલની એસ્ટ્રાનામી, ચેમ્બરની જિયામેટ્રી અને એક ટ્રિગનોમેટ્રી. કોઈ વખત મેં તોફાન કર્યાને વાંકે ક્લાસમાં જગાઓ ખોઈ હોય ઈયા માર ખાધો હોય એમ મને સાંભરતું નથી, પણ કોણ જાણે શા સારુ એક વખત મેં કાપી લખતાં ડા. ભાઉના હાથની નેતરના બે ફટકા ખાધા છે ખરા. આહા તે વેળા મિ. નવરોજી ફરદુનજી, ડા. ભાઉદાજી અને મિ. ભોગીલાલ પ્રાણવલ્લભદાસના રોપ કેવા હતા! સ્કૂલનું ભવ્યપણું કેવું હતું!

૬. જયારે હું સીરિઝ આવ લેસન્સ શિખતો ત્યારે ગવરનર આવ્યો હતો. એની આગળ નાચરલ હિસ્ટરીની કવિતામાંનો ફાયરી કોર્સરનો પીસ એવો તો મેં સરસ રીતે વાંચ્યો હતો કે તે ખુશ થયો હતો ને બોલ્યો હતો કે 'આ છોકરો અરથ સમજીને વાંચેછ.' પણ તે વેળા હું તે પીસનો બરાબર અર્થ જાણતો ન્હોતો. એવું ઘણી વાર બને છે કે ઘણા સારા અભ્યાસને લીધે સમજ્યા વનાં પણ સમજીને વાંચ્યા જેવું સારું વંચાય છે.

૭. મારા બાપે મને અંગ્રેજી લેસન શિખવવાને કોઈ ખાનગી માસ્તર રાખ્યો ન્હોતો-હું મારી મેળે જ લેસન કરતો. હમારા માસ્તર બમનજી હમને તરજુમો આગળથી કહેતા નહીં-હું ઘર આગળ ડિકશનરીમાંથી કહાડીને ભાગુંતુટું બેસાડતો ને બીજે દહાડે નિશાળમાં હમે બે ત્રણ જણ સાથે બેસીને બનતું તેટલું તૈયાર કરતા. પછી લેસન ચાલતી વખત સઘળો ખુલાસો થઈ જતો. અડધા કલાકની રજાના વખતમાં પણ હમે લેસન કરતા.

૮. એટલા અંગ્રેજી અભ્યાસની સાથે હું દરરોજ બે કલાક સ્હવારે એક અંબાશંકર નામના ઓદીચ શાસ્ત્રી પાસે સારસ્વત શિખવા જતો. હું કેટલા વરસ શિખ્યો તે હાલ સાંભરતું નથી પણ દોહોડ વૃત્તિ સારસ્વત શિખ્યો છું એટલું સાંભરે છે. આહા એ અંબાશંકરની કેવી સૌમ્ય ને રાંક પ્રકૃતિ!

૯. હું રોજ ચાર વાગે મ્હારા બાપની સાથે ઉઠતો, રાતનું કીધેલું લેસન હું ફરીથી તપાસી જતો-નવું કરતો નહીં. પછી સંસ્કૃત પાઠ કરતો. પછી અંબાશંકર પાસે જતો. પછી આઠ વાગે ઘેર આવી ન્હાઈ સંધ્યાપૂજા કરતો. થોડા દહાડા મેં પાર્થિવની પૂજા પણ કીધી હતી. પછી સ્હાડે નવ વાગતે બાપની સાથે જમતો. પછી જરા આ હો કરી પાનબાન ખાઈ, લુગડાંબુગડાં પ્હેરી સ્હાડે દશ વાગે નિશાળે જતો. પાંચ વાગે નિશાળેથી પાછાં આવી અગાસીમાં હવા ખાતો; ને પછી દીવા થયા કે તરત લેસન કરવા બેસતો. સ્હાડા આઠે વીયાળુ કરતો ને પાછો નવ વાગે લેસન કરવા બેસતો તે સ્હાડા દશ સુધી. શ્રાવણ મહિનામાં મહાદેવની પૂજા કરવા જતો ને જન્માષ્ટમી, શિવરાત્રિ વગેરેને દિવસે ફરાળ કરતો.

૧૦. હું એટલો વહેમી હતો કે ક્લાસમાં જો કોઈ છોકરાનું થુંક ઊડ્યું એવી જો મને ભ્રાંતિ પડતી તો મારા હોઠને લોહી નિકળે તેટલે લગી અંગરખાની ચાળવતી ઘસી નાંખતો. નિશાળે જતાં કાળકાદેવીનાં દર્શન કરતો ને એટલું માગતો કે 'હું ઘણો અપરાધી છઉં, ક્ષમા કરજે ને મા મ્હારૂં સારૂં કરજે' ને ગાલે તમાચા મારતો. એ હું નિશાળમાં પહેલો નંબર રહેવાને માટે કરતો એમ નહીં, પણ ભાવિકપણાની ટેવ પડી ગયલી તેથી. એક દહાડો હું માતાની સામાં ઊભો રહી તમાચો મારતો હતો તે પેટી ઘડનાર એક કંતારીએ દીઠું. તે બોલ્યો હતો કે 'માર જોરથી.' તે દહાડા પછી હું તમાચા મારતાં શરમાતો, પણ દર્શન કરી રહ્યા પછી ચાર પાસ જોતો કે કોઈ મને જોતું તો નથી પછી ડાબો હાથ આડો રાખી જમણે હાથે ધીમે રહી તમાચો મારતો. મુંબઈમાં નર્મદેશ્વર નામના મહાદેવ છે જયાં થોડા જ લોકો દર્શન કરવા આવેછ ત્યાં હું અંધારામાં પૂજા અભિષેક કરીને 'હું ઘણો અપરાધી છઉં' એમ કહીને નાકલીટી તાણતો. રામજી જતો તો ત્હાં ઘણીએક પ્રદક્ષણા ફરતો. એ ભાવિકપણું અને મ્હોટપણમાં એકાંતમાં દલગીર રહેવાની તબિયત મારી માના સહવાસથી મારામાં આવ્યાં હશે એમ મને લાગેછ. તે કંઈ મને ભાવિકપણું રાખવાને કહેતી નહીં તોપણ તે મારી એ વૃત્તિ જોઈને પ્રસંન રહેતી.

૧૧. હમારી વખતમાં કાલેજમાં ચાર પંક્તિની સ્કાલરશિપ હતી-કલેર દસ રૂપિયાની; ઉવેસ્ટ પંદરની, સેંકંડ નારમલ વીસની અને ફર્સ્ટ નારમલ ત્રીસ રૂપિયાની. ક્લેરની ઉમેદવારીમાં ઘણા જણ હતા તેમાં અગિયાર જણ પાસ થયા; તેમાં મારો નંબર ત્રીજો આવ્યો હતો. પરીક્ષા લેનાર જાણ્યામાં હેનરી ગ્રીન પ્રિનસિપાલ, પ્રોફેસર પાટન, ટામસ રીડ ને બીજા બેએક અંગ્રેજો હતા. એ પરીક્ષા થઈ ૧૮૫૦ના એપ્રિલમાં, પણ પછી મે મહિનાની રજા પડી તેથી જૂન મહિનામાં હું કોલેજમાં દાખલ થયો. એ પરીક્ષામાં મેં સઘળા

વિષયોમાં થોડાઘણા જવાબ દીધા હતા, પણ એક નિબંધ અંગ્રેજીમાં લખાવ્યો હતો તે તો મને લખવો સુઝ્યો જ ન્હોતો. એક જ પારેગ્રાફ લખ્યો હતો તેની મને ૭ માર્ક મળી હતી. ક્લાસમાં હિસ્ટરીનાં કોમપોઝિશન મેં લાંબાં લાંબાં ને સારાં સારાં લખ્યાં હતાં, પણ એ નિબંધ જે કે જાણ્યામાં બૈરાંઓને ભણાવ્યાથી ફાયદા છે કે ગેરફાયદા છે એ બાબતનો હતો તે મારાથી દુનિયાદારી ન જાણ્યાને લીધે લખી શકાયો ન્હોતો; કેમકે તે વખત મારું ચિત્ત નિશાળના ભણવાલખવામાં જ હતું.

૧૨. કાલેજમાં દાખલ થયા પછી કઈ કઈ ચોપડીનો અભ્યાસ ચાલ્યો તે મને વિગતવાર સાંભરતું નથી, પણ એટલું સાંભરેછ કે હિસાબમાં પ્યાટન, હમને હારમૉનિક્સ ને પોલ્સ પોલાર્સનાં ગણિત અને ત્રિકોણમિતિ શિખવતો; ડા. જીરો, કેમીસ્ટ્રીનાં લેક્ચરો આપી પ્રયોગો કરી બતાવતો અને ગ્રીન, પોલીટીકલ ઇકાનામી ને લાજીક શિખવતો.

૧૩. હમે કાલેજના બે ત્રણ સાથી અને બીજા બે ત્રણ દોસ્તદારો એકઠા મળી મારે ઘેર રસાયનશાસ્ત્રના પ્રયોગો કરતા હતા. પછી થોડેક દહાડે હમે હમારા ઘરની ચોપડીઓ એકઠી કરી એક ન્હાનો સરખો પુસ્તકસંગ્રહ મારે ઘેર કર્યો હતો. પછી એવો વિચાર કર્યો હતો કે આપણે મહિનામાં ચાર વાર મળવું. તેમાં બે વાર આપણે નિબંધો લખી આપણામાં જ વાંચવા-માંહોમાંહે લખતાં બોલતાં ને વાદ કરતાં શિખવું; અને બે વાર જાહેર સભા ભરી લોકનો સુધારો કરવો. એ વિચાર પાર પાડવાને હમે હમારાં મળવાંને જુવાન પુરૂષોની અન્યોઅન્ય બુદ્ધિવર્ધક સભા એવું નામ આપ્યું. તેમાં હું પ્રમુખ, મયારામ શંભુનાથ સેકરેટરી, કલ્યાણજી શિવલાલ તીજોરર અને નારાણદાસ કલ્યાણદાસ તથા બીજા બે કારભારીયો હતા: એ સભાની તરફથી જાહેર ભાષણો ભૂલેશ્વરના ચકલામાં હમારા દોસ્ત મેઘજી તથા ભવાની લક્ષ્મણના કોઈએક ઓળખીતાનાં ખાલી પડેલાં ઘરમાં (હાટકેશ્વરની પાસેનાં) ૧૦૦ થી વધારે સાંભળનારાઓની આગળ થયાં હતાં. મંડળી મળવાથી થતા લાભ વિષે ભાષણ મ્હોડેથી મેં કર્યું હતું ને જાદૂ વિષે ભાઈ નારણદાસે કર્યું હતું. પછી હમારી સભાએ, હમારા સ્નેહી ભાઈ હરીલાલના બાપ મોહનલાલ જે પાંજરાપોળની વહીવટ કરનાર એક કારકુન છે તેની રજાથી પાંજરાપોળના બંગલામાં મળવા માંડ્યું. - ને ભાઇ માણેકલાલ ગોપાળદાસે સ્ત્રીઓને વિદ્યાભ્યાસ કરાવવા વિષે નિબંધ તૈયાર કરીને કારભારીઓને તપાસવા આપ્યો. પણ એ નિબંધ જાહેરસભામાં વંચાવવાનો દાહાડો હમે મુક્કર કરતા હતા એટલામાં મારે કાલેજ છોડી સુરત જવું પડ્યું.[1]

૧૪. સને ૧૮૫૦ ના જુલાઇ આગસ્ટમાં એક મારા સ્નેહીએ મને સુરતથી કાગળ લખ્યો હતો,તેમાં કેટલીએક વાત મારી સ્ત્રીસંબંધી હતી. તે કાગળના સરનામાં ઉપર નામ મ્હારૂં, પણ ઠેકાણું મારા સસરા સુરજરામ સદર અદાલતના શાસ્ત્રીના ઘરનું હતું, તે ઉપરથી મારા સસરાએ સરનામું વાંચ્યા વગર પોતાનો જ એમ જાણી તે કાગળ વાંચ્યો ને તેના જ ઘરમાં એક મારો સગો રહેતો હતો તેને કહ્યું કે 'નર્મદાશંકરને આપી આવ.' એટલામાં બીજો કાગળ ઉપર કહેલી રીતનાં સરનામાંનો આવ્યો તે પણ મારા સસરાએ વાંચ્યો. મેં તો પહેલા કાગળ ઉપરથી મારા સ્નેહીને લખ્યું હતું કે તારે હવે કાગળ લખવા નહીં-પણ મારો સસરો પેલો કાગળ લખનાર જે તેનો ભાણેજ થતો તેના ઉપર એટલો તો ગુસ્સે થઈ ગયો હતો કે તેણે સુરત પોતાને ઘેર લખ્યું, જેથી પેલા બિચારાને તેની વડીઆઈ જે મારા સસરાની બ્હેન થાય તેનો વરે ખુબ માર માર્યો હતો-ને એથી તે બચારો વગર વાંકે ઘરનો જુલમ ન બરદાસ્ત થયેથી પોતાની મેહેતાજીગીરીની નોકરી છોડીને કોઈ બીજે ઠેકાણે નોકરી મળેછ, એવું ઘરમાં બ્હાનું બતાવી સુરત છોડી જતો રહ્યો હતો. બે વરસ બ્હાર રખડીને પાછો સુરત આવ્યો તે વખત હવાડીએ ચકલે સહુના દેખતાં હું તેને ભેટ્યો હતો. મને મારા સસરા ઉપર ઘણો જ ધિક્કાર આવ્યો હતો-કે આટલા મોટા અધિકારપર છતાં સરનામું વાંચ્યાવના મારા કાગળો ખોલ્યા જ કેમ? મેં મારા સસરા ઉપર મ્હોટા ઠપકાનો કાગળ મોકલવાને તૈયાર કીધો હતો પણ મારા બાપના સમજાવવાથી પછી તે મેં ફાડી નાંખ્યો હતો.

૧૫. કાલેજમાં દાખલ થયા પછી મરજી મુજબ લેસન કરવાનું હોવાથી (કેમકે કાલેજમાં કંઈ રોજના રોજ લેસન આપવાં પડતાં નહીં. ફક્ત પ્રોફેસરો લેક્ચર આપતા તે સાંભળ્યાં કરવાનું હતું) હું મારો વખત આ તે અંગ્રેજી ચોપડીઓ વાંચવામાં ગાળતો. તોપણ નોવેલ્સ ને ટેલ્સ વાંચતો નહીં.

૧૬. સને ૧૮૫૦ ના સપટેમ્બરમાં મારી જુવાનીના જોસ્સાએ બહાર પડવા માંડ્યું-હું બાળપણમાં નઠારી સંગતમાં ન છતાં, ને બૈરાંઓસંબંધી વાતો મેં વાંચેલી નહીં તે છતાં મ્હારાં મનની વૃત્તિમાં નવો ફેરફાર થયો-મને બૈરાની ગંધ આવવા માંડી. હમે મુંબઈમાં જે ઘરમાં ભાડે રહેતાં તે ઘરમાં બીજાં ભાડુતો પણ રહેતાં. તેમાંનાં બૈરાંઓ ગમે તે ગર્યે તે વાતો કરતાં હતાં તે મેં છાનામાનાં સાંભળવા માંડી; બૈરાંઓ પોતાના એકાંતમાં શું વાતો કરતાં હશે તે જાણવાને મેં અંદેશો કરવા માંડ્યો; શામળ ભટની વાર્તાની

---

1. મારા સુરત ગયા પછી દશ પંદર દાહાડે ભાઈ પ્રાણલાલ, ભાઈ મોહનલાલ વગેરે છોકરાઓની સભા જોઈ મનમાં હસવાને પાંજરાપોળમાં આવ્યા ને ત્યાં પછી અન્યોન્ય બુદ્ધિવર્ધકવાળાઓએ તેઓને સામેલ થવાની વિનંતિ કરી. તે તેઓના દિલમાં ઉતરી; ને પછી તેઓએ હમારી સભાનું નામ બદલી બુદ્ધિવર્ધક હિંદુ સભા એવું રાખ્યું-૩૧મી માર્ચ ૧૮૫૧.

ચોપડીઓ વાંચવા માંડી. એ સઘળાંથી ઉશ્કેરાયલી હાલતમાં સંભોગ ઇચ્છાનો જોસ્સો ઘણો થવો જોઈયે તે મ્હને ન્હોતો; પણ એવી ઇચ્છા થતી કે કોઈ સ્ત્રી સાથે સ્નેહ બંધાય તો સારૂં. અસલથી ઘણો જ ઠાવકો ને શરમાળ તેથી અને ઇશ્કબાજીથી વાકફ એવા દોસ્તો નહીં તેથી મારાથી મારા જોસ્સાને લગાર પણ બ્હેકાવાયો નહીં. કોઈ બઈરી પોતાની મેળે મને બોલાવે તો હું બોલું એવી ઇચ્છા થતી. એ જોસ્સો મને જ્યારે કાલેજમાં રજા હોય ને ઘેર નવરો હોઉં ત્યારે જ થતો-ને તે પણ દહાડે જ-રાતે નહીં-એ જોસ્સો મને મહિનો દહોડેક રહ્યો પણ તેથી હું કંઈ બબ્યાં કરતો નહીં.

૧૭. સને ૧૮૫૦ ની ૨૩ મી નવેમ્બરે મારી મા સુરતમાં મરી ગઈ. મારા બાપ સુરત હતા ને હું એકલો મુંબઈ હતો. જ્યારે મુઆના સમાચાર મારા બાપના સ્નેહી ગોકળનાથ ઉપર આવ્યા ત્યારે હું કોટમાં રોજ સ્હવારે એક પારસીને શિખવવા જતો ત્યાં હતો. હું ૧૧ વાગે ઘેર આવ્યો ત્યારે ઓટલે ગોકુળનાથ બેઠા હતા, તેણે મને ઉપર જતાં અટકાવ્યો- હું તરત સમજ્યો- મ્હારાથી પાઘડી ફેંકઈ દેવાઈ ને હું એકદમ સૂમ થઈ સહુની સાથે તળાવે જવા ઓટલે બેઠો.

૧૮. મારી ઉમ્મરમાં, મારાં સગાંમાં, મારા ઘરમાં કારીનું મરણ સમજતી અવસ્થામાં પ્હેલવેલું જ સાંભળ્યું- મ્હારી માનું મરણ સાંભળ્યું- મ્હારી મા મરી ગઈ એથી અને એ વખત દિલાસો દેનાર મ્હારા બાપ મારી પાસે નહીં એથી હું હોલેદિલ બની રહ્યો. મેં સુતકમાં કાલેજ જવું બંધ રાખ્યું હતું તેથી ૧૦ દાહાડા સુધી તો મેં ૧૧ થી તે ૬ સુધી તીજા માળની બારીયે બેસી તડકા સામું જોયાં કીધું- તે મને પીળા ને રોતા લાગતા! રાતે પણ ઉદાસ રહેતો. પણ એ ઉદાસી મરણના ઘરની ન્હોતી પણ વૈરાગના ઘરની હતી. હું શરીરના રોગ, મોતના ભો અને ઈશ્વર સંબંધી વિચારમાં ઘુમ રહેતો; અને 'કૃષ્ણને કરવું હોય તે કરે, જિવ તું શિદને ચિંતા ધરે,'[૨] એ વચન વારેવારે બબડયાં કરતો. તેરમું વિત્યા પછી મેં કાલેજમાં પાછું જવા માંડ્યું, પણ ચિત્ત ઠેકાણે નહીં. એ જોસ્સો મને એક મહિનો સારી પેઠે રહ્યો.

૧૯. પખાવાડીયા પછી સુરતથી કાગળ આવ્યો. તેમાં એમ હતું કે વહુ મોટી થઈછ માટે નર્મદાશંકરે હવે વ્હેલું આવવું. મારા સસરાની મરજી એમ કે સુરતમાં ઘર મંડાય. મારા બાપના બે વિચાર- સગવડને માટે સુરત ને છોકરાનો અભ્યાસ તથા બાપદીકરા સાથે રહિયે એ બે માટે મુંબઈ ઠિક પડે. એ વખતે મને સ્ત્રીને મળવાનો સારી પેઠે જોસ્સો થઈ આવ્યો હતો. એટલામાં મને કોગળિયું થયું તેથી મારા બાપે સુરત મોકલવાનું જ રાખ્યું. ને મારા સસરા મને સુરતમાં નોકરી મળવા માટે પોતાના સ્નેહી જગન્નાથ શંકરશેઠના છોકરા વિનાયકરાવ પાસે સુરતની ઇસ્કોલના ગ્રેહામ ઉપર સિફારસના કાગળો લખાવવાની તજવીજમાં હતા. મારી તો સુરત જ જવાની ઇચ્છા થઈ હતી તેની અને વળી કાલેજમાં અભ્યાસ ન થવાથી પરીક્ષામાં પાસ તો થવાનો જ નથી એમ જાણી મેં તો સુરતમાં જ નોકરી લેવાનું ધાર્યું.

૨૦. કાલેરાથી હું સારી પઠે સારો થયો હતો તોપણ તેનું બ્હાનું કહાડી રાજીનામું આપી, પ્રોફેસરોનાં સરટીફીકટો લઈ હું સુરત આવ્યો. મ્હારાં સરટીફીકટો આ પ્રમાણે છે :-

Elphinstone Institution
Feb. 8th 1851.

I have known Narmadashankar for the last eighteen months; but principally since June 1850 at which period he commenced his studies in the College department of the Elphinstone Institution. Out of a large list of candidates for Clare-scholarships of whom eleven succeeded Narmadashankár obtained the third place. He distinguished throughout the term as a student but he has lately been attacked by cholera which has left him so weak and ill that his Doctor insists upon his removal from Bombay to his native town, Surat.

We all part with him with great regret.

(Signed) H. GREEN,
Acting Principal

---

૨. એ વચન દયારામનું છે તે હું તે વખત જાણતો ન્હોતો- મારી મા ભજન ગાતી ને મારા સાંભળ્યામાં એક બે વાર ઉડતું આવેલું તે કંઈ સાંભરી આવેલું.

2

Narmadashankar Lalashankar a student in the College Department of the Elphinstone Institution, has been under my Tuition in English Literature and History for the last year and a half. It would be impossible to speak too highly of his acquirements, or of his industry. His knowledge of the English Language is remarkably good for his standing and he has made considerable progress in the study of History, ancient and modern, but more particularly in the History of India. At the examinations of June 1849 (1850) he came out 3rd in his class and was appointed a Clare or (1st year's) scholar, in which capacity he has given great satisfaction and I regret to say that he is now obliged to leave ( I hope only for the present) Bombay.

He is decidedly a boy of great talents and his conduct as far as I know of has been always most unexceptionable.

Elphinstone Institution
February 14th 1851.

(Signed) R. T. REID, A.B.
Acting Professor of History
and General Literature.

3[3]

I have great pleasure in bearing testimony to the good conduct and industry of Narmadashankar Lalashankar since I became acquainted with him. At the scholarship examination in April 1850 his answering was extremely good and his progress since has been very fair notwithstanding his ill health which I regret has at last compelled him to leave the Institution.

Elphinstone Institution
25th Feby. 1851

Joseph Patton
profr. Math, and Physic.

---

૩. એ સરટીફિકેટ લખી આપવા પાટનને ફુરસદ નોતી તેથી હું તે લીધા વિના સુરત આવ્યો હતો-પછવાડેથી મારા બાપે તે લખાવી મોકલ્યું હતું.

# વિરામ ૫★

## (૧૮૫૧-૧૮૫૪)

૧. હું સને ૧૮૫૧ ની ૧૯મી ફેબરવારીએ સુરત આવ્યો-મઝામાં પડ્યો. બીજે કે ચોથે દાહાડે હું સુરતની ઇસ્કુલના વડા ગ્રેહામને મળવા ગયો. ત્હાં મેં પુછ્યું કે તારા ઉપર મારા સંબંધી વિનાયકરાવ જગન્નાથના કાગળો આવેલા છે ? ત્યારે તે બોલ્યો કે હા પણ બોર્ડનો એવો ઠરાવ છે કે સુરતની જ ઇસ્કોલમાંનાને મોટા પગાર કરી આપવા. તે વખત એવું હતું કે ત્રણ ત્રણ ચચ્ચાર રૂપિયાના માનીટરોને કહાડી નાખી મોટા પગારના છ જ માનીટરો રાખવાનો બોર્ડનો હુકમ આવ્યો હતો-હું નાઉમેદ થઈ ગયો. મેં ગ્રેહામને કહ્યું કે હું પણ તારો જ શિખવેલો છઉં માટે તારે મને પણ તારી પાસે રાખવો જોઇયે. તે બોલ્યો કે આવ્યાં કરજે-પછી નોકરીની મતલબે મેં એક બે મહિના ઇસ્કુલમાં ફર્સ્ટ ક્લાસમાં નામ દાખલ કરાવી રાખ્યું હતું પણ હું કંઈ બરોબર જતો નહીં ને પછવાડેથી મેં જવું મુકી દીધું હતું.

૨. બાપ મુંબઈ, રોજગાર નહીં, એકલો પડી ગયો તેથી પાછું મન દલગીરીમાં ફટકેલ થઈ ગયું ને તેમાં મારી મા સંબંધી પાછા ખ્યાલો થવા માંડ્યા. એવામાં એક કુળવંતી ડાહી સ્ત્રીનો સહવાસ થયો અને એથી મારૂં સમાધાન થયું.

૩. મેં મારી ગંમતને સારૂ એક મંડળી ઉભી કરવી ધારી ને પછી તે વાત મેં મારા સગા દોલતરામને કહી. એણે મંડળીની સાથે એક છાપખાનું-કહાડવાનું કહ્યું અને પછી હમે ભાગીદારો કરી 'સ્વદેશહિતેચ્છુ'-એ નામની મંડળી ઉભી કરી. એક પાસથી છાપખાનાંમાં 'જ્ઞાનસાગર' નામનું ન્યુસપેપર અઠવાડિયે એક વાર નિકળવા માંડ્યું ને બીજી-પાસથી ભાષણો થવા માંડ્યાં. જ્ઞાનસાગર કહાડવાની દોલતરામની મતલબ દુર્ગારામ મહેતાજીની કેટલીક નરસી ચાલ જાહેરમાં આણવાની હતી પણ તે મારા જાણ્યામાં પછવાડેથી આવી. પ્હેલું ભાષણ મેં મંડળી મળવાથી થતા લાભ વિષે લખીને તા. ૪થી જુલાઈએ કર્યું હતું. એ જ્ઞાનસાગર આસરે ૧ વરસ ચાલ્યું. પછી તે મંડળી ભાંગી ગઈને સઘળું અસ્ત વ્યસ્ત થઈ ગયું.

૪. એ વરસમાં મારી સ્ત્રીને ત્રણ મહિનાનું અધુરે ગયું હતું. ✓

૫. રાંદેરની સરકારી ગુજરાતી નિશાળના મેહેતાજીથી બરાબર કામ ન્હોતું ચાલતું માટે તેને રજા આપી ગ્રેહામે સને ૧૮૫૨ ની ૧ લી મેથી રૂ ૧૫ ને પગારે મને ત્હાં જવાનું કહ્યું તે મેં બેઠાથી બેગાર ભલો એમ જાણી કબુલ કીધું.

૬. હું સ્હવારે ચાર વાગતે ઉઠીને હોડીમાં[1] બેસી સામે પાર જતો. ત્યાંહાં જો આગલા દહાડાના ઠરાવથી ઘોડો આવ્યો હોય તો તે ઉપર બેસી અહીં તહીં કલ્લાક બેએકલગી દોડાદોડી કરીને ને નહિ તો ચાલતો ચાલતો રાંદેર જતો. સાડે સાત આઠે રાંદેર પહોંચતો. પછી મલાઈ મંગાવી ખાઈને થાક્યો પાક્યો સુઇ જતો. ત્રણચાર મોટી ઉમરના શ્રીમંતના છોકરાઓ જે પ્હેલા વર્ગનાં મારા નિશાળિયા હતા તેમનો મારા પર ઘણો ચાહ હતો. તેઓ નિશાળનું કામ ચલાવતા-અક્કેક મ્હોલ્લાના છોકરાઓને તેડી લાવનાર અક્કેકો છોકરો મુક્યો હતો તેથી સ્હવારના છ વાગામાં નિશાળ ભરાતી ને પ્હેલા વર્ગના તમામ છોકરાઓ બિજા બધા વર્ગમાં માનીટર જતા ને સારી પેઠે શિખવતા. હું નવ વાગતે ઉઠી એક્કેક વર્ગમાં ૫-૧૦-૧૫ મીનીટ ગાળતો ને પછી ૧૦ વાગે બિજા બધા છોકરાઓને રજા આપી પ્હેલા વર્ગનાને શિખવવા બેસતો તે સાડા અગિયાર લગી. પછી તાપીએ ન્હાવા જતો-ત્હાં ત્રણ કલાક પાણીમાં તોફાન કરતો-પછી બે વાગે ઘેર આવી ત્રણ વાગે જમતો. નિશાળ તો બે વાગેથી જારી થયલી જ હોય - માનીટરો શિખવતા જ હોય. હું જમીને પાછો અક્કેક વર્ગમાં બેસતો ને ૪।। વાગતે નિશાળને રજા આપી પ્હેલા વર્ગને ૧ કલાક શિખવતો ને પછી કાંતો ઉભી હોડીયે અથવા કાંઠે કાંઠે સૃષ્ટિસૌંદર્ય જોતો જોતો ૭ વાગતે ઘેર આવી જમીને સુઈ જતો. એવી રીતે ૮૦ છોકરાને હું એકલો ભણાવતો. એક ભાઇચંદ કરીને શ્રાવકનો છોકરો હતો તેને મેં ભૂમિતિના સિદ્ધાંતમાં ઘણો જ ખબરદાર કર્યો હતો. કલ્યાણદાસ ને વજુભાઇ પારેખના છોકરાઓ પણ વાંચવે સારા હતા. વખતે વખતે હું ચાર પાંચ દાહાડા રાંદેરની આસપાસના ગામડાની સહેલ કરી આવતો; આઠ નવ મહીને પરીક્ષાના દાહડા ઉપર હું રાંદેર રહી રાતે છોકરાઓને શિખવતો- એવું બન્યું કે ગ્રેહામ આગળથી વરદી આપ્યા વનાં સવારે રાંદેર આવ્યો ને હું તો સુતો હતો. છોકરાઓએ પાથરણાં પાથરી ઠીકઠાક કરી મ્હેલ્યાં એટલામાં ગ્રેહામ નિશાળ ઉપર ચડી આવી ખુરસી પર બેઠો-હું નિશાળને લગતા એક ઓરડામાં રહેતો ત્યાંથી બ્હાર આવી ઉભો. ગ્રેહામે મને પુછ્યું કે, આ શી સુસ્તી? તેને જવાબ આપ્યો કે, રાતે ઉજાગરા કરીયેછ; ને વરદી વના કેમ તૈયારી કરી શકાય? પછી તેણે પરીક્ષા લીધી ને છોકરાઓના જવાબથી ખુશ થઈ તાંહાં આવેલા લોકને કહ્યું કે, માસ્તર ઘણા સારા છે માટે ફરી ફરીને આવો શિખવવાનો વખત નહીં આવે તેથી છોકરાઓને ભણવા મોકલવા. પછી સાહેબ સિધાવ્યા.

---

★ રાંદેરમાં શિક્ષક - સં.

૧. હું સુકાન ફેરવતો ને હોડીવાળો સ્હડની તજવીજ રાખતો-આહા ચોમાસાની રેલમાં હોડીમાં બેસી બેરીયાં ખાવાની કેવી મઝો ?

૭. રાંદેર જવા આવવાની ખટપટથી હું ઘણો ગભરાયો હતો તેથી મેં સુરતમાં નોકરી લેવી ધારી. એવું બન્યું કે દુર્ગારામ મેહેતાજીને ગ્રેહામ સાથે ન બનવાથી સાહેબે તેને રાજકોટ મોકલ્યા—ને તેની ખાલી પડેલી જગો પર નાનપરાંની નિશાળના ત્રિપુરાશંકરને મુકીને તેની જગો મને આપી. સને ૧૮૫૩ ના માર્ચમાં. અહીંના છોકરાઓ સઘળા ત્રિપુરાશંકરને ત્હાં ગયલા. મારે નવેસરથી નિશાળ જમાવવી પ્રાપ્ત થઈ – તોપણ પછી મારૂં નામ સાંભળી કતારગામના છોકરાઓએ અને મને ચ્હાનારા રાંદેરના છોકરાઓએ છેક નાનપરે આવવા માંડ્યું. અહીં મને નિશાળના કામમાં કંટાળો લાગવા માંડ્યો-ભણનાર નહીં, ભણાવવાનું નહીં ને વળી શ્હેરમાં મ્હેતાજીની આબરૂ થોડી તે મને બહુ જ લાગવા માંડ્યું. એ દુખથી મેં વડોદરાના રેસીડેંટ ફૂલ જેમ્સને નોકરીને સારૂ અરજી કરી પણ જવાબ પાછો વળ્યો નહીં.

૮. સંવત ૧૯૦૮ ના જેઠમાં મારી વહુને અઘરણી આવ્યું ને શ્રાવણમાં સને ૧૮૫૨ ના જુલાઈ કે આગસ્ટમાં છોકરી અવતરી જે ૧૫ દહાડાની થઈને મરી ગઈ, વળી ૧૯૦૯માં મારી વહુને દાહાડા રહ્યા પણ આઠ મહિનાનું મુએલું છોકરૂં આવ્યું તેનાં ઝેરથી તે[2] આસો સુદ ત્રીજે ૧૮૫૩ની ૫ થી(મી?) અકટોબરે ૧૬-૧૭ વરસની ઉંમરે મરી ગઈ.

૯. વહુ મરી ગયા પછી ઘરમાં હું એકલો પડ્યો-વસ્તી ગઇ. નિશાળમાં છોકરાઓની મોટી સંખ્યા કાયમ રાખવાની ફિકર બહુ થવા માંડી, ઊંચી પાયરીની જગાને સારૂ મેં ફાંફાં માર્યાં પણ ન મળી તેથી હું ઘણો નાઉમેદ થઈ ગયો. દુનિયાંદારીથી પણ ઘરાઈ ગયાના સબબથી હું કંટાળ્યો હતો. એ સઘળાંની સાથે વિદ્વાન દાખલ કોઈ રીતની પ્રસિદ્ધિ મેળવું એ જે મ્હારો અંગ્રેજી શિખતો ત્યારનો જોસ્સો તે પાછો તાજો ઉઠીને 'ચલચલ મુંબઈ' એમ ઉસકેર્યા કરતો. –સુરત મને કડવા ધાવા લાગ્યું. મેં કાલેજના પ્રિનસિપાલ હારક્નેસને અંગ્રેજીમાં કાગળ લખ્યો કે, વિદ્યાના ઝાડના ફળનો સવાદ મેં ચાખ્યોછ તેનો ગળકો હજી રહી ગયો છે માટે મને નિશાળમાં બે કલ્લાક ગુજરાતી શિખવવાની નોકરી આપવી ને બાકીના વખતમાં હું મારો અંગ્રેજી અભ્યાસ કરૂં. જવાબ કંઈ પાછો વળ્યો નહીંને હું તો બહુ અકળાયો-પછી મુંબઈ જવાના જોસ્સાથી એટલો તો ઊંચકાયલો થયો કે સને ૧૮૫૩ ની ૨૯ મી અકટોબરે મેં ગ્રેહામને રાજીનામું મોકલ્યું કે' કેટલીએક ઘર અડચણને લીધે હાલની મેહેતાજીગીરીની નોકરી તરત છોડી દઈ મારે મુંબાઈ જવું છે વાસતે આ નોટીસ આપી ઉમેદવાર છઊં કે આજથી શિરસ્તા મુજબ મુદત પુરી થતે સાહેબે રજા આપવી.' એના જવાબમાં આવ્યું કે 'ત્રણ મહિનાની મુદત માગી ફરીથી રપોટ કરો.' મેં પાછું લખ્યું કે મારીથી થોભાશે નહીં માટે તાકીદથી રજા આપવી તે ઉપરથી ખેડેથી તા.૨૭ મી ડિસેમ્બરનો હુકમ આવ્યો કે 'તમે જે તમારી વાત લખી તે ઉપરથી તમારૂં રાજીનામું કબુલ રાખ્યું છે ને તમે રાંદેરની નિશાળના મેહેતાજીને તમામ ચાર્જ આપજો.' પછી મેં સને ૧૮૫૪ ની ૨ જી જાનેવારીએ નિશાળનો ચાર્જ રાંદેરની નિશાળના મેહેતાજી મારા સ્હાહ્ય કેશવરામને સોંપી આપીને બીજે દાહાડે આગબોટ પર ચડી બેઠો.

૧૦. તા. ૧૯ મી ફેબ્રુઆરી ૧૮૫૧ અને તા. ૨જી જાનેવારી ૧૮૫૪ એ બેના દરમિયાનમાં મેં કોઈ અંગ્રેજી કે ગુજરાતી ચોપડી વાંચી ન્હોતી; ને એક હાર્કનેસને કાગળ લખ્યો હતો તે સિવાય બીજું કંઈ અંગ્રેજીમાં લખ્યું પણ ન્હોતું. ગુજરાતીમાં પણ ત્રણેક ભાષણ લખેલાં, બીજું કંઇ નહીં. 'જ્ઞાનસાગર' માં મેં કંઈ જ લખ્યું નથી; તે દોલતરામ લખતા. હું ભાંગ પીતો, પાક ખાતો. (બીજી જાતની કંઈ પણ કેફ કરતો નહીં.) અને બૈરાંઓમાં મ્હાલતો. એકાંતમાં હું નામ મેળવવાના (પૈસો મેળવવાના નહીં) અને પ્રેમસંબંધી વિચારો

---

૨. એક વખત મારે ઘેરથી તે બેજીવવાળી પીહર જતી હતી ને તેણે રસ્તામાં એક કાળો સાપ દીઠો હતો ને તેથી તે ઘણી અભેક ખાઇ ગઈ હતી. હું જાણુંછ કે તી દાહાડેથી જ તાવ લાગુ પડ્યો ને અંતે ગઈ। મુવેલું છોકરૂં હું જ સવારે દાટવા ગયો હતો પણ રે ખાડામાં મુકતા તે કુમળું ને ગોરૂં નાળવાળું મારા જોવામાં આવ્યું હતું તે ચિત્ર હજી મને સાંભરેછ–રે તેના ઉપર માટી નાખતાં મારો જીવ ચાલ્યો નોહોતો. છોકરાંને દાટીને આવ્યો કે વહુની તેયારી થઈ ને પાછલે પોહોર ત્રણ વાગતે વળી પાછો ત્રણ ગાઉ અશ્વનીકુમાર તેને બાળવાને ગયો. સુવાવડીને બાળતાં પહેલાં ઘણો વિધિ કરવો પડે છે-ખાડો કરી સુવાડેછ-ઉપર મંત્ર ભણેછ-પાણીયો રેડેછ વગેરે.–અરે તે વખતનું મારી વહુનું ચિત્ર-ચોટલો છુટો-કપાળે પીયળ–ગોરૂં શરીર–આંખ મીચાયલી મારી આંખ આગળથી ખસતું નથી–આહા તે વેળા ઓટને લીધે કાંઠા ઉપરના કેટલાં જીવડ્યા બળ્યાં છ। એ વહુનું પીહેરથી નાનીગવરી ને મારે ઘેરથી ગુલાબ વહુ નામ હતું–સે ઠીંગણા ઘાટની ને ઘણી ગોરી હતી.-મોટા સૈયડ આવવાથી મ્હોડાંપર આછા ઘોબા પડ્યા હતાં પણ દૂરથી આવતાં જોઈ હોય તો ગોરૂં મ્હોડું ઘણું જ તકતકતું દેખાતું–એ ભણેલી નોતી તેમ ઘરકામમાં કુશળ નોતી પણ ભોળી સાચી આજ્ઞાંકિત ને મારા ઉપર ઘણી જ પ્રીત રાખનારી હતી. મારી ન્યાતમાં એવું કહેવાતું કે હું તેને બહુ દુખ દેતો.પણ તે દુખ આ રીતનું હતું–કે હું ઘરમાં રાતે ૯-૧૦ વાગતે આવતો ને પેલીને ઘરમાં એકલું બેસી રહેવું પડતું–એનાં ઘરનાં બૈરાં એને મારે વિષે આડું સમજાવતાં તેથી તે મનમાં જરાક બળતી પણ મને કંઈ જ જણાવતી નહીં–તેમ એ શ્રીમંતની છોકરીથી મારા ઘરમાં ભાંજફોડ બહુ થતી તોપણ મેં કોઇ દાહાડો એને ધમકાવી સરખી નથી–અલબત મને તેનું અતિભોળાપણું પસંદ નોતું ને ચતુર નહીં તેથી મારા પ્રેમનો જોસ્સો નરમ હતો. મને મારા સસરા સાથે બનતું નહીં–હું સુધારામાં તે તેને ગમતું નહીં. મંડળી મળવાથી થતા લાભના નિબંધમાં મેં શાસ્ત્રીઓની ધુળ કહાડી હતી તે ઉપરથી તે ઘણા નારાજ હતા. એક વખત ચાર લોક દેખતાં સુધારાની વાત નિકળી હતી તેમાં તે બોલ્યા હતા કે' એ જે ડાઘ પડયો તે કદી જવાનો નહીં.' મેં કહ્યું હતું કે 'તમારામાં હમારા દોષ કહાડવાની શક્તિ નહીં ત્યારે હમારો શો વાંક'–'તમે હમારી-સાથે વાત ન કરો ને પછવાડે બબડયાં કરો એ સારી વાત નહીં.' હમારે સસરા જમાઈને અમે તેમ હતું તોપણ તે સુરતની નાગરી નાતનું ભૂષણ હતું ને સદર અદાલતમાં ૩૦૦ને પગારે શાસ્ત્રી રૂપે મોટા પ્રતિષ્ઠિત મનાતા હતા. મારી સાસુનો મારા ઉપર બહુ પ્રેમ હતો પણ ઘરમાં ચલણ મારી સાળીઓનું હતું તેથી અને એઓ મારી વહુને મારે વિષે કંઈ આડું સમજાવતી હતી તેથી તેઓને વિષે મારો પણ ઘણો જ હલકો વિચાર હતો. મારી મા તો એ બૈરાં ઉપર વિવાહ મળ્યો ત્યારથી જ નારાજ હતી.

કરતો, સુધારાના અને તેને અમલમાં આણવાના વિચાર પછી ખાનગી કે જાહેર તે વખત બિલકુલ ન્હોતા. જાતિભેદ, પુનર્વિવાહ, મૂર્તિપૂજા, અભક્ષ્યાભક્ષ્ય વગેરેના સુધારા સંબંધી વિચારોનું મને સપનું પણ નહીં હતું. ઉદ્યોગ કરવો, સંપ રાખવો, ભાષણ કરવાં, નિબંધો વાંચવા, ગ્રંથો લખવા અને દેશનું ભલું કરવું એટલું જ હું સુધારા સંબંધી જાણતો.

એ વખતમાં 'જ્ઞાનસાગર' ના છાપનાર જદુરામ સાથે દોસ્તી બંધઈ હતી. એ કોઈ કોઈ દાહાડો વાતમાં દોહોરા, ચોપાઈની માત્રા સંબંધી બોલતો, તે હું બેદરકારીથી સાંભળતો. એની સાથે હું ભાદરવા મહિનામાં સાંગી જોવા જતો ને ત્યાં કવિતો મારે કાને પડતાં પણ તે ઉપર મારો લક્ષ નહીં. દોસ્તદારની સાથે ફરવું એ જ કારણ ત્યાં જવાનું.

એ વખતમાં દલપતરામ[3] કવિ સુરતમાં હતા ને આઘેથી હું એને ઓળખતો કે આ દલપતરામ કવિ છે- નહીં જેવાં કંઈક આશ્ચર્યથી તેની તરફ હું જોતો ખરો પણ કોઈ દાહાડો તેની પાસ ગયો નથી-તેનાં ઓળખાણની કંઈ મરજી થયલી જ નહીં. તેઓ કિલ્લા આગળ 'પરેજગાર મંડળી,'[4] માં કેફ ન કરવા સંબંધી ગરબી લાવણીઓ વાંચતા પણ હું કોઈ દાહાડો તે સાંભળવા ગયો નથી. એણે જ્યારે ૧૯૦૭ માં લાઈબ્રેરીમાં હુન્નરખાનનું ભાષણ વાંચ્યું હતું ત્યારે હું ત્યાં ગયો હતો, એ ભાષણ મેં દુર ઉભાં રહી કંઈ કંઈ સાંભળેલું ખરૂં, પણ તે સાંભળીને તરત ઘેર આવેલો-દલપતરામને જોવાને ઊભો રહેલો નહીં. હું મારી જુવાનીની લ્હેરમાં જ મસ્ત હતો તેથી બીજીતીજી વાત ઉપર મારી નજર થોડી જ ઠરતી.

એ જ વરસમાં મનમોહનદાસ રણછોડદાસે પણ કવિતામાં એક ભાષણ કર્યું હતું ત્યાં વળી હું કંઈ ફરતો ફરતો જઈ ચ્હડ્યો હતો. ભાષણને અંતે વાંચનારને પ્રમુખ માન આપવા જતો હતો એટલામાં દલપતરામ કવિએ વચમાં ભોજા ભગતના ચાબખા ગાઈને લોકનું મન પોતાની તરફ ખેંચી લીધું હતું. પછી મનમોહનદાસને કંઈ શિરસ્તા પ્રમાણેનું સભાની તરફથી માન બાન મળ્યું ન્હોતું. એ વાત મને પેહેલેથી સાંભરેછને રસપ્રવેશમાં એક દોહોરો પણ લખ્યોછ-

શિશુ કવિ ઉગતો જોઈને, તરૂણે ટપલી દીધ;
મનમાં બળિ બહુ ક્રોધથી, કવિતા ખોટી કીધ.

---

૩. એ વખતમાંના બે પ્રસંગ દલપતરામ સંબંધી મારા મિત્રોએ મને પાછવાડેથી કહેલા તે આ છે. દુર્ગારામ મેહેતાજીયે સુરતની અદાલતના રઘુનાથ શાસ્ત્રી દાંતે આગળ દલપતરામની શીઘ્રશક્તિની પ્રશંસા કરેલી તે ઉપરથી એક દિવસ તે શાસ્ત્રીયે એક ચરણ કહ્યું કે' સુરતમાં સુરત કર સુરત કામિની સાથે' ને પછી તે દુર્ગારામે કાગળ પર લખ્યું પછી દલપતરામે તુરત લખાવ્યું કે' પદ પૂર્વાર્ધ લખ્યું છે દુર્ગારામે હાથે.' શાસ્ત્રી મનમાં સમજ્યા કે જુક્તિવાળા છે પણ શીઘ્ર કવિ નથી. બીજો પ્રસંગ-દુર્ગારામ મેહેતાજીના ઘરની પાસે મહાદેવનું દેહેરૂં છે ત્હાં પૂજા થતી હતી-તાપીશંકર ગંધ્રપે દલપતરામને નાયિકા ભેદ સંબંધી પુછ્યું હતું પણ તેનો તેને મનમાનતો જવાબ મળ્યો નહોતો. મને સાંભરેછ કે એક વખત દુર્ગારામ મેહેતાજીએ મને કહ્યું છે કે દલપતરામ રાગને ઓળખી શકતા નથી. એક વખત ચૌદશની પુજામાં સહુ તેને હસતા હતા. દલપતરામ રાગને ઓળખી શકતા નથી તે વાત ખરી છે-જારે મેં અમદાવાદમાં ભાષણ કર્યું હતું ત્યારે જે રાગમાં મેં પદો ન ગાયેલાં તે રાગનાં તેઓએ નામ દીધાં હતાં-જેથી કેટલાક સમજુકો મનમાં હસતા હતા. એ વાત તે વખત હાજર અને રાગમાં સમજતાઓને જાણીતી હશે જ.

૪. એ મંડળીની તરફથી પરહેજગાર પત્ર નિકળતું તે ઘણુંખરૂં ભાઈ મહિપતરામ રૂપરામના હાથથી લખાતું.

# વિરામ ૬★

## ૧૮૫૪-૧૮૫૬

૧. હું જાનેવારીમાં મુંબઈ ગયો ને ત્યાં મારા બાપે ગોઠવણ કરી મેલી હતી તે પ્રમાણે ૧૦ મી જાનેવારીથી તે ૧૦મી જુન સુધી ૧૧ થી તે ૪ વાગા લગી જીવરાજ બાલુવાળાના દ્વારકાદાસ નામના છોકરાને રૂ. ૨૫ ને પગારે અંગ્રેજી શિખવવા જતો. એ છોકરાની સ્થિતિ ભણવા ઉપર ન્હોતી. પાંચ કલ્લાકમાં દસેક વાર અભ્યાસમાંથી ઉઠીને ફરી આવતો. એને સ્મરણશક્તિ સારી ન્હોતી તેમ એનો ઉદ્યોગ પણ સારો ન્હોતો. ભણનાર યોગ્ય નહીં તેથી નકામો પગાર લયાં કરવો એ ઠીક નહીં તેથી અને મ્હારો વખત નકામો જતો તેથી મેં તેને છોડી દીધો.

૨. સ્હવારથી તે ૯ વાગા સુધી હું એક દક્ષણી શાસ્ત્રી પાસે સિદ્ધાંત કૌમુદી શિખતો જે મેં કેટલેએક મહિને અપત્યાધિકાર સુધી ચલાવી બંધ રાખી.

૩. સુરતથી મુંબઈ ગયા પછી એકાદ મહિનો સુરતમાં ખાધેલા પાકની ગરમીથી (મુંબઈમાં કેફ કરવો તદન મુકી દીધો હતો) અને સ્ત્રીવનાનો હતો તેથી હું શરીરે હેરાન રહ્યો હતો.

૪. એ પાંચ મહિનામાં મારી હાલત આ પ્રમાણે હતી-એક પાસ વિદ્યા, અધિકારથી પ્રસિદ્ધિ ક્યારે પામીશ એનો વિચાર જોશમાં ચાલતો-કાયદા શિખી વકીલની પરીક્ષા આપવી ધારતો; ભભકો કરવાને મામલતદાર થવું ધારતો (મુનસફ નહીં); સંસ્કૃત, ફારસી, અંગ્રેજી, ઊરદુ[1], હીંદવી, મરેઠી વગેરે ઘણીએક ભાષાઓ શિખી સર વિલીયમ જોન્સની પઠે લિંગવિસ્ટ થવું ધારતો; કાલેજમાં જવું ધારતો, અને અંગ્રેજોને શિખવી ગુજારો કરી સ્વતંત્ર રહી વિદ્યાનંદમાં મગ્ન રેહેવું ધારતો. બીજી પાસથી સુરતમાં મેં રાખેલી કેટલીક વર્તણુકો જેને હું મુંબઈ ગયા પછી અનીતિ સમજતો તેનો પશ્ચાત્તાપ કરતો (શિખવવા જતો ત્હાં અને રાતે), હું મારા બાપને કોઈનું નામ દઈ મારી વાત કહી તેમાં પાપ થયું કે નહીં, પાપથી કેમ મુક્ત થવાય એવા એવા સવાલો કરતો. તે મને કહેતા કે દુનિયાની રીત જોતાં પાપ ખરૂં પણ પશ્ચાત્તાપ એ પાપથી મુક્ત થવાનું સાધન છે વગેરે વગેરે; મુંબઈ ગયાથી સુરતમાંનાં વ્હાલાંનો વિયોગ થયેથી એ દુઃખ પણ થતું અને સંસારમાં રહ્યાથી, પૈસા કમાવવાથી, નામ મેળવવાથી પણ શું? એવા એવા વૈરાગના વિચારો પણ જોશમાં થયાં કરતા હતા. રે એ મારા ગભરાટમાં મેં ત્રણ ચાર વખત મારા બાપને કહેલું કે તમારી સ્ત્રી મરી ગઇછ, મારી સ્ત્રી મરી ગઇછ માટે હવે આપણે માયામાં શું કરવા રેહેવું જોઈએ. માટે ચલો કોઈ ગામડામાં જઈને કોઇ સરોવર અથવા નદીને કાંઠે રહીએ ને થોડાક ઉદ્યોગથી આપણો નિર્વાહ કરી સંતોષથી વિદ્યાભ્યાસ કર્યા કરી આનંદમાં રહીયે. એ મારી હાલત જોઈને મારા બાપને દીલમાં કેટલું દુઃખ થવું જોઈએ. હું એકનો એક લાડકો તેથી તે મને કંઈ જ ધમકાવીને કહે નહીં. શું કહે બચારા? પોતે રસિક છતે નિર્ધન ને સ્ત્રીવિયોગી તેમાં મારી પ્રવૃત્તિ વૈરાગી. પણ ધન્ય છે તેને કે પોતે પોતાનાં દુઃખનો જોશ મનમાં સમાવી મને શાસ્ત્રનાં ને દુનિયાદારીનાં દષ્ટાંતો આપી માહારા મનનું સમાધાન કર્યા કરતા. ઓ બાપ તારી મને બહુ ખૂટ છે! એ મારી હાલત વિષે પૂરી સાક્ષી એક મારી ન્યાતના ઘરડા પ્રદ્યુમનજી હિરાચંદજી આપી શકશે.

૫. એ ઘુમરાયલી હાલતમાં જનરલ આસેમ્બલી ઈન્સ્ટીટયુશનનાં મકાનમાં નેટીવ બુક કલબ નામની લાઈબ્રેરીમાં હું એક દાહાડો બેઠો હતો, ત્હાં એક ગુજરાતી પાઘડીવાળા ગોરા છોકરાને ચોપડીઓ લેમુક કરતો દીઠો; થોડી વાર પછી કોણ જાણે શાથી (સાંભરતું નથી) હમે એક એકથી અજાણ્યા છતે વાતચિત કરવા મંડી પડ્યા. એ શખસ કાલેજમાં જતા મારી ન્યાતના ઝવેરીલાલ ઉમીયાશંકર હતા, જેણે મને કાલેજમાં દાખલ થવાની ભલામણ કરી તે વિષે ઘણું ઉત્તેજન આપ્યું હતું. મારા બાપે પણ મને એ જ સલાહ આપી ને પછી હું તા. ૧૩મી જુને રૂ. ૬૦) આપીને પેઈંગ સ્ટુડંટમાં નામ દાખલ કરાવી કલેરસ્કાલરના ક્લાસમાં બેઠો. બે મહિના પછી મારી વહુનું વરસી સારવાને મારે સુરત આવવું પડ્યું. અહીં વળી ૧૯૧૦ ના ભાદરવા વદ પાંચમે મારા કાકાનું મરણ થયું. એ રીતે બે મહિના પાછા સુરતમાં કહાડવા પડ્યા. પછી પાછા મુંબઈ જઈ રાત્ર દિવસ અભ્યાસ કરી મેં ડિસેમ્બરમાં પરીક્ષા આપી અને સોએ સાઠ આની મેળવી હું ઉવેસ્ટસ્કાલર થયો-મને મહિને ૧૫ રૂપિયા મળતા થયા.

૬. એ વખત હિસાબ શિખવનાર દાદાભાઈ નવરોઝજી પ્રોફેસર હતા. બીજા કોણ કોણ પ્રોફેસરો હતા અને બીજો શો શો અભ્યાસ ચાલતો તે મને સાંભરતું નથી. મારી સાથે પરીક્ષા આપનારા છોકરાઓએ દાદાભાઈ કને તકરાર લીધી હતી કે નર્મદાશંકરની હાજરી

---

★ કવિપદની તૈયારી - સં.

૧, એ મેં શિખવા માંડ્યું હતું-તાલીમનામાંની બે કિતાબો અને એક બીજી બેતની ચોપડી હું શિખ્યો હતો અને મોડી અક્ષરની અરજીઓ વાંચતાં પણ-પણ એ બધું હું હાલમાં ભુલી ગયો છઉં. અલબત ઘણા એક ઉરદુ શબ્દો જે મારા જાણ્યામાં છે તે એ શિખવા ઉપરથી અને પારસી ગુજરાતી બોલીમાં છપાયલા કેટલાક ફારસી તરજુમા વાંચેલા તે ઉપરથી.

હમારા જેવી બરોબર નથી માટે કેટલીએક આની ઓછી કરવી જોઈએ-દાદાભાઈયે જવાબ દીધો હતો કે તમે તમારા લખવામં સ્પેલીંગમાં ઘણી ચુક કરી છે ને એણે કીધી નથી. હું મગરૂબ થયો હતો કે સુરતમાં ત્રણ વરસ અંગ્રેજી એક પણ ચોપડી ન વાંચ્ય છતાં સ્પેલીંગમાં મેં કંઈ ચુક ન કરી!

૭. ૧૮૫૫માં પણ મનનો ગભરાટ ઓછો ન્હોતો-ધુંધવાતો ને ધુંધવાતો રહેતો. હું ગપ્પા માર્યાં કરતો. વિલાત જવાના તડાક મારતો, બીજા લેસન કરતા ત્યારે હું મારા પોતાના જ વિચાર કર્યા કરતો, પ્રોફેસરોનાં લેક્ચર પણ મન દઈ સાંભળતો નહીં. મારા સાથી મોરલીધર ગીરધર જે હાલ કચ્છના દરબારમાં છે તે, ઝવેરીલાલ ઉમિયાશંકર જે હાલ વેપારી છે તે અને ત્રિભોવનદાસ દુવારકાંદાસ જે હાલ કમરૂદ્દીન તૈયબજી વકીલને ત્યાં છે તે મારૂં બોલવું ચાલવું જોઈને મને લાલાજી કહીને બોલાવતા. હું લેસન બેસન કંઈ કરતો નહીં પણ જયારે હાર્કનેસના કુલાસમાં ફાલ્કનરનાં શિપરેકની કવિતા અને વર્ડઝવર્થની કવિતા ચાલતી ત્યારે હું એકચિત્તે સાંભળતો ખરો-ખરે એ કવિતામાંનાં સૃષ્ટિસૌંદર્યનાં વર્ણનની અસર મને બહુ જ થતી; શિપરેકમાંના ખલાસીઓની આખર સુધીની બહાદુરી હજી મને સાંભરેછ. વળી મને સાંભરેછ કે મેં આગસ્ટમાં સોએક લાઈન અંગ્રેજીમાં પરચુરણ પરચુરણ બાબતની જોડીને મી. રીડને બતાવી હતી પણ એણે તે જોઈને મને હસી કહાડ્યો હતો.

૮. હું મારી ચળિત વૃત્તિને ઠેકાણે આણવાને બહુ મથતો પણ કંઈ મારૂં ફાવતું નહીં. સપટેમ્બરની શરૂઆતમાં ધીરા ભગતના બે ત્રણ પદ મારાં વાંચવામાં આવ્યાં તે ઉપરથી હું દહાડોરાત તેની લવારી કરતો. એ પદોના વિચાર મારી વેરાગ વૃત્તિને મળતા હતા. ચોથે કે પાંચમે દાહાડે મારાં મનમાં સહજ આવ્યું કે હું પણ એ ઢાળનું કંઈ બનાવું-પછી મેં 'પરબ્રહ્મ જગકર્ત્તારે સ્મરોની ભાઈ હરઘડી' એ પદ બનાવ્યું ને બીજે દાહાડે 'જીવ તું મુરખ સમજરે કહું છું ઘેલા ફરી ફરી' એ બનાવ્યું-પછી વિચાર કર્યો કે આવી રીતે હું જાતે બનાવવાની ટેવ રાખું તો મારી વૃત્તિ ઠરી ઠામ થાય ખરી-કોઈ પણ રીતે વૃત્તિ સ્થિર થાય છે એ મારો ઉદ્દેશ હતો-માટે પદો બનાવવાની ખટપટમાં રેહેવું અને ઉભરો બ્હાર નીકળે તેથી ખુશ રેહેવું એ વાત મેં નક્કી કરી. વળી વિચાર્યું કે ભણવું, કમાવવું, માન મેળવવું, બૈરી કરવી એ સહુ આનંદને માટે છે ને મને જારે પદો બનાવવાથી આનંદ થાય છે તારે હું તો એ જ કામ કરીશ ને શેર જુવાર તો મળી રેહેશે-એ રીતે હું મારે બેસતે ૨૩મે વરસે પદો બનાવવા લાગ્યો. પેહેલું પદ કી દાહાડે કીધું તે મને યાદ નથી, પણ તે દાહાડામાં મારી વરસગાંઠ આવી હતી તે ઉપરથી મેં તે વરસગાંઠના દાહાડાને જ કવિતાના પ્રારંભનું માન આપી તે દાહાડાથી જ મેં મારા કવિતાના વરસોની ગણત્રી રાખી છે-સંવત ૧૯૧૧ ના ભાદરવા સુદ ૧૦-સને ૧૮૫૫ ના સપટેમ્બરની ૨૧ મી.

૯. પછી નિત સ્હવારે હું પ્રાર્થનાનું અથવા શિક્ષાનું અક્કેકું પદ કરતો ને ૧૧ વાગે કાલેજમાં જતો.

૧૦. ડિસેમ્બરમાં પરીક્ષા થઈ તેમાં સોએ સાઠ આની આવવી જોઈએ તે ઉપલી વૃત્તિને લીધે અભ્યાસ બરોબર ન થયાથી ન આવી.-૫૦ આની આવી તેથી હું સેકંડ નાર્મલ સ્કાલર ન થયો-ફ્રી સેંકડ નાર્મલ સ્કાલર થયો.

૧૧. સને ૧૮૫૪ નાં ચોમાસામાં મેં મારૂં નામ બુદ્ધિવર્ધક સભામાં દાખલ કરાવ્યું હતું, અને સને ૧૮૫૫માં મંડળી મળવાથી થતા લાભ વિષે ભાષણ કર્યું હતું ને વ્યભિચાર તથા રંડીબાજી ન કરવા વિષે નિબંધ વાંચ્યો હતો; તેમ, ઇતિહાસ વાંચવાના ફાયદા અને કેફ કરવાના ગેરફાયદા વિષે કવિતા વાંચી હતી - એ બે કવિતામાંની પહેલી ખોવાઈ ગઈ છે. એ કવિતા મેં પિંગળના કાયદા પ્રમાણે કરી નહોતી પણ સામળદાસના દોહરા ચોપાઈ છપ્પા વાંચેલા તે ઢાળ પ્રમાણે અને કવિ દલપતરામ તથા મનમોહનદાસની છપાયલી ચોપડીઓમાંની કવિતા જોઈ જોઈને કરી હતી. એ વખત મુંબઈમાં કવિતા શબ્દ નહોતો ને દલપતરામ કવિનું નામ પણ થોડાક જણ જાણતા હશે. બુદ્ધિવર્ધક સભાવાળાઓને મારા રાગડા પસંદ પડવા લાગ્યા ને મને ઉત્તેજન મળવા લાગ્યું- ઉજડ ગામમાં એરંડો પ્રધાન તેવી રીતે.

૧૨. મને વિચાર થયો કે બુદ્ધિવર્ધકવાળા કવિતાની ખરી ખોટી બનાવટ સમજતા નથી ને હું તો ઝોકાયવો જ જાઉંછ; પણ એ સારૂં નહીં-કવિતા બનાવવાની રીત તાકીદથી શિખવી જ જોઈયે-રે દોહોરા ચોપાઈના પણ નિયમ જાણતો નથી. એ ગભરાટમાં ૧૮૫૫ના અક્ટોબરનાં બુદ્ધિપ્રકાશથી માલમ પડ્યું કે કવિતા બનાવવાના શાસ્ત્રને પિંગળ શાસ્ત્ર કહે છે; પછી મેં એ સંબંધી સંસ્કૃત-પ્રાકૃત પુસ્તકોનો શોધ કરવા માંડ્યો, પણ મુંબઈમાં મને કોઈ પુસ્તક મળ્યું નહીં.

૧૩. મેં કવિ દલપતરામને કાગળ લખવાનું ધાર્યું, પણ પાછું વિચાર્યું કે રખેને એ મને હસી કહાડે અથવા રખેને એ મને દિલના ખુલાસાથી જવાબ લખે નહીં. સને ૧૮૫૧માં દલપતરામે મનમોહનદાસનાં ભાષણ વખત જે ચાલ ચલાવી હતી તે વળી મને યાદ આવી, મેં દલપતરામને કાગળ લખવો મોકુફ રાખ્યો.

૧૪. સને ૧૮૫૬ ના જાનેવારીમાં સુરતના તુળજારામ નામના ભારગવ જે મુંબઈમાં રહેતા હતા ને જેની સાથે મારે ઓળખાણ હતું તેને મેં પિંગળનાં પુસ્તક વિષે કહ્યું. એણે મને કાળીદાસનો 'શ્રુતબોધ' આપ્યો. પણ પછી શિખવનાર ન મળે. ઓળ કહાડતાં કહાડતાં એક દાદાદેવ નામનો નાશકકર શાસ્ત્રી મળ્યો. તે ઘણો બેતમાવાળો હતો, તેને ત્યાં હું કાલેજમાંથી વખત કાહાડીને જતો.પછી ૧૮ દાહાડામાં હું તે 'શ્રુતબોધ' શિખી રહ્યો-શિખતો જતો ને ગુજરાતીમાં બનાવતો જતો. એ પુસ્તકથી હું કેટલાંએક અક્ષરવૃત્તો

કરતાં શિખ્યો પણ દોહોરા ચોપાઈના નિયમ કંઈ જાણું નહીં, કેમકે એ વૃત્તો સંસ્કૃતમાં નહીં.

૧૫. મનમોહનદાસે બોધવચનનાં વાક્યોને કવિતામાં મુકી છોકરીઓને માટે ચોપડીઓ કહાડી હતી. તે ઉપરથી હું જાણતો કે એ ભાઈની પાસે કંઈ હિંદુસ્તાની પિંગળ હશે ખરું. પછી મેં એને એક કાગળ લખ્યો તે આ હતો:-

'મિત્રશિરોમણિ કવ્યોપનામક ભાઈ મનમોહનદાસ વિ. રણછોડદાસજી પ્રતિ મુંબઈથી લા. સ્નેહાભિલાષી નર્મદાશંકર વિ. લાલશંકરના આશીરવાદ. વિશેષ આની સાથે મોકલેલું પત્રક (વ્યભિચાર નિષેધક નિબંધમાંની કવિતા) અવલોકન કરી લખાણમાં માત્રા તથા અક્ષર સંબંધી ભુલો સુધારી છંદ છંદના નામ પણ મથાળે લખી તે પત્રક નાટપેડ એલ્ફિન્સ્ટન ઈન્સ્ટીટ્યૂશન એ ઠેકાણે પાછું રવાને કરવું–એમ થયેથી મોટો ઉપકાર થશે.'

'હું કવિતા પ્રકરણમાં છેક અજાણ્યો છઉં. પરંતુ એ વિષય જાણવાની મારી ઉત્કંઠિત ઈચ્છા છે ને ગમ પણ પડશે એમ ધારૂં છઉં, વાસ્તે તમે મારો કર ગ્રહી પિંગળ ક્ષેત્રની જાતરા કરાવશો એમ આશા રાખું છઉં.'

'તમારી પાસે જે મોકલ્યું છે તે તથા બીજું કેટલુંએક મેં કીધેલું છે તે, ઉટાંગ બાંધી કંઈ તમારું ને કંઈ દલપતરામનું જોઈ જોઈને ગોઠવેલું છે.'

'અંગ્રેજીમાં કહે છે poets are born તે પ્રમાણે કવિતા કરવામાં વિચારશક્તિનું સામર્થ્ય જોઈએ; ફક્ત પિંગળની રીત જાણવી મારા ધાર્યામાં બસ નથી-તેમ વિચાર ને તર્ક હોય એટલે બસ એમ પણ નથી; તેને પ્રબંધરૂપી ભાષાનાં વસ્ત્રો પેહેરાવવાં અવશ્ય છે-વસ્ત્ર વગર અલંકાર શોભે નહીં.'

' વણ લુણે રસોઈ જેમ, લાગે ન કંઈ સ્વાદ,'<br>
' કીરતન રાગમાં સુણતાં, છાંડે નાસ્તિક નાદ.'<br>
'(એ પણ સુધારજો)'

'હવે મારી વિચારશક્તિ અને તર્કશક્તિ વધારે કેળવાઈ શકે તેવી છે પણ રીતિ વનાં અઘરૂં લાગે છે. શંકાને લીધે ઘણો કાળ જાય છે અને તેને સારૂ પિંગળ સંબંધી પ્રાકૃત ગ્રંથો ભણી લેવાની જરૂર છે.'

'તેમ, ગુરૂ વનાં જ્ઞાન પ્રાપ્ત થતું નથી; ને એ છંદમાં અસલથી સુરતના કેટલાએક કણબીઓની પેઠે કવિતા વગેરેનો મેં અભ્યાસ કર્યો નથી, તેમ આવડશે કે નહીં એની ગભરામણ થાય છે. વળી એ વિષય શિખવવાને મારા પરિચયમાં કોઈ જ નથી, વાસ્તે કૃપા કરીને શિક્ષકપણું સ્વીકારી હું શિષ્યની હોંસ પૂરી પાડનાર આપ સમર્થ છો. સજ્જને કાળક્ષેપ સારૂ ક્ષમા કરવી.'

'ભાઇ મોહનલાલને તથા વડિલ રણછોડદાસજીને મારા યથાયોગ્ય કહેવા.'

'મારે માસ એપ્રિલમાં લગન સારૂ સુરત આવવું છે તે સમયે તમારાં દર્શન કરવાની તથા કેટલીએક શિક્ષા લેવાની આશા રાખું છું. પરંતુ હાલ પિંગળશાસ્ત્ર પ્રવેશક ક્યિા ગ્રંથો વાંચવા જરૂરના છે તે લખવું. સુજ્ઞને બહુ શું લખિયે? મુજપાસથી કામ લેવાને આચકો ન ખાવો–એ જ તા.૧૬ ફેબ્રુઆરી ૧૮૫૬.' (એ કાગળનો જવાબ આવ્યો નહોતો...જારે મને ગએ વરસે મારી હકીકત લખવાનો વિચાર થયો તારે મેં મનમોહનદાસને ભરમમાં કહ્યું કે તમારી પાસે મારો કાગળ હોય તો તે આપો-પછી કેટલેક મહીને તેઓએ મને કાગળ આપ્યો તે ઉપર દાખલ કર્યો છે.)

૧૬. મનમોહનદાસનો જવાબ ન આવેથી મેં માત્રાકવિતા લખવી બંધ રાખી હતી. અક્ષરકવિતા અને પદો થોડાં થોડાં બનાવતો.

૧૭. સને ૧૮૫૬ ના અપ્રેલમાં હું સુરત આવ્યો ને મેમાં સંવત ૧૯૧૨ ના વૈશાખ સુદ ૧૨ એ પંડ્યા ત્રિપુરાનંદની છોકરી ડાહીગવરી[2] સાથે પરણ્યો ને પછી મુંબઈ ગયો.

૧૮. લગન કરી મુંબઈ ગયા પછી કાલેજમાં મારૂં દીલ લાગ્યું નહીં: – કવિતા કરવાનો વધી ગયેલો જોસ્સો, ગુજરાતી સંસ્કૃત ને અંગ્રેજીમાં ગ્રંથકાર થઈ માન પામવાનો મ્હોટો લાભ, મોટા થયા એટલે બાપને ભારે ન પડવું એ વિચાર તથા ઘરમાં પણ નાણાંની ભીડ

---

૨. મારી સ્ત્રી મુઆ પછી મારે ફરી લગન કરવાનો વિચાર નહોતો. પણ મારા બાપે એક સાથે મારો વિવાહ કર્યો હતો-પણ એ વિવાહ કેટલાંએક મારા સગાંને ગમતો નહીં ને જહાં તહાં ને જહારે તહારે ન્યાતમાં પણ એ વાત ચરચાતી-મને તે ગમતું નહીં. પછી એક દહાડે જોસ્સામાં મેં મારે સાસરે કહેવડાવ્યું કે જન્માક્ષર પાછા આપો. તેઓએ જવાબ આપ્યો કે તે તો બાળી નાખ્યાછ–એ રીતે મેં વિવાહ ફોક કર્યો. નાગરી ન્યાતમાં એવું કામ થોડા જ જણ કરે છે, કેમકે કન્યાના તોટા. હવે બાપને કેટલું દુ:ખ? તેનું કરેલું તેને પુછ્યા વના મેં રદ કીધું! ખરેખર મારી તબિયત તો મારાજ બાપ સાંખે! પછી હું ગભરાયો કે મારા બાપ બહુ દુ:ખી થશે–તેની ઉમેદ સહુ મારા સંસાર ઉપર હતી તે મેં તોડી નાખી–પછી મારે માટે બીજે ઠેકાણે તજવીજ થવા લાગી ને સંવત ૧૯૧૧ ના કારતગ સુદ ૩ જીએ મારો ફરીથી વિવાહ થયો–ને ઉપર કહ્યા પ્રમાણે ૧૯૧૨ ના વૈશાખમાં મારાં લગન થયાં. લગનમાં મેં ઘોડે બેસવાની ઘણી ના કહી હતી પણ મારા બાપના આગ્રહથી મારે બેસવું પડ્યું હતું; પણ સાજવનાના કાળા ઘોડા પર બેઠો હતો. તેમ, કર દાખલ તડને નોતરે જમાડવાને બદલે આખી ન્યાતને પરચુરણ નોતરાંથી જમાડવાની મેં ઘણી હઠ કરી હતી, પણ તેમાં પણ મારૂં ફાવ્યું ન્હોતું.

તેથી થતો ગભરાટ, ફર્સ્ટનાર્મલ સ્કાલરશિપ ત્રણ જ જણને મળે એવું હતું તેથી ને મારી આ વૃત્તિથી મને તેની આશા નહીં ને આગળ પણ કાલેજ તો છોડવી પડવાની જ એ વિચાર, મારી હાલત પૈસાની-વાતે સ્વતંત્ર કેમ થાય અને મુઆ પછી મુક્તિ કેમ થાય એ વિચાર—એ સઘળાંથી મેં કૉલેજ છોડવી ધારી.—વળી મારી ચલિત વૃત્તિથી કાળ નકામો જાય છે, બાપ રોજરોજ રોજગારે વળગવાનું કહે છે ને કહે છે કે એક ઉદ્યોગ પકડી બાકીના વખતમાં કવિતા સંસ્કૃત ગમે તે ભણજે, પિંગળ તો મુંબઈમાં મળતું નથી માટે ગુજરાત જઈ લઈ આવવું—એ સહુ વાતને લીધે મેં કાલેજ છોડવાનું નક્કી કીધું—અને ૧૮૫૬ ની ૨૮ મી જુને મેં રાજીનામું આપ્યું- એમ લખીને કે મારે કંઈ ખાનગી નોકરીયે વળગવું પડે છે માટે.( એ બ્હાનું હતું.) તે પછી તા.૧૯ મી આગસ્ટે મેં હારક્નેસનું સરટીફીકટ લઈને કાલેજ છોડી.

'This is to certify that Narmadashankar Lalshankar was admitted into the English School of the Elphinstone Instiution in January 1845; that he continued to attend regularly till April 1850, when he obtained a Clare Scholarship; that he left the college shortly afterwards and returned as a Paying student in June 1854; that in December following he obtained a West Scholarship and regularly attended the second year class in which he made a creditable appearance, having obtained 50 per cent marks at the Scholarship Examination; that he possesses fair abilities and would in my opinion have taken a pretty high place if he had continued to prosecute his studies. His conduct so far as it has come under my observation has been uniformly good.

Bombay, Elp'n Ins'n
19th Aug. 1856 (Signed) JOHN HARKNESS, LL.D.
Principal

૧૯. કાલેજમાં હતો તારે કચ્છના[૩] રહાનો હારક્નેસ પર કાગળ આવ્યો હતો કે, 'તમારે તાંથી કોઈને હમારે તાહાં અંગ્રેજી સ્કુલમાં સો રૂપીઆના પગારનો માસ્તર મોકલવો.' એ પરથી હારક્નેસે મારૂં ને મુરલીધરનું નામ તથા હમારી ન્યાત તથા હમારા ગુણ લખી મોકલ્યાં હતાં—તેમાં નિશાળ શિખવવાના અનુભવની વાતમાં મુરલીધર કરતાં મારી વધારે સીફારસ કરી હતી પણ રાહે મુરલીધર જે ન્યાતે કણબી તેને પસંદ કર્યો હતો—એ વખત કચ્છના દરબારમાં રાહને નાગરો ન રાખવા એવું હતું.

૨૦. સને ૧૮૫૬ ના માર્ચથી વચલા બે ત્રણ મહિના સિવાય તે ડિસંબર આખર સુધી હું બુદ્ધિવર્ધકગ્રંથના અધિપતિનું કામ કરતો—ને એ વખતના પાછલા ભાગમાં કાલેજ છોડ્યા પછી મેં ગુજરાતી ડિપુટી શિરસ્તેદારની જગાને સારૂ સદર અદાલતના રેજીસ્ટર મિ. કોકસનને અરજી કરી હતી પણ કંઈ વળ્યું ન્હોતું.

૨૧. કાલેજ છોડયા પછી ઘેર બેઠા—એક પાસથી કવિતા કરવાનું રાખ્યું ને બીજી પાસથી વૃત્તરત્નાકર અને રઘુવંશ શિખવાનું દેવશંકર શુકલ પાસે રાખ્યું તેમાં વૃત્તરત્નાકર પુસ્તક પુરૂં શિખ્યો ને રઘુવંશનો બીજો ને ત્રીજો એમ બે સર્ગ શિખ્યો.

૨૨. તા. ૧૫ મી આગસ્ટે રાસ્તગોફતારમાં ગોસાંઈજી મહારાજોની ઉત્પત્તિ, તેઓનો ઇતિહાસ આદિ લઈ બાબતો ઉપર ૧૦૦) રૂપિયા ઇનામના નિબંધની જાહેર ખબર છપાઈ હતી તે ઉપરથી મેં તે લખવા ધાર્યો ને એને માટે વૈજનાથ શાસ્ત્રી જે મુંબઈમાં મોટા મંદિરના જીવણલાલજી મહારાજના આશ્રિત છે ને જે મારા સ્નેહી છે તેને મેં કહ્યું કે મહારાજો સંબંધી કેટલાંએક મને પુસ્તકો આપો—તેણે જવાબ દીધો કે મારાથી તો મંદિરમાંથી અપાય નહીં પણ તમે સુરત જશો તો ત્યાંથી મળશે. એ ઉપરથી મેં મારા બાપને કહ્યું કે મારે સાહિત્ય મેળવવાને સુરત જવું પડશે—મનમાં એવું કે કદાપિ એ ગ્રંથો ન મળ્યા તો ચંતા નહીં પણ હિંદુસ્તાની પિંગળનાં પુસ્તકોની શોધ તો થશે. પછી હું નવંબરમાં સુરત આવ્યો. અહીં કંઈ વલ્લભ માર્ગનાં ઘણાં પુસ્તકો મને મળ્યાં નહીં, માટે તે ઉદ્યોગ[૪] મેં નરમ પાડ્યો.

---

૩. મેં કચ્છ જવાની ઈચ્છા દેખાડી હતી તે એટલા સારૂ કે તાંહાં કવિતા સંબંધી હિંદુસ્તાની ગ્રંથો છે તે જાણવામાં આવે ને કોઈ દાહાડો રાહને કવિતાનો શોખ લાગેથી મારૂં કામ વધી જાય ને પછી સ્વતંત્ર રીતે કવિતા થયાં કરે.

૪. એ નિબંધ મેં પછવાડેથી લખી ઘરમાં રાખ્યો હતો પણ હાલ કોણ જાણે તે કહાં છે?

૨૩. પછી અહીં (સુરતમાં) મેં મારા દોસ્તદાર ૧૮૫૧ની વખતના 'જ્ઞાનસાગર'ના છાપનાર જદુરામને પકડ્યો ને કહ્યું કે કોઈ પણ ઠેકાણેથી પિંગળનું પુસ્તક અપાવ—પછી હમે ઘણે ઠેકાણે ફર્યા તેમાં એક વખત હમે એક ગોરધન[5] નામના કડિયાને ત્હાં ગયા. ત્હાં મેં કેટલાંએક મારાં બનાવેલાં પદો ગાયાં ને તે કડિયો ખુશ થયો ને બોલ્યો કે મારા ગુરૂ લાલદાસ મોટા કવેસર હતા, તેનાં પુસ્તકો સઘળાં મારી પાસ છે તેમાં જોઈશું—તમે કાલે આવજો. પછી હું બીજે દહાડે તેની પાસે ગયો ને ત્હાં પટારો ઉઘડ્યો. તેમાંથી છંદ રત્નાવળી નામનું પુસ્તક નિકળ્યું. તેણે મને કહ્યું કે હું ઘેર તો નહીં આપું પણ અહીં આવી લખી લો. પછી હું રોજ સવારે કલમ ખડિયો કાગળ લઈને તેને ઘેર જતો ને પિંગળ લખતો. તે કડિયા પાસે લાલદાસનાં કરેલાં ચાળીસેક રંગેલાં ને સારા અક્ષરથી લખેલાં ચિત્રકાવ્ય હતાં તે મને તેણે દેખાડ્યાં ને વાંચી બતાવ્યાં—મારૂં મન તે ઉતારી લેવાનું થયું.

મેં ગોરધનદાસ જેને સહુ ભગતજી કેહેતા તેને કહ્યું કે, અહીં તમારે ઘેર તો જ્ઞાનની વાતો ચાલે છે એટલે મારાથી લખાતું નથી. તમે મને થોડાં પાના રત્નાવળીનાં ને ચારપાંચ ચિત્રકાવ્ય ઘેર લઈ જવા દો તો બીજે દહાડે પાછાં આપીને બીજાં લઈ જઈશ. તે વાત તેનાં મનમાં ઉતરી ને પછી હું રોજ ચારપાંચ ચિત્રકાવ્ય લઉં ને રસ્તામાં ચિતારાની દુકાને નકલ ચિતરવાને આપું. ઘેર જઈ જમું ને પાછલે પોહોરે ચિતારા પાસથી લઈ આવું. રાતે તેમાં અક્ષર લખું ને વળી રત્નાવળી લખું. એ રીતે મેં સઘળાં ચિત્રકાવ્ય ચિતરાવી લખી રાખ્યાં ને રત્નાવળી પણ લખી લીધી. એ પિંગળનાં પુસ્તકની મતલબ મેં મારી મેળે સંસ્કૃતને જોરે સમજી લીધી. એ પુસ્તકથી મને દોહરા ચોપાઈ વગેરે માત્રા વૃત્તોનાં નિયમ જણાયા.

૨૪. ડીસેમ્બરની ૧૫ મી પછી હું મુંબઈ ગયો તો ત્હાં રીજમીટના એક સાહેબને શિખવવાનું હતું, પણ તેણે કહ્યું કે વિનાયક વાસુદેવનું સરટીફીકેટ હોય તો હું તારી પાસ શિખું. હું વિનાયકરાવ પાસે ગયો ને મેં કહ્યું કે, મારી પરીક્ષા લઈ મને સરટીફીકેટ આપો. વિનાયકરાવ બોલ્યા કે' નર્મદાશંકર મારી મશ્કરી શું કરોછ' ! પછી તેણે ઓફીશિયલ રીતમુજબ સરટીફીકેટ આપ્યું.

Bombay 22nd December 1856

Certified that Narmadashankar Lalsankar is qualified to teach Guzerathee.

(signed) VENAYEK WASUDEV
Oriental Trans. to Government.

મેં પેલા અંગ્રેજને થોડા દાહાડા શિખવ્યું ને પછી તેને કંઈ કામ આવ્યું તેથી કામ બંધ રહ્યું.

---

૫. એ કડિયો છોનાં કામ ઉપર ચિતરવામાં અને પથ્થર કોતરવામાં ઘણો હોશિયાર છે. અક્ષર ઘણા સરસ લખે છે. તેમ એણે હિંદુસ્તાની ભાષાના વેદાંતના ગ્રંથો બહુ વાંચ્યા છે. એ હાલમાં મારૂં નવું ઘર બંધાય છે ત્હાં મિસ્તરીપણું કરે છે—આજકાલ એના જેવો કિસબી કડિયો સુરતમાં નથી.

# વિરામ ૭★ :

## ૧૮૫૭-૧૮૫૯

૧. જાનેવારીમાં, ભણેલાં સ્ત્રી પુરૂષ અને ન ભણેલાં સ્ત્રી પુરૂષ એ બે વિષે એક વાત કવિતામાં જોડતો હતો, એવામાં સન૧૮૫૫-૫૬ નાં 'બુદ્ધિપ્રકાશ'માં કવિ દલપતરામે પિંગળ સંબંધી જે કંઈ કંઈ લખેલું તે મારા બાપના જોવામાં આવ્યું. એ જોતાં તેઓ બોલ્યા કે, કવિતાની રીતિયો પણ કવિતામાં લખવી એ મોટી વાત છે. હું બોલ્યો કે, તેમાં કંઈ દમ નથી. તેઓ બોલ્યા કે, હું તો તારી હોંશિયારી ક્યારે જાણું કે પિંગળ બનાવે તારે. પછી મેં પેલી વાત લખવી છોડી દઈ પિંગળ બનાવવા માંડ્યું, ને પ્રારંભમાં જ 'લલગૂ સમજી સગણ ને જગણે જાણ લગૂલ' એ કુંડળીયો કીધો તેથી તે ખુશ થયા ને બોલ્યા કે, હવે મારી ખાતરી થઈ. મતલબ કે બે લઘુ ને એક ગુરુ અક્ષર હોય તો તેને સગણ કહેવો એને સારૂ મેં લલગૂ એવી સંજ્ઞા આપી તેથી.

૨. ફેબરવારીમાં, હું ગોકળદાસ તેજપાળ વિદ્યાલયમાં રૂ. ૨૮) ને પગારે માસ્તર રહ્યો. એ વખતે મારી સાથે ત્રિભોવનદાસ દ્વારકાદાસ પણ એટલે જ પગારે રહ્યા હતા, પણ થોડા મહીના પછી તેઓએ રાજીનામું આપ્યું હતું. હું નિશાળને પાંચ વાગતે છોડ્યા પછી નિશાળમાં રહી, દરીયો, આકાશ, હોડી વગેરે જોવાતાં જાય તેવાં એકાંતમાં મારાં પિંગળપ્રવેશમાંની કવિતા બનાવતો.

૩. મારચમાં, ગુરૂ અને સ્ત્રીનો નિબંધ પુરો કર્યો અને પિંગળપ્રવેશ મારા બાપના હાથથી લખાવી શીલા છાપા પર છપાવી તા. ૬ ઠ્ઠી અપરેલે લોકમાં પ્રગટ કર્યો.

૪. એ પિંગળ પ્રવેશ વિષે પ્હેલવેલું તા.૧૨ મી અપરેલના 'સત્ય પ્રકાશ' માં ભાઈ મહીપતરામે આ લખ્યું હતું:—

'જે પિંગળ વિષે હમે આશા રાખતા હતા તે છપાઈ ચુકો છે. એની નકલ એના બનાવનાર કવિ નર્મદાશંકર લાલશંકરની કીરપાથી હમને પોંહોંચી છે. એ વાંચવાથી માલમ પડે છે કે એ ગ્રન્થ ઘણો જ ઉપયોગી ને પ્રૌઢ છે, અને એના કાબેલ બનાવનારને આપણા નામાંકિત કવિયોની પદવીમાં દાખલ કરે છે.

કવિતાના નિયમો વિષે ગુજરાતી ભાષામાં આજ સુધી એક્કો પુસ્તક નહિં હતું એ ખોડ ભાઈ નર્મદાશંકરે પુરી પાડી છે.★★★'

૧૯મી અપરેલનાં 'રાસ્તગોફતારમાં' છેલ્લી વારે છે કે:—'એવી ચોપડીની એક ખુટ હતી અને તે પુરી પાડવામાં આવીછ, એ ધણીએ જેમ કવિતાની રીતીઓ જણાવીચ તેમ કવિતા જોડી દેખાડીયુંછ તે પણ કંઈ હલકો કવિ નથી.'

સને ૧૮૫૭ના જુનના 'બુદ્ધિપ્રકાશ' માં કવિ દલપતરામે લખ્યું હતું કે:—'ગુજરાતી ભાષામાં કવિતાની રીત જાણવાનો ગ્રન્થ 'આજસુધી કોઈએ બનાવેલો ન્હોતો તે હાલ મુંબઈમાં ભાઈ નર્મદાશંકરે બનાવીને છપાવ્યો છે.'-

'એ પુસ્તક બનાવતાં તેને ઘણી મેહેનત પડી હશે અને એ વિષેનું પુસ્તક ગુજરાતી ભાષામાં પેહેલવેલું થયું છે.' ★ ★ ★

૫. એ મારૂં પિંગળ બ્હાર પડ્યું તેની આગમચ કવિ દલપતરામે ૧૮૫૫ના અકટોબરથી તે ૧૮૫૬ ના અકટોબર સુધીનાં 'બુદ્ધિપ્રકાશ' ના કેટલાક અંકોમાં પિંગળ સંબંધી લખ્યું હતું, પણ તેમાં ૧૬ માત્રાનાં વૃત્ત લગીનું હતું. અક્ષરવૃત્ત તો મુળમાં જ ન્હોતા ને દોહોરાની રીત પણ ન્હોતી આવી.

૬. પિંગળપ્રવેશ કહાડ્યા પછી મેં ચંદ્રાલોક નામનો અલંકારનો મૂળ ગ્રન્થ અને નૃસિંહચંપુ દેવશંકર શુકળ પાસે શિખવા માંડ્યાં તે ડિસેમ્બર આખર સુધીમાં પુરાં કર્યાં.

૭. મને ગોકળદાસ તેજપાળ વિદ્યાલયમાં રૂા. ૩૫નો પગાર થયો હતો, પણ એ ખાનગી ખાતા કરતાં સરકારી સ્કુલમાં રેહેવું વધારે માન ભરેલું અને તેમાં આગળ વધાય એવું છે, એમ સમજી મેં સને ૧૮૫૮ ની ૨૬ મી જાનેવારીએ એલફિન્સ્ટન ઈન્સ્ટીટયૂશનની સેંટ્રલ સ્કુલમાં આસિસટંટ માસ્તરની જગાને સારૂ મિ. સ્મિથને અરજી કરી.

૮. તા.૩ જી ફેબરવારીએ મને જવાબ આવ્યો. તા. ૭ મી ફેબરવારીએ મેં ગોકળદાલ તેજપાળ વિદ્યાલય છોડી અને તા. ૮ મીથી હું રૂ. ૪૦)ને પગારે સેંટ્રલ સ્કુલમાં આસિસ્ટંટ માસ્તર થયો.

૯. જાનેવારીથી મેં અલંકારપ્રવેશ લખવા માંડ્યો અને પ્રતાપરુદ્ર નામના ગ્રંથમાંથી રસપ્રકરણ મેં એક ફરસરામ નામના દક્ષણી પાસે શિખવા માંડ્યું.

---

★ ક્રમમને ખોબે - સં.

૧૦. પછી સને ૧૮૫૫ના સપટેમ્બરથી તે સને ૧૮૫૮ના માર્ચ સુધી જે મેં પરચુરણ કવિતા કરી હતી તેના બે અંકો છપાવ્યા. નર્મકવિતા અંક ૧ લો તા. ૧૮મી અપરેલ ૧૮૫૮ ને અને નર્મકવિતા અંક ૨ જો તા. ૧૪મી મેએ પ્રગટ કર્યા. તેમ ૨૫મી અપ્રેલે અલંકાર[1] પ્રવેશ ને જુન[2] કે જુલાઈમાં રસપ્રવેશ કહાડ્યા.

૧૧. સને ૧૮૫૮ માં હું બુદ્ધિવર્ધક સભાનો સેક્રેટરી અને બુદ્ધિવર્ધકગ્રંથનો અધિપતિ હતો—બુદ્ધિવર્ધકગ્રંથમાં હમે એવી જાહેરખબર આપી હતી કે જેઓ વિષય લખીને મોકલશે તેઓને પૃષ્ઠે પા (૦।) રૂપિયો મળશે—એ ઉપરથી બુદ્ધિવર્ધક ગ્રંથના અમદાવાદ ખાતેના આડતિયાએ તા. ૧૫મી મે અને ૧૦મી જુલાઇએ નીચે પ્રમાણે લખી મોકલ્યું હતું—'જેમ સ્ત્રીબોધ ચોપાનિયામાં કવિ દલપતરામ ગરબીઓ બનાવીને મોકલે છે ને દર ચરણે રૂ. ૦-૪-૦ તેમને તે સભાની તરફથી આપે છે તેમ તમારી જો તમારાં ચોપાનિયાંમાં એવી ગરબીઓ વગેરે દાખલ કરવાની મરજી હોય તો કવિ દલપતરામને હું કહું માટે તે વિશે તમારો જવાબ લખવો, ભુલવું નહીં.' 'તમારા બુદ્ધિવર્ધક ચોપાનિયાંને સારૂં કોઈએક આદમી ઘણી સારી ગુજરાતી ભાષામાં કવિતા બનાવીને મોકલે તો દોહોરા એક જેટલાં ગરબીનાં ચરણો આસરે થાય છે અને તેની કિંમત સ્ત્રીબોધ ચોપાનિયાંવાળા દરએક ચરણના ચાર આના મુજબ આપે છે,માટે તે રીતે તમારી સભા આપશે તો હું મોકલાવીશ ને જો કદાપી તે કવિતા તમને પસંદ પડે નહીં ને પાછી મોકલો તો તેનું તમારે કાંઈ લેવું દેવું નહીં ને ગુજરાતના કવિ જે વલ્લભભટ તથા પ્રેમાનંદ તથા સામળના જેવી અથવા તેથી પણ સરસ અને સુધરેલી મંડળીને કામ લાગે એવી હોય તો તમારે રાખવી, નહીં તો રાખવી નહીં, માટે આ પત્રનો જવાબ તમારી સભાનો અભિપ્રાય લઈને જલદીથી લખશો તો ઘણી મ્હેરબાની.' એના જવાબમાં મેં ૨૦ મી જુલાઇએ લખ્યું કે 'જુવાન પુરૂષોને ઉત્તેજન મળે એ મતલબથી અધિપતિઓએ પોતાના તરફથી જાહેર ખબર છપાવી છે. સ્ત્રીબોધના ભાવ પરમાણે આપવાની તેઓની ખુશી નથી. કવિતાનાં ૧૦૦ ચરણનું મૂલ પા રૂપીયો પણ ન થાય ને એક ચરણનું મૂલ એવું હોય કે આપનાર હોય તો ૨૫) રૂપીયા પણ આપે. હાલ સ્ત્રીબોધમાં ગરબી આવે છે તેવી ગરબી છાપવાને અધિપતિયોની મરજી નથી, તોપણ જેમ સાદી ભાષાનાં પૃષ્ઠ ૧ નો રૂ. ૦। તેમ કવિતાનાં પૃષ્ઠનો પણ પા રૂપીયો આપશે ને કવિ દલપતરામ સરખા પરોપકારથી પ્રસંગે કવિતા લખી મોકલશે તો તે અધિપતિયો બલકે સભા મોટાં માન ને ઉપકાર સાથે સ્વીકારશે.' પછી તા. ૨૮ મી જુલાઈના કાગળમાં લલ્લુભાઈએ લખ્યું કે 'બોત્તેર ચરણનો ગરબો કવિ દલપતરામે તમારી સભાને સારૂ ચોપાનિયામાં છાપવા સારૂ મોકલ્યો છે તે તમારી સભાને તથા અધિપતિઓને પસંદ પડે તો છાપવો ને તેની કિંમત વિશે તેઉ કાંઈ મુલ કરતા નથી. જો ખુસીમાં આવે તો છાપવો, નહિ તો તેની કિંમત નહીં મોકલો તો ફીકર નહીં—તમારી સભાને પસંદ પડે તો છાપવો, નહિતો પાછો હમને બીડવો, ને ચરણને વાસ્તે તમે જવાબ લખ્યો તે મેં મને એ પ્રમાણે લખાવનારને જુવાપ વંચાવ્યો છે.' એ ભણેલી પુત્રીના હર્ષ વિષેનો ગરબો એ જ વરસના બુદ્ધિવર્ધક ગ્રંથમાં છપાયો છે તેનાં પાંચ પાનાંનો રૂ. ૧। દલપતરામને આપ્યો છે ને તે તેઓએ લીધો છે.

૧૨. મારૂં મન કવિતા તરફ લાગેલું તેથી મને સ્કુલમાં છોકરાઓ સાથે માથું ફોડવું દુરસ્ત ન લાગ્યું. 'સાડા દસથી તે પાંચ લગી કાહુ કાહુ થાય.' એ કવિત જે રસપ્રવેશમાં છે તે મેં મારા સ્નેહી સ્કુલના આસિસ્ટંટ માસ્તરોને દેખાડ્યું. તેઓએ કહ્યું કે વાત તો ખરી જ છે. નિશાળનાં કામમાં દીલ ન લાગ્યાથી મેં મારા બાપને પુછ્યા વનાં જ નવેમ્બરની ૨૩ મીએ સ્કૂલની નોકરી છોડી દીધી.

૧૩. મિ. સ્મિથે મને સરટીફીકેટ આપ્યું તે આ હતું:—

Elphinstone Instin. Cenrtal School.
Bombay Novr. 23rd 1858

I have much pleasure in testifying to the satisfactory manner in which Narmadda (shanker) Lalshunker discharged his duties as assistant master in the Central School.

---

૧. અલંકારપ્રવેશ પિંગળપ્રવેશની પઠે શીલા છાપ પર છપાવવાનો મારો વિચાર હતો ને ડા. ભાઉ રસાલંકારની ખુબી સમજનાર ને મારા મિત્ર તેથી તેને કેહેવા ગયો કે, એ પુસ્તક હું તમને અર્પણ કરવાનો છઉં.—અર્પણ કરી નાણું કહડાવવાનો મારો વિચાર જ નહીં. તેઓએ મને ટાઇપમાં છપાવવાનું અને બીલ પોતે ચુકવવાનું કહ્યું. મેં ટાઇપમાં છપાવ્યો ને ડાકતરે બીલ પગાર કરતાં ઘણીવાર લગાડી માટે મેં મારી ગાંઠથી બીલ ચુકાવ્યું. મારો વિચાર કે ભાઉને કેહેવું જ નહીં, પણ મારા બાપનો આગ્રહ એવો કે , તેણે કહ્યુંછ તારે શા માટે ઉઘરાણી ન કરવી—મારા મનમાં હું એટલો ચિહડાઉંછ કે જેને આપવુંછ તે તરત આપેછ ને શા માટે તેને ઘેર રોજ મારે ધક્કા ખાવા ને પરાધીન થઇ બેસી રેહેવું ને વખત ખોવો? તો પણ હું બાપની આજ્ઞા ન તોડવા સારૂ જતો—ભાઉ મળે નહીં ને મળે તો વાયદો કરે, ઘણે મહિને ભાઉએ રૂ. ૧૨૫) આપ્યા-(બીલ કરતાં) પચ્ચીસેક વધારે આપ્યા હતા એમ મને સાંભરે છે.

૨. ૨૩મી જુલાઈયે મેં રસપ્રવેશના કાપીરાઈટની અરજી કીધી હતી તે ઉપરથી અટકળે.

His knowledge of Gujarati rendered his services particularly valuable and it is with regret that I part with him - of late he had underaken the instruction of the Candidate Class in that Branch and displayed great zeal and abillity.

(signed) W'm, HENRY SMITH
Head master.
E. I. Central School.

૧૪. મેં ઘેર આવી કલમના સામું જોઈ આંખમાં તેને ઝળઝળીયાં સાથે અરજ કરી કે 'હવે હું તારે ખોળે છઉં.' કોઈપણ રીતની પેદાશની ગોઠવણ ન કરેલી તેથી મારા બાપ મનમાં તો બહુ દાઝ્યા પણ પછી મને એટલું કહ્યું કે 'ભાઈ, ઉતાવળ કરવાની શી જરૂર હતી ?' મેં વિચાર કીધો કે કવિતા તરફ મારૂં મન છે—નીતિ ભક્તિ તરફ મારૂં મન છે ને બીજા કોઈ ઉદ્યોગથી મારૂં મન માનતું નથી, માટે હરદાસનું કામ કરૂં કે જેથી પેટને પણ મળે ને મારો લખવા ભણવાનો ઉદ્યોગ કાયમ રહે—ગુજરાતીમાં કથા કરનાર કોઈ હરદાસ છે નહીં ને મારી વાણી સારી છે. માટે સંસ્કૃત અભ્યાસ વધારી ગુજરાતીમાં આખ્યાનો બનાવી એ ઉદ્યોગે રહું. એમ નક્કી કર્યા પછી મેં બે ત્રણ હિંદુ શેઠિયાઓ પાસે દ્રવ્યની મદદ માંગી કે નિરાંતે થોડોક સંસ્કૃત અભ્યાસ કરી હરિકથાનું કામ ચલાવું. તેમાં એક જણે રૂા. ૨૫૦) ને બીજાએ રૂા. ૫૦) એટલા આપ્યા ને એક જણે ન આપતાં ઉલટી મારી મજાક કરી. જોઈએ તેટલી રકમ ન મળવાથી હું ઘણો જ નારાજ થયો તો પણ મેં ધાર્યો ઉદ્યોગ પાર પાડવાનું નક્કી રાખ્યું.

૧૫. એ અરસામાં એક મિત્રની ભલામણ ઉપરથી મેં લઘુહિતોપદેશનું કવિતામાં ભાષાંતર કરીને છાપવા આપ્યું; એ મારી ગેરહાજરીમાં (હું પુને હતો) બ્હાર પડ્યું.

૧૬. હું ડીસેમ્બરની શરૂઆતમાં પુને ગયો. ત્યાંહાં મેં નીલકંઠશાસ્ત્રી પાસે લઘુકૌમુદી અને વિષ્ણુશાસ્ત્રી પાસે વિક્રમોર્વશીય નાટક શિખવા માંડ્યું. લઘુકૌમુદીની બીજી વૃત્તિ અને નાટક પુરાં કીધાં. બાળશાસ્ત્રીદેવ જે વ્યાકરણમાં ને કાવ્યશાસ્ત્રમાં નિપુણ છે અને પોતાને ઘેર પંદરેક વિદ્યાર્થીઓને ભણાવે છે તેની પાસે હું કાવ્યચંપુ નાટકમાંના પ્રસ્તાવિક શ્લોકો (સાહિત્ય) લખી લેતો ને કાવ્યશાસ્ત્રના રંગો જોતો. કવિતા[3] તે શું ? ઉત્તમ કવિતા તે શું ? અલંકાર ને રસમાં અંતર શું ? આદિ લઈ પ્રશ્નો હું તેને કરતો તેના ઉત્તરમાં તે ગ્રંથોનાં પ્રમાણ સાથે મારી પતીજ કરતા. એની પાસે મેં મારાં પિંગળ, અલંકાર ને રસ શુદ્ધ કરાવ્યાં; તેમ વૃત્તરત્નાકર ઉપર એક જૈને મોટી ટીકા કરી છે તે ગ્રન્થ[4] હું તેની પાસે શીખ્યો. એમાં આર્યા ગીતિના પ્રસ્તારાદિક[5] વિષય સવિસ્તર છે તે પણ મેં જોઈ લીધો. રાતે હું લિંગપુરાણ ને અધ્યાત્મરામાયણ વાંચતો. એ સઘળું રાત દાહાડો મળીને મેં ચાર મહિનામાં જાણ્યું ( મેં પ્રથમ સંસ્કૃત અભ્યાસ કરેલો તેથી સ્હેલું પડ્યું). એટલા કામમાં વળી વિષયી ગુરૂ ને ગુરુની સત્તા[6] એ બે નિબંધો પણ લખી મુંબઈ બિડાવ્યા હતા.

૧૭. હું મારા કાકાસસરાનાં ઘરમાં રહેતો ત્હાં મને ઠીક ન્હોતું પડતું ને તેઓ મને જુદો રહેલો જોવાને ઇચ્છતા નહીં. તેથી મેં મુંબઈ જઈ બીજી કોઈ ગોઠવણથી પાછું પુને આવવું ધાર્યું.—હું સને ૧૮૫૯ ના માર્ચની ૨૦મીએ મુંબઈ ગયો.

૧૮. સ્વતંત્ર રહી વિદ્યાભ્યાસમાં જન્મારો કહાડવો એતો નક્કી છે, પણ ઉદરનિર્વાહને સારૂ એક ઠેકાણેથી મળ્યાં કેમ કરે એનો વિચાર કર્યાં કરતો—હરદાસનું કામ કરવાને શક્તિમાન થાઉં તાંહાં લગી મારો નિર્વાહ થયાં કરે એવી તજવીજ કરી હતી પણ તેમાં હું ફાવ્યો ન્હોતો. ફક્ત ૩૦૦) મળ્યા હતા, ને જ્યારથી સ્કુલની નોકરી મુકી ત્યારથી મેં નિશ્ચય કીધો હતો કે હવે બાપને ભારે પડવું જ નહીં – તે પડાય તેમ હતું પણ નહીં. પુનેથી મુંબઈ આવ્યા પછી મેં એક નવા સ્વામીનારાયણ – ચુડારાનપોરના હરિશંકર વિષે

---

૩. મારી ખાતરી ન્હોતી કે હું જે જોડુંછ તે ખરી કવિતા છે પણ બાળશાસ્ત્રીના સહવાસથી મારી ખાતરી થઈ કે હું ખરી કવિતા કરૂંછ.

૪. એ ગ્રન્થ જેનો લેખ પશ્ચિમ માતૃકાનો ઘણો જુનો છે તે મેં ભાઉ દાજીની ઇચ્છા ઉપરથી તેમને આપ્યો છે.

૫. મેં ૧૮૫૯ માં એક વખત જાણ્યામાં મંગળદાસ નથુભાઈને ઘેર કવિ દલપતરામને પુછ્યું હતું કે, તમને આર્યા ગીતિનાં પ્રસ્તારાદિક આવડે છે? તારે તેઓએ ના કહી હતી.

૬. મને મથુરાદાસ લવજીએ એ નિબંધો છપાવવાની ઇચ્છા દેખાડીને રૂા. ૭૫) આપવાનું કહ્યું હતું તે ઉપરથી મેં એ નિબંધો શીલા છાપથી છપાવવા ધાર્યા હતા. એટલામાં ભગવાનદાસ પરશોતમદાસને ત્હાં છોકરીઓનું એક્સીબીશન હતું, તે દાહાડે ગાડીમાં (હમે સાથે ત્હાં ગયા હતા.) ડા. ભાઉએ એકેક નિબંધની હજાર નકલ ટાઈપમાં છપાવવાનું અને બીલ પોતે ચુકવવાનું કહ્યું. મેં કંઈ તેને તેવું કરવાનું કહ્યું નોતું પણ પોતાને ટૈપ વધારે ગમે અને ચોપડીઓનો ફેલાવો વધારે થાય માટે તેઓએ તેમ કહ્યું હતું. મેં તેમ કીધું ને બીલ આવ્યું. પણ પછી એ બેમાંથી કોઈએ કંઈ મને આપ્યું નહીં. વાંચનાર, એ વેળા ગરીબ ગ્રંથકારને કેટલી ગભરામણ થાય—મને એવા પ્રસંગ બહુ આવ્યાછ. મેં કરજ કાહાડી બીલ ચુકવ્યું ને ચોપડીઓ મંદિર આગળ લુટાવી દીધી—એટલી એટલી ચોપડી હું ભાડાંની નાનકડી ઓરડીમાં રાખું કહાં ? મારા બાપ મને મથુરાદાસને ને ભાઉને સતાવવાનું કેહતા ને મેં થોડા દાહાડા તેમ કીધું પણ પછી મેં તેઓને કેહવું મુકી દીધું—છએક મહીને ભાટિઆઓમાંથી રૂપીઆ સો (એ રકમ બીલની રકમથી ઘણીજ થોડી હતી) આવ્યા જે મેં તંગી અને બાપની જીદ એ બે કારણથી કબુલ રાખ્યા.

સાંભળ્યું. એ પ્રથમ રાવસાહેબ ભોગીલાલના હાથ તળે સરકારી ગુજરાતી નિશાળમાં એક મદદનીસ મ્હેતાજી હતો તે ઉપરથી મેં ધાર્યું કે એ જુવાન છે ને હું પણ જુવાન છઉં–હમારે બંનેને બનશે–ને મારી મદદથી એવું કામ થશે કે વગર સુધરેલા ને સુધરેલા બંને હરિશંકરથી સંતોખાશે–ને મારો નિર્વાહ થયાં કરશે ને વળી મારો કવિતાનો, ધર્મ સંબંધી ભાષણો કરવાનો અને સંસ્કૃત શિખવાનો ઉદ્યોગ જારી રહેશે–એમ સમજી મેં તેને મળવાનું ઠેરવ્યું. કોઇયે મને ભમાવ્યો કે ચુડારાનપોર ભાવનગર થકી ૨૦ ગાઉ છે એટલે મને જોવાની બીજી હોંસ થઈ. દેશી રાજ કેવાં હશે ને ભાવનગર શ્હેર શું મુંબઈથી વધારે શોભાયમાન હશે?

૧૯. પછી હું સુરત આવ્યો–ને અહીંથી એક મારા જુવાન સગાને લઈને ભગવાડાંડીને રસ્તે ઘોઘે ગયો–પ્રથમ રાંદેરથી કુંદિઆણે ગયો—ત્હાં પેલા સગાના હાથની કાચી પાકી ખીચડી ખાધેલી તે અને દુરના પાદરપરના કુવાપર બપોરી વેળાનાં સૃષ્ટિસૌંદર્યથી મને જે આનંદ થયલો તે અને ત્હાંથી ન્હાઇને નીગળતે શરીરે રસ્તામાં દોડતાં દોડતાં આવતાં જે કાંટો વાગેલો તે હજી મને સાંભરેછ! પછી ભગવે ગયો–ત્યાંથી રાતે ૧૦ વાગતે મ્હસ કાદવ ખુંદીને બોટમાં બેસવા ગયા તો એટલો કાદવ હતો કે બોટપર ચ્હડાય નહીં ને હમે ડાંડીની પાસે રેતીપર આખી રાત ટાહાડ ખાતા પડી રહ્યા. બપોર સુધી કાંઠાનાં મેદાનને જોયાં કીધાં ને પછી બોટ હંકારી–બીજે દાહાડે સ્હવારમાં ઘોઘે પોહોંચ્યા–ત્યાં હાટકેશ્વરની ધરમશાળામાં એક નાગરની બાઇયે પુછ્યું કે, કંઈ સરકારી[૭] કામપર આવ્યાછ? મેં કહ્યું ના–એ વખત તેણે જે મ્હોડું મરડ્યુંછ તે મને હજી સાંભરેછ ને હસવું આવેછ. પછી તાબડતોબ ગાડી કરીને હમે ભાવનગર જઈ હમારી ન્યાતના પ્રાણનારાયણ જે ત્હાંની અંગ્રેજી સ્કુલના માસ્તર તેને ત્યાં મુકામ કર્યો. અહીં ખબર કહાડતાં જણાયું કે હરિશંકરનું જોર છેક નરમ પડી ગયુંછ ને તે કેદમાં છે અને ચુડારાનપોર ૫૦-૫૫ ગાઉ દુર છે. સહુએ સલાહ આપી કે તડકામાં કહાં જશો.–ને હું પણ મારા બાપને જણાવ્યા વના આવ્યો હતો તે મારી ફીકર કરે માટે મેં ચુડારાનપોર જવું બંધ રાખ્યું. ચાર દાહાડા ભાવનગરમાં રહ્યો. અહીં મને ઘણા જણ મળવા આવ્યા તેમાં કેટલાક (મારી ન્યાતના પણ) કારભારીઓના સામાવાળા હતા–તેઓએ કેટલીક વાત કહી તે મેં સાંભળી-પછી મેં ગામમાં ફરવા માંડ્યું–હું ભાવનગર જોઈને ધરાયો–કંઈજ નહીં. મુંબઈની આગળ ગામડું, જોકે એક મોટાં દેશી રાજની રાજધાની છે! ત્હાંના રાજાના કારભારી જે હમારી ન્યાતના થાય તેણે મને જમવાનું નીતરૂં દીધું. હું ઘણો ગભરાયો–મને મન મળ્યા વિના કોઈને ત્હાં જમવા જવું ગમતું નથી–હું ન્યાતમાં પણ નથી જતો તેનું કારણ કે ત્હાંહાં હોહો બહુ થાય છે ને નકામો વખત બહુ જાય છે–જમવાની મઝા તો થોડા સ્નેહીઓમાં નિશા સાથે નાના પ્રકારના પંડિતાઇવાળા તડાકા ચાલતા હોય ત્યારે. હું બહુ દલગીર થયો કે મોટાને ના કહ્યાથી તેને માઠું લાગશે માટે મેં ઘણી ઘણી જુક્તી કીધી, પણ આખરે પ્રાણનારાયણની સલાહથી મારે ત્હાં જમવા જવું પડ્યું. જમવા ગયાની અગાઉ હું ગગાભાઈને મળ્યો હતો. હું ધારતો તેટલી ઉલટથી તેઓએ મારો સ્વીકાર કર્યો ન્હોતો, પણ પોતે મોટે દરજ્જે હોય ને હું ઉતરતે દરજ્જે હોઉં એ પ્રમાણે–પણ મને તેઓ વિચિક્ષણ ને પુખ્ત જણાયા હતા ખરા. પછી તેઓના દીકરા વજલભાઈ મને પોતાના ઓરડામાં લઈ ગયા–અહીં એ તરૂણે મારો આદરસત્કાર મનમાનતી રીતે કર્યો–ચ્હા પાઈ, પાનસોપારી આપ્યાં. એઓને સંસારી વાતનો સુધારો બહુ ગમે છે. પોતે છોકરીઓની નિશાળનું કામ ધમધોક્કારે ચાલે તેને માટે જે જે મેહેનત કરેલી તે તેઓ પોતે મને જોસ્સાથી કહેતા હતા. એ તરૂણ વિષે મને લાગ્યું કે તે ખુલ્લા દિલના, દોસ્તીના ને આબરૂના ભુખ્યા અને સુધારાનાં કામમાં ઉલટ લેનાર છે. જમ્યા બાદ તેઓએ મને પાછો તેડ્યો–ત્હાં ગગાભાઈ મારી સાથે પોતે જે ભાવનગરમાં ડક્કો બંધાવેલો, રસ્તો સુધારેલો, તે વિષે બોલ્યા–એમ જણાવવાને કે હમે રાજસુધરાવટ કરિયેછ. પછી સંસ્કૃત અભ્યાસ ઉપર વાત નિકળી–મેં કહ્યું કે ભાવનગરમાં શાસ્ત્રીઓ રાખી સંસ્કૃત ગ્રંથોનાં ભાષાંતર કરી છપાવવાં જોઇએ, પણ એ વિષે તેઓએ ઉડાવ્યા જેવું કીધું. પછી તેઓએ મને મનોહરસ્વામીનાં પુસ્તકો બતાવ્યાં ને ઇચ્છા દેખાડી કે આ પદસંગ્રહ[૮] લો ને છપાવજો, ખરચ હું આપીશ. પછી વજલભાઈ ને છગનલાલ મને સાંજે ગાડીમાં બેસાડી ડક્કા તરફ લઈ ગયા ને પછી તેઓએ મને એક હોરાની વાડી દેખાડી. ત્હાં હમે સહુ બેઠા, પાનસોપારી ખાધાં ને કોઈ શિવરામે ગાયું–વજલભાઈ સાદા લાગ્યા પણ છગનલાલ જેવા રૂપાળા, તેવાં કપડાં, ખાનપાન ને સુગંધીના શોખી લાગ્યા. એઓનો કવિતા ગાયન ઉપર થોડોક શોખ દેખાયો. તેમ એ યુક્તિથી ખટપટ કરનાર ને જરા મ્હોના મીઠા પણ લાગ્યા. એઓ પોતાની બનાવેલી

૭. આ દાખલાથી જણાશે કે જિલ્લાના લોકમાં સરકારી કામદારનું કેટલું માન છે તે. વેપારીની, પંડિતની આબરૂ થોડી પણ એક હલકા કારકુનની ઘણી!

૮. એ પદો બાળબોધ લીપીમાં પદચ્છેદ પાડ્યા વનાનાં ગુજરાતી ને હિંદુસ્તાની ભેળાં હતાં તેને મેં મારા કારકુન પાસે છાપવા જેવાં જુદાં પડાવીને છપાવ્યાં. મેં લખ્યું કે રૂા. ૩૦૦ (આસરે–મને હાલ બરોબર સાંભરતું નથી) છપાવવાના થયાછ તે હુંડી મોકલજો કે છાપનારને આપું ને થોડી કિંમતે વેચી તેનો નફો મારી મેહેનતમાં હઉં ને જવાબ તાકીદથી લખજો કે તે પ્રમાણે ટાઈટલપેજ લખાય. સાથે છપાયલાં શીટો પણ મોકલ્યાં હતાં. કાગળના ઉત્તરમાં આવ્યું કે ચોપડીમાં અશુદ્ધ બહુ રહી ગયુંછ–મેં લખ્યું કે પ્હેલી આવૃત્તિમાં એમ જ હોય–બીજીમાં શુદ્ધ થશે. તેઓના લખ્યાપરથી મેં ક્યાસ કર્યો કે તેઓ નારાજ થયા છે ને એમ સમજી છાપનારને મેં રૂા. ૩૦૦) મારી પાસથી આપી ચોપડીની બે રૂપીયા કિંમત રાખી ટાઇટલ પેજ પર લખ્યું કે મેં છપાવી પ્રગટ કરી છે. એવામાં રૂા. ૩૦૦) આવ્યા તે મારી તો ખુશી નહીં પણ મારા બાપના આગ્રહ ઉપરથી તે મારે લેવા પડ્યા પણ પછી મેં રીસમાં સઘળી જ ચોપડીઓ ભાવનગર મોકલી દેવાને મેરવાનજી ભાવનગરીને ત્હાં મોકલી દીધી હતી.

કેટલીક ચીજો શિવરામ પાસે ગવાડીને મનમાં મલકાતા માલમ પડ્યા. પછી દીવા થયા પછી તરત હમે મેહેલમાં ગયા. અગાસીમાં સહુ બેઠા હતા. મેં અગાસીના ધોરાની પાળ ઉપર એક કૃષ્ણવર્ણ પુરૂષને દીઠો, જેને ખવાસ સમજી હું તેની પાસે બેસવા જતો હતો, એટલામાં સામળદાસે પેલા–રાજાને કહ્યું કે મહારાજ, નર્મદાશંકર કવિ તે આ. પછી મેં ગભરાટમાં જેવા તેવા જુહાર કીધા ને પછી હું બોલ્યો કે, આપ એક વખત મુંબઈ આવી જાઓ–ત્યારે મહારાજ હસીને બોલ્યા કે, હા, વિચાર તો છે. પછી હું સહુસાથે અગાસીમાં થોડીવાર બેઠો ને પછી જુહાર કરી ઘેર આવ્યો.[૯] બીજે દહાડે હું સુરત આવવા નિકળ્યો તે પ્રસંગે મને ગગાભાઈએ પોતાને ઘેર તેડી એક હલવાન ને એક પાઘડી (આસરે રૂા. ૩૦ સેકનો માલ) વિદાયગીરીમાં આપ્યો, જે ઘણી ના કહી તો પણ મારે લેવો પડ્યો[૧૦]–પછી હું ઘોઘે આવ્યો ત્હાં જયંતીલાલ, નરભેશંકર વકીલ, જમીએતરામ મુનસફ વગેરેને મળી બોટમાં બેસી સુરત આવ્યો.

૨૦. હું મુંબઈમાં હતો ત્યારે દેશી રાજ જોવાની મને ઘણી ઉત્કંઠા હતી, તે આ પ્રસંગે જોકે ભાવનગર જોઈને, સમી હતી. તોપણ વડોદરૂં પાસે છે ને વળી ગાયકવાડની રાજધાની છે એટલે કંઈ જોવાલાયક હશે જ એમ જાણી મને એવી ઇચ્છા થઈ કે એકવાર તે જોઈ આવું–જોઈયે કેવું છે ! જો સારૂં ન લાગે તો ફરી તેણી તરફ જવાનો કદિ ખ્યાલ જ કરવો નહીં. વળી બને તો ડભોઈ જઈ ત્યાંથી દયારામનાં પદો પણ લેતો આવું. એ મુસાફરીની યાદદાસ 'વડનું ઝાડ' એ કવિતામાંની છેલ્લી ૧૦ લીટીમાં રહી છે, વડોદરૂં જોયું ને ધરાયો. દયારામનો સાગ્રીદ જેની પાસે મારે જવું હતું તે જ પોતે ચૈતર મહીનાને લીધે ઓખાહરણ વાંચવાને વડોદરે આવ્યો હતો એટલે ડભોઈ જવું બંધ રહ્યું. એને ને મારે જે વાતચીત થઈ તે નર્મગદ્યમાં દયારામના ચરિત્રની શરૂઆતમાં આપેલી નોટમાં છે. જ્યારે હું વડોદરે હતો ત્યારે મને લાગણી થઈ હતી કે, આહા, હું કીયા હેતુથી કહાં જવાને બદલે કહાં ભાવનગર રખડી આવી અહીં રખડું છું–વખત જાયછ ને કામ થતું નથી–પછી મેં 'દુઃખહર્તા સુખકર્તા'ની ગીતીઓ જોડી. વડોદરામાં હું દરબારમાં ગયો જ ન્હોતો. એ વખતમાં મને ઠાઠમાઠ જોવા ઉપર શોખ જ ન્હોતો. મારૂં મન મારા ઉદ્યોગ પર જ હતું. મેં રાજાને એક વખત મલો કુસ્તી રમતા હતા ત્યાં દૂરથી જોયા હતા.

૨૧. એ પ્રમાણે ૨૦ દાહાડા મુસાફરી કીધી. એપ્રીલની ૧૯મીએ મેં બે અંગ્રેજી કાગળના જવાબ સુરતથી લખી મોકલ્યા. એક બાવીસમી માર્ચનો ડાઈરેક્ટર આવ પબલિક ઈનસ્ટ્રક્શનની તરફથી તેના આસિસ્ટંટ ડબલ્યુ.એચ. ન્યૂનહામનો લખેલો હતો–એવી મતલબનો કે ''આર્નલડના હિતોપદેશની પછવાડે 'ગ્લાસરી' છે તેનો તરજુમો બને તો કરવો.'' જવાબમાં મેં લખ્યું હતું કે હું તે કરીને થોડા દાહાડામાં મોકલીશ. મને ફુરસદ ન હોવાથી મેં તે કામ મારા બાપ પાસે કરાવ્યું હતું, પણ પછી સરકાર તરફથી માંગવામાં ન આવ્યું એટલે મેં તે મોકલ્યું નહીં. પછવાડેથી મને જણાયું કે તે રણછોડભાઈ ઉદેરામનું કરેલું છપાયુંછે. કાંતો મેં સરકારના ફરીથી માગ્યાવના ન મોકલાવ્યું તેથી કે કાંતો મી.હોપની ભલામણ ઉપરથી રણછોડભાઈ પાસે કરાવેલું હોય. એકત્રીસમી મારચનો ઈ. આઈ હાવર્ડનો હતો તે આઃ–

'I request that you will do me the favor of becoming a member of the vernacular Class book Committee for the purpose of settling once for all the standard of Gujerati orthography'.

મારા જવાબની મતલબ આ હતી કે 'હું તમારો ઘણો ઉપકાર માનુંછ; ઘણા દાહાડા થયા એ વિષયપર મારા શા વિચારો છે તે જણાવવાને હું અધીરો હતો અને તમારા મુરબ્બીપણાં નીચે તમે જે મંડળી ઉભી કરી છે તેવી મંડળીની જરૂરીયાત મને લાગી હતી; આશા રાખુંછ કે મંડળી એ બાબતસર મારી સાથે વેહેવાર રાખશે.'

---

૯. પાંચ મીનીટના મેળાપમાં અને તેમાં મીનીટેક રાજાના મ્હોંસામું જોયું હશે (કેમકે મારા મનમાં તેના સામું વધારે વાર જોઈ રહીશ તો તેને કંઈ વ્હેમ આવશે એવી કલ્પિત શરમ લાગેલી તેથી) એટલા ઉપરથી મારૂં અનુમાન એવું કે રાજા સાદા, સાધારણ સમજના અને ધીમી તબિયતના ઠાવકા છે, પણ કંઈક ભુંડાઈ હશે ખરી.

રાતે હું મારા એક નાતીલા સ્નેહી સાથે શહેર બહાર એક મુસલમાન વેશ્યાનું ગાણું સાંભળવા ગયો હતો. એ વેશ્યાને અને રાજકચેરીને કંઈ વાંધો પડ્યો હતો–એવું હતું કે રાજકચેરી કહે કે તારી મેળે અહીં આવ ને તે કહે કે મને બોલાવે તો હું આવું. ગામના કેટલાએક ગરીબ શોખીલાઓએ તેને મુકામે જઈ સાંભળવાનો ઠરાવ કરેલો. મીજલસમાં ચાર પાંચ જણ જ સમજનારા હતા. બાકી બીજા તો વહીતરું કરી જાણનાર વાણીયાઓ હતા. એ વાણીયાઓ તો રૂપિયો બે રૂપિયા આપી આપીને ઘેર જતા રહ્યા; પણ પછી હમે દસેક જણ રહ્યા. એક મુસલ્લો તરેહ તરેહવાર રાગની ફરમાસો કરતો - પેલી ચ્હીડાતી પણ ગાતી. એક વખત એ મુસલ્લો બોલ્યો કે કેરબો કર–પેલી બોલી કે ઘણાં વરસ થયાં મેં કેરબો કીધો નથી, માટે મારા પગ બરાબર નહીં ચાલે; તોપણ પેલાએ હઠ કરી ને પછી પેલીએ બાલ છુટા મૂકી કીધો.—ઠીક કીધો. પછી પેલો કદરદાન બોલ્યો કે હવે સિતાર બજાવો. એ વેશ્યાને સતાર, નરઘાં, સારંગી વગાડતાં આવડતાં. પાછલી રાતના ચારેકનો સમય ને પેલીને પણ જોસ્સો થઈ આવેલો તેથી તે સતાર વગાડવા બેઠી. એ વેળા તે બાઈની સુરતની કુદરત ઉપર હું મોહિત થયો હતો. પાસે મુકેલા બે દીવાની ઝાંખી જોત, પેલીનો ગોરો ચ્હેરો, છુટા બાલ, સતાર ઉપર રમી રહેલી આંગળી, ડાબા પગનો તાલનો ઠેકો, મસ્તીથી કમર ઉપરનાં આખા શરીરના ભાગનું ઝોકવું ને પાછું ટટ્ટાર થવું, ગોરાં કપાળ ઉપર પરસેવાના ઝીણાં બુંદો અને આંખ ઉપર મસ્તીથી થતી લ્હેજતનો ભાર, એ સઘળાનું ચિત્ર હજી મારી આંખ આગળ રમી રહ્યુંછ–એ પ્રસંગનું સ્મરણ રાખવાને મેં મારાં ઋતુવર્ણનમાં બે લીટી લખી છે–'છૂટે નિમાળે પગતાલ મારી, હાથે વગાડી ન સિતાર સારી–૧'

૧૦. મુંબઈ ગયા પછી મેં રૂા. ૨૫ સેકની ચોપડીયો વજલભાઈ, છગનલાલ વગેરેને બક્ષીસ મોકલાવી દીધી હતી.

૨૨. એપ્રીલની આખરે મુંબઈ ગયા પછી હું પાછું મારૂં ઘરદાસનું કામ શિખવાને પુને જવું ધારતો હતો એટલામાં દલપતરામ કવિ મુંબઈ આવવાના છે એવું મેં સાંભળ્યું. મારા મિત્રોએ મને ચ્હીડવવા માંડ્યો કે તે આવેછ માટે તું ન્હાસી જાયછ? એ કારણથી મેં પુને જવું મોકુફ રાખ્યું. સને ૧૮૫૯ના મેની ૨૭ મીએ કવિ દલપતરામ ડિપુટી ઈન્સ્પેકટર ભાઈ મોહનલાલ સાથે આંખનું ઓસડ કરાવવાને મુંબઈ આવ્યા.[૧૧]

૨૩. એ આવ્યા તે દાહાડે કે તેને બિજે દાહાડે પોતે સંધ્યાકાળને સમયે મામાદેવીની ચોકી આગળ જ્યાં વાસુદેવ બાબાજી નવરંગેની ચોપડીઓ વેચવાની દુકાન હતી ને જ્યાં હું બેઠો હતો ત્યાં આવ્યા. તેઓએ મને પુછ્યું કે 'વાસુદેવ બાબાજીની દુકાન અહિયાં છે ?' મેં કહ્યું, 'હા, આ જ.' પછી તેઓ ઉપર ચ્હડીને વાસુદેવ બાબાજીને મળ્યા. પછી વાસુદેવ બાબાજીએ તેમને કહ્યું કે, કવિ નર્મદાશંકર પણ આ અહીં બેઠાછ. દલપતરામ મને સુરતથી ઓળખતા નહીં. પછી હમે બેઉ પરસ્પર ભેટ્યા. તેઓએ મને કહ્યું કે, 'હું ભાવનગર ગયો હતો ત્યાં મને તમારા આવી ગયાની ખબર મળી હતી. ને ત્યાં મેં વિજયક્ષમા ઉપર ભાષણ કર્યું હતું ને રાજા એટલા તો મારા ઉપર ખુશ થયા હતા કે તેઓએ મને ભારે સિરપાવ આપવા માંડ્યો, પણ મેં કહ્યું કે પુસ્તકશાળા તથા સંગ્રહસ્થાન કરવા સારૂ રૂા. ૧૦૦૦૦)[૧૨] એ ચોપડીનાં ઇનામને પેટે ક્હાડો ને તે વાત રાજાએ કબુલ રાખી છે.'—એવી એવી વાતો કરીને ઉઠ્યા. ઉઠતી વેળા તેઓએ મને કહ્યું કે, 'હું સ્વામીનારાયણના મંદીરમાં ઉતર્યોછ ત્યાં કાલે તમે આવજો ને ડાકતર ભાઉને ત્હાં મને તેડી જજો.' મેં કહ્યું સારૂં. બિજે દાહાડે હું ત્યાં ગયો ને જોઉંછ તો પોતે ડાકતર ભાઉની તારીફમાં કંઈ બનાવેલું તે મુખપાઠ કરતા હતા. મને પુછયું, 'કેમ આ ઠીક છે ?' મેં કહ્યું 'ઘણું સારૂં છે.' પછી હું તેમને લઈને ભાઉને ઘેર ગયો ને બંન્યોને મેળવ્યા. હું મારે ઘેર આવ્યો.

૨૪. તા. ૧૩મી જુને બુદ્ધિવર્ધક સભામાં ભાઈ કરસનદાસ મુળજીએ પ્રવાહી શાસ્ત્ર વિષે ભાષણ કીધું તેને અંતે કવિ દલપતરામે બુદ્ધિવર્ધક સભાની તારીફમાં કેટલાએક નારાચવૃત્તના શ્લોકો વાંચી સંભળાવ્યા હતા. એ સાંભળીને મને દલપતરામની કવિતા વિષે સારો વિચાર બેઠો. દલપતરામને મ્હોડેથી ધ્યાન દઈને સાંભળેલી પ્હેલી કવિતા તે તે જ.

૨૫. તા. ૧૭ મી જુને વાસુદેવ બાબાજીની દુકાને હમે બેઠા હતા. ગંગાદાસ કિશોરદાસ મને બોલ્યા કે, 'કાલે ખબર પડશે.' મેં કહ્યું 'શું છે ?' ત્યારે તે ફરીથી હસીને બોલ્યા કે, 'કાલે ખબર પડશે.'. જો કે ગંગાદાસનું બોલવું મારો ને દલપતરામનો બીજે દાહાડે મુકાબલો થવાનો તે સંબંધી હતું તો પણ તે વખત હું તો જુદું જ સમજ્યો હતો - આમ કે મહારાજની વિરૂદ્ધ છપાવેલા ગ્રન્થો સંબંધી લાઈબલની નોટીસ આવવાની હશે. હું બોલ્યો હતો કે ''લ્યુથરે તો એમ કહ્યું હતું કે મોહોલનાં જેટલાં નળિયાં છે તેટલા મારા દુશ્મનો હશે તોપણ હું મારૂં મત કદી છોડવાનો નથી.' પણ હું તો કહું છ કે 'તે નળિયાં ભાંગ્યાથી ન્હાની ન્હાની જે કકડીઓ થાય તેટલા મારા દુશ્મનો હશે તોપણ હું મહારાજની દરકાર રાખવાનો નથી.'

૨૬. બીજે દહાડે એટલે તા. ૧૮ મી જુન શનીવારે ગંગાદાસે પોતાની ઈસ્કોલમાં મને બોલાવી કહ્યું કે, 'વિનાયકરાવ વાસુદેવની આ ચિઠ્ઠી આવી છે અને એમાં લખ્યું છે કે આજે સાંજે તમારે તમારી સરસમાં સરસ કવિતા લઈને વાલકેશ્વરમાં ભગવાનદાસને બંગલે આવવું.' મેં કહ્યું કે 'આવીશ ખરો પણ સાંભળવાને, વાંચવાને નહીં.' મેં ઘર આવી નિશ્ચય કર્યો કે કોઈ દાહાડો જાહેરમાં મારે દલપતરામની સામાં કવિતા વાંચવી નહી. મારી કવિતા નબળી પડશે તો તેની તો હરકત નહીં પણ દલપતરામની નબળી પડશે તો તેઓ સરમાશે ને એમ થાય તે સારૂં નહીં -લોક તો રસિયા - લોકને શું ? પછી પાંચ વાગે કંઈ પણ કવિતા સાથે રાખ્યા વગર હું ત્યાં જવા નિકળ્યો. રસ્તામાં એક દોસ્તદારે પાક આપ્યો તે ખાધો. પછી રસ્તે દલપતરામ ને ગંગાદાસ મળ્યા તેઓની સાથે હું વાલકેશ્વર ગયો.

---

૧૧. સને ૧૮૫૮માં મંગળદાસ નથુભાઈયે કવિ દલપતરામને મુંબઈ આવવાને કાગળ લખ્યો હશે ને તેના જવાબમાં કવિએ લખ્યું હશે કે મારા આવવા જવાના ખરચને માટે રૂપિયા સોએકનો બંદોબસ્ત થવો જોઈયે—ને બે ઉપરથી એક ટીપ થઈ હતી ને તેમાં મંગળદાસ અને બિજા બુદ્ધિવર્ધકના સાથીઓએ રૂપીયા ભર્યા હતા—મેં પણ ૨ રૂપિયા ભર્યા હતા; પણ પછી કોણ જાણે શા કારણથી કવિ દલપતરામે મુંબઈ આવવું બંધ રાખ્યું હતું. મિ. હોપનો મુકામ ૧૮૫૯ના ચોમાસામાં મુંબઈમાં થવાનો હતો, તેથી કવિ દલપતરામે માંહે મળતા પોતાના મુરબ્બીની કચેરીની સાથે આવવાનું વધારે સારૂં ધાર્યું હશે.

૧૨. કવિ દલપતરામ વિશે એ વખત મને કંઈ મ્હોટો મ્હોટો વિચાર હતો કે એ ઘણા વર્ષ થયાં કવિતા કરેછ, રાજસભાઓમાં વાંચી આવ્યાછ વગેરે. તેમાં ઉપર કહેલી દલપતરામની વાત સાંભળીને તો હું ડંગ જ થઈ ગયો હતો. હું મનમાં મ્હોટા વિચારમાં પડ્યો હતો કે એની સામાં આપણાથી ટકાવવાનું નથી. પણ પછવાડેથી માલમ પડ્યું કે સરસ્વતીનું મંદીર બંદીર નિકળ્યું નથી ને એને રૂપિયા અડીસેં ત્રણસેંનો સરપાવ મળ્યો હતો. મારા ભાવનગર જઈ આવવા વિશે એક બે જણને એણે કહેલું કે, 'ગયા હતાની-ભાવનગર-વરષાસન કરાવવાને;—એમ વળી વરષાસન થતાં હશે ?' મને સાંભરેછ કે ઘણુંકરીને સમશેર બાહાદુરના ત્યારના અધિપતિએ મને એ વાત કહી હતી. મેં પણ એને કહ્યું હતું કે, 'દલપતરામભાઈ એમ કાં ન કહે ?—મારે કોઈ ફારબસ સાહેબ નથી કે રાજાનાં મરણ નિમિત્ત ખરચવાને કહાડેલાં દ્રવ્યમાંથી વરષાસન કરાવી આપે.'

૭ વાગે મંડળી બેઠી. એ મંડળીમાં કોઈ પારસી ન્હોતું પણ વાણિયા શેઠો હતા. ભગવાનદાસે મને કહ્યું કે 'થોડા દલપતરામ બોલે, ને થોડું તમે બોલો.' મેં કહ્યું કે 'એમ નહી બને- જેવી દલપતરામભાઈને સાંભળવાની તમારે આતુરતા છે તેવી મારે પણ છે ને મારૂં તો ઘણીવાર તમે સાંભળ્યું જ છે.' પછી મેં દલપતરામભાઈને કહ્યું કે 'હવે ચાલવા દો.' પ્રથમ તો તેઓ એક બે હિંદુસ્તાની કવિત બોલ્યા. પછી હોપ સાહેબ ને દોલતરાય એ નામો બાહ્યાંતરલાપિકાની રીતે નિકળેછ તે કવિત[૧૩] તેઓએ બોલી સમજાવ્યું. પછી દલપતરામભાઈયે પોતાના ભાણેજની સાથે જાદવાસ્થળી[૧૪] ગાવા માંડી; તે પુરી થવા આવી એટલે વિનાયકરાવ બોલ્યા કે 'હવે આપણે મુંબઈના કવિને સાંભળિયે.' હું બોલ્યો 'આજ તો નહિ સંભળાવું - મારૂં તમે બહુ સાંભળ્યુંછ' વાણિયાઓને - વાળુનો સમય થયો હતો તેથી અને વરજીવનદાસ[૧૫] જેઓ મારાપર જરા નારાજ હતા તેઓ બોલ્યા કે, 'હા, હવે માંડી વાળો-વખત થઈ ગયો છ.' તોપણ વિનાયકરાવ તો હઠ લઈને બેઠેલા કે મુંબઈના કવિને સાંભળ્યા વના ઉઠવુંજ નહીં- હું ગભરાયો કે એક તો નિમ તુટેછ ને બીજું કે પાક ખાધોછ એટલે બરોબર ગવાશે નહીં- વળી પાસે ચોપડી પણ મળે નહીં. વિનાયકરાવ બોલ્યા, કે જે કંઈ મ્હોડે હોય તે સંભળાવો. પછી મારે લાચારીથી ઉઠવું પડ્યું. હું રસપ્રવેશમાંના નવરસસંબંધી દોહોરા તથા માલિની જે પાઠે હતાં તે સંભળાવવાને ઉઠ્યો. દલપતરામભાઈ બેઠા હતા તેની પાસે ઉભાં રહીને પ્રથમ તો હું બોલ્યો કે 'દલપતરામભાઈ તો સાગર છે ને ઘણાં વરસ થયાં કવિત કરે છે. હું તો ખાબોચિયાં જેવો ને નવો જ શિખાઉ છઉં—દલપતરામને કવિતા કરતાં વીસ વર્ષ થયાંછ ને મને ચોથું ચાલેછ—દલપતરામભાઈ જેવું મારી પાસે કંઈ નથી પણ વિનાયકરાવનો આગ્રહ છે માટે ગાઉંછ.' પાક ખાધો હતો તોપણ એવે સારે અવાજે ને એવી સ્પષ્ટ વાણીએ દોહોરામાલિનીમાં રસસંબંધી નવો વિષય સંભળાવ્યો કે સઘળાઓ ડંગ થઈ ગયા. હું ગાતો તે વખત વિનાયકરાવ જે મારે ખભે હાથ મુકી ઉભા હતા તે વચમાં વચમાં 'વા:વા ! વા:વા ! નર્મદાશંકર, આ તે તમે ક્યારે કીધું' એમ બોલતા હતા. હું ગાવાના ધ્યાનમાં હતો તોપણ દલપતરામને ઝાંખા પડતા જોઈને મનમાં બહુ દાઝતો ને જ્યારે જ્યારે વિનાયકરાવ મને વા: વા વા: વા કહેતા ત્યારે ત્યારે હું પગેવતી તેનું બુટ ડાબતો—એમ જણાવવાને માટે કે મને શાબાસી ન આપો. પછી સહુ ઉઠ્યા ને હમારે માટે અફૂસની કેરી વગેરે તૈયાર હતાં તે હમે (હું ને દલપતરામભાઈ) સાથે ખાવા બેઠાં. ખાતાં ખાતાં હું ઘણી સારી રીતે બટકબોલું કરીને દલપતરામભાઈને શરમથી લાગેલું દુ:ખ જે તેને ભુલાવવાની તજવીજ કરતો. એ સમાગમ સંબંધી કંઈ ઈસારો ચોવીશમી જુનનાં સમશેરબહાદુરમાં છે.

૨૭. એ પ્રસંગથી દલપતરામભાઈને મારે વિશે જરા મનમાં વાંકું વસેલું તે બીજે દહાડે તેણે સમશેરબહાદુરના અધિપતિને તેની સાથે વાત કરતાંમાં જણાવેલું. દલપતરામભાઈ મહારાજ સંબંધી નિબંધો વિષે વાત કરતાં બોલ્યા હતા કે 'લલ્લુભાઈ, એ હોંશિયાર છે, નિબંધ ઘણા સારા લખે છે ને મારી ઉમ્મરનો થશે ત્યારે કવિતા ઘણી સારી કરશે.'

૨૮. ભાઉએ મને તેડીને કહ્યું હતું કે, તમે ગભરાશો નહીં—તમારે ને દલપતરામને માટે એક ફંડ કરીશું, માટે તમે તમારો કવિતાનો ઉદ્યોગ ચલાવ્યાં કરજો. એ આશાએ મેં પુને જવું બંધ રાખ્યું—એવી મતલબે કે ફંડમાંથી રૂપિયા મળશે એટલે પછી નિરાંતે હરદાસનાં કામને માટે અભ્યાસ થયાં કરશે—હમણાં તો કવિતા જ કર્યા કરવી ને વાંચ્યાં કરવી. મને દલપતરામની મોટી ધાસ્તી હતી કે તેઓ વીસ વરસ થયાં કવિતા કરેછ માટે તેની પાસે ઘણી[૧૬] કવિતા હશે ને મારી પાસ તો કંઈ નથી માટે નવી કવિતા કરવાના પ્રસંગ ઝડપી હું તે કર્યા કરતો.

૨૯. ૫ મી જુલાઈયે મેં 'સંપવિશે નિબંધ' બુ.વ. સભામાં વાંચ્યો હતો; તેમ ૧૧ મીએ 'લલિતા' ને 'સાહસદેસાઈ' ની કવિતાઓ વાંચી હતી; ૨૮ મીએ ડાકતર ભાઉને ઘેર, બળવાનું સમાધાન થયું તે વિશે ઈશ્વરનું સ્તવન વાંચ્યું હતું; ૭ મી આગસ્ટે ડાક્તર ભાઉએ મંગળદાસની છોકરીઓની સ્કુલમાં ભાષણ વાંચ્યું હતું તેને અંતે એક ગરબી વાંચી હતી; અને ૨૧ મી નવેમ્બરે બુ.વ. સભામાં સ્વતંત્રતાની કવિતા વાંચી હતી.

---

૧૩. એ કવિત તથા 'હું સુતો પારણે પુત્ર ન્હાનો' તથા રામસીતાના કાગળો દલપતરામભાઈ પોતાની ચતુરાઈ દેખાડવાને 'જહાં તહાં જહારે ત્હારે બોલેછ—હું ધારૂંછ કે અમદાવાદ સુરત, મુંબઈ વગેરે ઠેકાણાં મળીને એણે એ કવિત બસેં એક વાર ભસ્યું હશે—સરસ કવિતા !

૧૪. એ સાંભળીને સાંભળનારા જે સહુ દલપતરામ પાસથી જુદી જ જાતની ઉમેદ રાખતા હતા તેમાં તેઓ નાસીપાએસ થઈ ગયા. એ પ્રસંગને સારૂ દલપતરામની મને બહુ દયા આવી—એક તો સાંભળનારને કેવી બાબત પસંદ પડશે તેનો તેણે અગાઉથી—રે મુંબઈમાં પહેલે જ પ્રસંગે વિચાર ન કર્યો—હાથમાં હુક્કા લઈને બેઠેલા એવાઓની આગળ જાદવાસ્થળીની—કેફ ન કરવાની બાબત કહાડી. બીજું એ કે જેવી રીતે નદીને ઓવારે ભંગીભટ સામળભટની ચોપડીઓ વાંચે છે તેવી રીતે( પણ છેક તેવું નહીં) એણે દોહોરા ચોપાઈ વાંચ્યા હતા જેથી સાંભળનારા કંટાળી ગયા હતા.

૧૫.'વૃજજિવંન તું પ્રેરણા કર' એ કવિતા મેં મંગળદાસની સૂચના ઉપરથી કીધી હતી તે ઉપરથી વરજીવંનદાસ જરા નારાજ હતા.

૧૬. દલપતરામભાઈની પુંજી પછવાડેથી માલમ પડી કે—તેઓએ પોતાની ઘણીખરી જુની છપાયલી કવિતા વાંચ્યાં કીધી હતી અને તેમાં ઘણો ભાગ ગરબીયોનો હતો. મેં એઓને પુછ્યું હતું કે 'તમે સ્વામીનારાયણના માર્ગસંબંધી અને બીજી કેટલીએક જે તમે નથી છપાવી તે કેટલીએક હશે ?' તેઓએ મને કહ્યું કે 'જેટલી છપાયલી છે તેટલી બીજી હશે.'

૩૦. તેમ નર્મકવિતા અંક ૪ થો, ૫ મો, ૬ ઠો, ૭ મો ને ૮ મો છપાવી પ્રગટ કર્યા હતા, ૫મા ૬ઠાની છપાઈને પેટે મારા એક પારસી મિત્ર દાદી ખરસેદજી ઘોઘાએ ૧૦૦ રૂપિયા આપ્યા હતા.

૩૧. મુંબઈના ગુજરાતી ભાષા બોલનાર ઘણાએક લોકો કવિતા તે શું એટલું પણ નોહોતા જાણતા. તેઓએ ૧૮૫૭ થી કવિતા અલંકાર રસસંબંધી થોડુંઘણું જાણવા માંડ્યું હતું ને તેઓને કવિતાનો શોખ લાગવા માંડ્યો હતો. પણ કવિ દલપતરામના આવવાથી મારી ને એની કવિતા ઠામ ઠામ વંચાયાથી, લોકમાં ચરચાયાથી, ન્યુસપેપરોમાં ટીકા થયેથી લોકમાં કવિતાનો શોખ સારી પેઠે વધી ગયો—તેમાં પારસીઓ તો ગાંડા જ થઈ રહ્યા. દલપતરામ ઠેકાણે ઠેકાણે જઈ વાંચતા ને તેઓ ઘણેક ઠેકાણેથી જે રૂપીઆ આપવામાં આવતા તે લેતા. મેં કોઈનો રૂપીઓ લીધો નથી પણ ઉલટો ઘણીએક વખત તો ગાડીભાડાનો ખરચ ગાંઠનો કર્યો છે. એ દિવસોમાં મને ને કવિ દલપતરામને રાત દહાડો ઝંપ ન્હોતો. જ્યારે દલપતરામને કોઈ લાંબી કવિતા વાંચવાનો પ્રસંગ આવતો તારે આગલી રાતે તેઓ તેને સારી પેઠે ગોખતા (આંખના દરદથી વંચાય નહીં માટે).

૩૨. એવું બન્યું કે બુદ્ધિવર્ધક સભાવાળાઓએ કવિ દલપતરામને સારૂ મોટું ફંડ ઉભું કરી તેમાંથી કવિ દલપતરામનું બ્હાવલું અથવા તેના નામની સ્કાલરશિપ કરવાનો વિચાર કર્યો હતો. તે વાત મારે કાને પડી તારે હું મનમાં ખિન્ન થયો કે લોક કેવા ગાંડા છે—કે આટલું આટલું માન કવિને જીવતાં આપે છે. એ ખિન્નતા એક મારા મિત્રે દીઠી ને તેણે સમશેરમાં લાંબો આરટીકલ લખી ડા. ભાઉ, ગંગાદાસ કિશોરદાસ અને બીજાઓ વિષે કેટલુંએક લખ્યું ને એ આરટીકલથી બ્હાવલાંની ને સ્કાલરશિપની વાતો બંધ પડી. મેં તે આરટીકલ લખાવ્યો નથી પણ કવિ દલપતરામના મનમાં એવું ખરૂં કે તે અને બીજા આરટીકલો જે ન્યુસપેપરોમાં 'દલપતરામની કવિતા સાધારણ ને નર્મદાશંકરની વિદ્વત્તાવાળી' એવી મતલબના આવતા તે નર્મદાશંકર લખાવે છે. ખરેખર હું નિરદોષ છઉં. અલબત જારે દલપતરામને જોઈયે તેના કરતાં વધારે માન અપાતું જોતો તારે હું મનમાં મુઝાતો.ખરો. દલપતરામ પોતાની કવિતા સાધારણ કેહેવાતી જોઈને બહુ અકળાતા. એક મારા પારસી મિત્રની આગળ તેઓ બોલ્યા હતા કે,'જુઓની ન્યુસોમાં મારે વિશે નઠારૂં નઠારૂં છપાવે છે; નર્મદાશંકર નહીં હો.'

૩૩. ડા. ભાઉએ મને બોલાવી કહ્યું કે ફંડની વાત બંધ રાખીછ, દલપતરામ આપણા પરોણા છે માટે હાલ એને જ લોકની તરફથી મદદ થવા દો. મેં કહ્યું ઠીક છે. પણ મનમાં ભાઉ ઉપર ચીડાયો હતો ખરો.

૩૪. લાડની વાડીમાં મેં મારાં લખવાં ભણવાને સારૂ ઓરડી રાખી હતી ત્યાં પડોસમાં દલપતરામે મુકામ લીધો હતો એટલે હમે ઘણુંખરું મળતા. એ મેળાપોમાં જે વાતચીત થયેલી તે નીચે પ્રમાણે:-

મેં પુછ્યું હતું કે,'કવિતામાં હ્રસ્વ દીર્ઘનો અને સંસ્કૃત શબ્દો મૂળ પ્રમાણે શુદ્ધ રાખવાનો નિમ રાખવો કે નહીં ?' તેઓએ કહ્યું કે,'ના, એમ ગુજરાતીમાં કવિતા બને જ નહીં.'

'તમે કંઈ રસાલંકાર શાસ્ત્રનો અભ્યાસ કર્યોછ ?'તેઓએ કહ્યું, 'ના—મેં તો ફક્ત પિંગળનો સારી પેઠે અભ્યાસ કર્યોછ.' એ વાત એ ભાઈએ મારી પિતાને પણ કહી હતી.

મેં પુછ્યું હતું કે, 'ઉત્તમ કવિતા કોને કહેવી ?' ત્યારે તેઓ બોલ્યા હતા કે, 'ભાઈ દસ વરસ થાય ત્યારે તો કવિતામાં પ્રવેશ થયો સમજવો—ઉત્તમ કવિતા તો તે કે જેના ફક્ત રાગ સાંભળવાથી પણ આપણા ગુજરાતીઓ તો શું પણ બિજી ભાષા જાણનારા ખુશ થાય.' ને પછી 'તને રોકિ રહિ રાધિકા રંગ જામ્યો ઘણો રસિયા રજની રહિ જ થોડી'—એ કવિતા બોલ્યા. મેં કહ્યું, 'એમાં શું કવિતા આવી ?—ઘણા રરૂરા સાથે આવ્યા માટે !' તારે પોતે બોલ્યા કે, 'એ શું થોડી વાત છે ?' એ વાત થઈ રહ્યા પછી દલપતરામની ગેરહાજરીમાં મેં મારા મ્હેતા નરભેરામને કહ્યું હતું કે, 'ભાઇ, એમાં કવિતા શું છે તે તું સમજ્યો ? આશક ઉતાવળને લીધે કાલાવાલા કરતો હોય ને માશુક તેનો છેડો મુક્તી ન હોય, એ વખતનું ચિત્ર છે, એ એમાં કવિતા છે. બાકી ઘણા રરૂરા સાથે આવ્યાછ તે તો નહી—અંદરની ખુબીને કવિતા કહેવી જોઈયે—દલપતરામે દાખલો તો ઠીક આપ્યો પણ તેને પોતાની સમજ પ્રમાણે કામમાં લગાડ્યો.'

સંપલક્ષ્મીમાં 'ગંગા ગિરિજા દ્વેષ કલેશ નિત તેનો થાયે' વગેરેનો છપ્પો છે તે વાંચી મારા બાપે મને કહ્યું હતું કે, આ કેવો સારો છે ? મેં કહ્યું હતું કે, એ મૂળ વિચાર એનો નહિ હોય. પછી મારા સાંભળવામાં તે જ મતલબનો એક શ્લોક આવ્યો તે ઉપરથી મેં દલપતરામને ઉપર જણાવેલા છપ્પા વિશે પુછ્યું કે 'એ વિચાર તમારા પોતાના છે કે સંસ્કૃત ઉપરથી લીધેલા છે ?' પોતે પ્રથમ તો કંઈ ઉત્તર આપ્યો નહીં, પણ પછી મેં કહ્યું કે,' એક સંસ્કૃત શ્લોકમાં પણ તમારા જેવો જ વિચાર આપેલો છે.' તારે પોતે બોલ્યા હતા કે 'હા, મેં તે શ્લોક ઉપરથી કર્યો છે.'

મેં પુછ્યું કે 'તમને કવિતા કરવાનો શોખ પ્રથમ કેમ લાગ્યો તે મને કહો.' ત્યારે તેઓ નીચે પ્રમાણે બોલ્યા—'ન્હાનપણમાં હું સામવેદ ભણ્યો હતો—દશ ગ્રન્થ પાને વાંચી જાણું છું- મુખપાઠ નહીં—ન્હાનપણમાં મને નઠારી સંગત હતી. હું મામાની જોડે મુળીગામ જતો તાંહાં એક ભૂમાનંદ સ્વામી હતા. તે સ્વામી પ્રથમ કુંભકાર હતા. તેની પાસે મામા જોડે હું જા આવ કરતો. બાપ એમ જાણતા કે સ્વામીનારાયણની શિક્ષા લેશે એટલે ઠેકાણે આવશે. એમ કરતાં મુળીગામમાં એક વખત આચાર્યજી આવ્યા. તેણે

કહ્યું કે 'આ છોકરાને કવિતા શિખવી હોય તો સારો થશે.' પછી મેં કહ્યું કે મારે ગુજરાનને માટે કંઈ જોઈયે. તારે આચાર્યજીએ કહ્યું 'જા તને ખાવા પિવાનું હમે આપીશું—તું અમદાવાદ જઈને અભ્યાસ કર' અને એક વિષ્ણુ બ્રહ્મચારી હતો તેને કહ્યું કે, 'તું કચ્છની શાળામાં જઈને અભ્યાસ કર.' પછી હું અમદાવાદ આવ્યો ને તાંહાં ભાષાના ગ્રન્થો, જે સાધુઓએ બનાવેલા હતા તે મેં શિખવા માંડ્યા. તાંહાં સારસ્વત શિખવા માંડ્યું પણ તેમાં કંઈ મન લાગ્યું નહીં—મન સઘળું કવિતા તરફ જ હતું. તાંહાં એટલી મુસીબત પડતી કે કોઠારી વેળાએ સીધું પણ ના આપે'.

મેં દલપતરામભાઈને જમવા તેડ્યા હતા—ને બાસુંદી[17] પુરી જમાડ્યા પછી પાનસોપારી ખાતી વખત 'પ્રતાપરૂદ્ર' નામનો રસાલંકારનો સંસ્કૃત ગ્રન્થ ભેટ કર્યો હતો ને ખરેખરા ભાવથી મેં કહ્યું હતું કે 'દલપતરામભાઈ, કવિતા સંબંધી તમારા ને મારા વિચાર જુદા છે તે ઉપરથી તમારા મારા સ્નેહમાં કંઈ ઘટાડો થવો ન જોઈયે.' તારે બોલ્યા કે ''નારે ભાઈ જુઓની 'પંચે' આપણી ચોટલીઓ એક એક પાસે કેવી પકડાવી છે ? !'' મેં કહ્યું 'ન્યુસવાળા ગમે તે લખે તેમાં આપણે શું ? ને પંચ તો રમુઝ કરે છે. તમે નજરમાં આવે તો માનજો કે—અલબત જેને તમે કવિતા કહોછ તેને હું નથી કહેતો—મારા તમારા વિચાર જુદા છે પણ તમને હું મારા વર્ગી જાણી ચાહું છું.'

૩૫. વાલકેશ્વરમાં દલપતરામભાઈને ઊજાણી આપવામાં આવી હતી ને પછવાડેથી સહુએ તેઓનાં વખાણમાં ભાષણો કર્યાં હતાં—તેમાં મેં પણ કીધું હતું કે 'સુધારાના વિષયમાં કવિતા કરવાનું પ્હેલું માન દલપતરામભાઈને છે—એઓ અસલી ઢબની કવિતા કરનારાઓમાં છેલ્લા અને નવી ઢબની કવિતા કરનારાઓમાં પ્હેલા છે. દેશનો સુધારો સ્રીસુધારા ઉપર વિશેષે આધાર રાખે છે, માટે સ્રીઓને માટે તેઓના લાયક કવિતા કરવા પછવાડે દલપતરામભાઈએ વિશેષ ધ્યાન આપ્યું છે એ પણ તેઓને મોટું માન છે વગેરે વગેરે.'

૩૬. એ વરસમાં મેં ચિંતામણિ પિંગળ, સુંદરશૃંગાર, ભાષાભૂષણ, રસિકપ્રિયા એ હિંદુસ્તાની ગ્રંથોની મતલબ ઉપર ઉપરથી એ ભાષા જાણનારા કચ્છ તરફના મારા મિત્રો પાસેથી જાણી લીધી હતી.

૩૭. સને ૧૮૫૯ના વર્ષથી હું ધર્મ સંબંધી વ્હેમોથી મુક્ત થયો - સંસ્કારી સુધારાવાળો થયો.

૩૮. હમારી ભિક્ષુકની ન્યાત જમે ત્યારે સ્રીઓ કાંચળી કહાડી નાંખી ફક્ત અબોટિયાં પહેરી બેસે એવો ઘણાં ઘણાં વરસનો ચાલ ચાલતો આવેલો તે મેં મારી માના ફોઈના છોકરા દોલતરામ વકીલ અને માના મસીયાઈ ભાઈ ગુલાબનારાયણ એઓની સહાયતાએ હાટકેશ્વરના ઓચ્છવને દહાડે ઘરમાંથી પ્હેલ કરાવી તોડાવ્યો. (અપરેલ૧૮૫૯); ને આજ સહુ જ હિરાગળ કાંચળીયો પેહેરી જમવા બેસે છે—એ વેળા સઘળાં બૈરાંમાં માત્ર પાંચ જણે જ પ્હેલ કહાડી હતી. કેટલાંક બૈરાં ન્યાતમાંથી ઊઠી ગયાં હતાં—બ્રાહ્મણો ઘણા ચિ્હડાયા હતા પણ કોઈની બોલવાની હિંમત ચાલી ન્હોતી. કાંચળી પેહેરાવવા ઉપર મારી વૃત્તિ થઈ તેનું કારણ કે એક દાહાડો મારી સામેની ભાંયમાં ગૃહસ્થ ને ભિક્ષુક બંને વર્ગની સ્રીયો સાથે જમવા બેઠી હતી, તેમાં ગૃહસ્થની સ્રીયોએ પોતાના ચાલ પ્રમાણે પ્હેરી હતી ને તેની જ સાથે ભિક્ષુકની સ્રીયો પોતાના ચાલ પ્રમાણે કહાડીને બેઠી હતી, એ મેં મારી બારીમાંથી દીઠું ને પછી વિચાર કર્યો કે એક ન્યાતની, સાથે બેસી જમતી, તેમાં એક વર્ગ પેહેરે ને બીજો વર્ગ ન પેહેરે, એ તો એ ન સંખાય. જો આભડછેટને કારણે ભિક્ષુકની સ્રીયો કાંચળી ન પેહેરતી હોય તો ગૃહસ્થનીઓએ પણ ન પેહેરવી જોઈએ. જ્યારે ગૃહસ્થ પેહેરે ત્યારે તેની સાથે બેસી જમનાર ભિક્ષુક કેમ ન પેહેરે—શું ભિક્ષુકની સ્રીયો ગૃહસ્થ સ્રીયોની દાસી છે ? કાંચળી પેહેર્યા વગર ઉઘાડી જગામાં જમવા બેસવું એ ઉંચ ન્યાતની સ્રીઓનો વિવેક નહીં.

---

૧૭. જ્યારે ન્યુસપેપરોમાં દલપતરામભાઈની કવિતા સંબંધી છપાયું ત્યારે તેઓ વગર સબબે મારા પર બળવા માંડ્યા ને એટલા તો બળ્યા કે (હું ઘણો દલગીર છું કહેવાને) મેં મારાં શુદ્ધ અંતઃકરણથી મૈત્રી બાંધવામાં દલપતરામભાઈને જમવા તેડ્યા હતા, તે છતાં દલપતરામભાઈએ એક જણને (દલપતરામભાઈ એ વાતનો ઈનકાર કરે તો હું તે સખસની સાક્ષી આપવાને તૈયાર છઉં) આગબોટ પર ચડવાના વખત પર કહ્યું હતું કે 'ધુળ પડી એનાં બાસુદી પુરી ઉપર.'

## નર્મદ આખરે જુદાઈ જ



**૨૭ મે વર્ષે**

અહીંના ને જીલ્લાના ઘણાએક લોકોની ઇચ્છા અને કેટલાએક મિત્રોની વિનંતી એ ઉપરથી મેં મારું ચાહું (જરમનીથી કોતરાવી અણાવી) ગ્રંથને આરંભે મુકવાનો અવિવેક કર્યો છે.

— નર્મદ

'નર્મગદ્ય' (પ્રસ્તાવના, પ્રથમ આવૃત્તિ, ૧૮૬૫)



નર્મદ - વક્તાની લાક્ષણિક મુદ્રામાં



સરસ્વતીમંદિરનું નર્મદે કરેલું રેખાંકન



નર્મદ - પ્રૌઢ વયે



સરસ્વતીમંદિર (સન ૧૯૩૩)

# વિરામ ૮*

## ૧૮૬૦

૧. સને ૧૮૬૦ ની જાનેવારીમાં ભાઈ મહિપતરામની વિલાત જવાની તૈયારી થતી હતી. તેવામાં સમશેરબહાદુર પત્રમાં તેના ચલાવનારા અધિપતિની ગેરહાજરીમાં હીરાલાલ ઉમીયાશંકરે (અમદાવાદના આડતિયાનો ભાઈ) મહિપતરામ વિષે લખેલો એક આરટિકલ દાખલ કર્યો હતો. તેમાં એવું હતું કે તે ભાઈને નાગરી ન્યાતે વિલાત જવાની રજા આપી છે. તે પત્ર શેઠ ભગવાનદાસ પરસોતમદાસના વાંચવામાં આવેલું. તે ઉપરથી તેણે પોતાના એક મ્હેતા, નામે ડાહ્યાભાઈ જેની સાથે હીરાલાલ એકઠા રહેતા હતા, તેની આગળ ચ્હીડવવાને નાગરી ન્યાતની મશ્કરી કરેલી ને તેથી એ ડાહ્યાભાઈ ઘણો ચ્હીડાઈ ગયો હતો. તેણે ઘેર આવી હીરાલાલને ધમકી આપી કે એવું તેં લખ્યું જ કેમ, ને ફરી લખ કે તે જુઠું છે, નહિ તો તારો વિવાહ ફોક થશે ને તારે ન્યાતબ્હાર રહેવું પડશે. પેલા ગભરાયા ને પછી કોઈ પેપરમાં તેણે ઈન્કાર કીધો કે નહીં તે હું જાણતો નથી, પણ તેણે મહાદેવને ઘીનો દીવો તો કર્યો ખરો. પછી મુંબઈની નાગરી ન્યાતમાં એક દસ્તાવેજ થયો તેમાં સઘળાએ સહી કીધી, પણ જારે તે મારા બાપ પાસે આવ્યો તારે તેઓએ જવાબ દીધો કે, 'મારો છોકરો અહીં નથી, તે આવશે ત્હારે થઈ રેહશે !' એ વખત હું મારા દોસ્ત નાનાભાઈ રૂસ્તમજી, અરદેશર ફરામજી વગેરેઓની સાથે ચિમોડ ગામમાં સ્હેલ કરતો હતો. ત્હાંથી આવ્યા પછી એકડા કરાવનાર હમારી પાસે આવ્યા ને પછી હમે બાપદીકરાએ જવાબ દીધો કે 'એ દસ્તાવેજ ઉપર હમે સહી કરી શકતા નથી.' એવો જવાબ ભાઈ ઝવેરીલાલે પણ દીધો. એ ઉપરથી મુંબઈની ન્યાતવાળાઓથી હમે સાત જણ જુદા રહ્યા. પછી મેં એક વિજ્ઞપ્તિનું હેંડબીલ કહાડ્યું (નર્મગદ્ય પાનું ૪૨૩ મું જોવું). વરસેક દહાડા પછી કેટલાક મિત્રોનાં વચમાં પડવાથી હમે ન્યાતનાં વેહેવારમાં જોડાયા ને ન્યાત જમવી બંધ પડી હતી તે પાછી ચાલુ થઈ.

એ ઠેકાણે મારે કહેવાની જરૂર છે કે, લોક એમ સમજેછ કે ભાઈ મહિપતરામને જેઓએ વિલાત જવાને ઉસ્કેર્યા હતા તેમાં હું પણ હતો. ખરી વાત એ છે કે ભાઈ મહિપતરામ વિલાત જવાના છેલ્લા ઠરાવથી મુંબઈ ગયા હતા ત્હારે જ મેં જાણ્યું હતું. ભાઈ મહિપતરામે કાગળથી મારી સલાહ લીધી નથી.

૨. સને ૧૮૬૦ ની ૭ મી જુલાઈએ 'તત્ત્વ શોધક સભા' કહાડી (નર્મગદ્ય પાનું ૪૩૪ મું જોવું.) પણ એની અગાઉ નર્મકવિતા અંક ૯ મો ને ૧૦ મો પ્રગટ કર્યા હતા ને આગસ્ટમાં 'દયારામકૃત કાવ્યસંગ્રહ' કહાડ્યો હતો.

૩. જુલાઈમાં મેં મારા ઘરમાં ચાર ભાષણો (બે ભકિત ઉપર ને બે સાકાર ઉપર) કરી છપાવ્યાં હતાં. તેમ એ વરસમાં સજીવારોપણ–રૂપકાલંકાર વિષે બુ.વ. સભાનાં મકાનમાં એક, ને પુનર્વિવાહ વિષે બીજું (૫ મી અકટોબરે) ટાઉનહાલમાં કર્યું હતું.

૪. જદુનાથજી સાથે પ્રસંગ પડેલો તે આ રીતે–સદર અદાલતના ડિપુટી શિરસ્તેદાર લલ્લુભાઈ ગોપાળદાસને જદુનાથજીએ જુલાઈમાં મુંબઈ આવ્યા ત્યારે કહ્યું હતું કે 'નર્મદાશંકર મને મળે તો સારૂં.' હું એક દહાડે ભાંયખળે તેઓને મળવા ગયો હતો–એઓ મને ઓળખતા ન્હોતા ને હું તેમને ઓળખતો ન્હોતો. હું દરવાજામાં પેસતો હતો ને તેઓ બ્હાર નિકળવાની તૈયારીમાં હતા. એટલામાં તેઓએ જાણેલું કે કોઈ વૈષ્ણવ મને મળવા આવેછે–એ ઉપરથી તેઓ પાછા ઘરમાં જઈ કોચપર બેસી ગયા. હું કોચ આગળ નમસ્કાર કરી ઉભો રહી બોલ્યો કે 'જે નર્મદાશંકરને મળવાની તમે ઈચ્છા દેખાડી હતી તે હું છઉં' ને પછી તેઓની પાસે બેસવા જતો હતો એટલામાં પાછું મેં વિચાર્યું કે, એમ કરવું ઠીક નહીં ને પછી હું કોચની પાસે નીચે બેઠો ને કહ્યું કે તમે 'ચાતુર્માસ અહીં રહેવાના છો ?' તારે જદુનાથજીએ કહ્યું કે, હા. પછી થોડીક વાત થઈ જે મને સાંભરતી નથી. પછી મેં કહ્યું કે, 'હમણાં તમારે બહાર જવાની તાકીદ છે માટે બોલાવશો તારે મળીશ.' પછી હમે ઉઠ્યા.

જુલાઈમાં મંગળદાસવાળી છોકરીઓની નિશાળમાં જદુનાથજી આવ્યા ને બતાવ્યું કે હું છોકરીઓને શિખવવાના કામમાં ઉત્તેજન આપું છઉં. કોઈ પણ મહારાજે એમ ન કરેલું તે જદુનાથજીએ કીધું, તેથી સઘળા સુધારાવાળાને વિશ્વાસ બેસી ગયો કે જદુનાથજી સારા છે. લખમીદાસ ખીમજીએ એને કંઈ ખાનગી વાતચીત કરતાં પુછ્યું હશે કે 'પુનર્વિવાહ કરવો કે નહીં,' તારે તેઓ બોલ્યા હશે કે, કંઈ ચિંતા નહીં. મને લખમીદાસ ખીમજી વગેરેએ જદુનાથજીની તારીફ કરવાનું કહ્યું–પણ મારા મનમાં એમ કે જહાંસુધી જદુનાથજીને મળી તેના અંતઃકરણના વિચાર સુધારા સંબંધી જાણું નહીં ત્હાંસુધી હું એની તારીફ નહીં કરૂં–પણ પછી શીઘ્ર કવિતાની જુક્તી સાથે મારે કંઈ તારીફ કરવી પડી હતી ખરી.

એક દાહાડો હું એને મંદિરમાં મળવા ગયો હતો–ત્હાં થોડીક ઉપર ઉપરની વાતચિત થયા પછી તેઓએ મને કહ્યું કે 'બપોરે આવજો–આપણે વાત કરીશું.' પછી હું અને ધીરજરામ બંને પાછલે પ્હોરે ગયા–જોઈયેછ તો માહારાજ કોચપર સુતેલા. મેં ત્હાંના એક ભટને કહ્યું કે 'માહારાજને કહો કે નર્મદાશંકર આવ્યાછ.' તારે હમારા દેખતાં જ મહારાજે કરોડ મરડીને કહ્યું કે 'પછી આવજો.' એ બોલવું મને તીર જેવું લાગ્યું ને હું ઘણો જ ચ્હિડાઈ ગયો.

---

* જદુનાથજી સાથે પ્રસંગ - સં.

પછી તો કેટલાક સુધરેલાઓને એમ જણાવવા લાગ્યું કે માહારાજ સુધારાવાળાઓને જુદું સમજાવેછ ને પોતાના હરડતા વૈષ્ણવોને જુદું સમજાવેછ. માહારાજોની સામા મારા લખેલા નિબંધો વાંચીને જદુનાથજી મારા પર ઘણા ચ્હિડાયા હતા ને મારૂં ભુંડું બોલતા હતા.—ભક્તિનાં ભાષણથી મેં તેમને પણ પછી ચ્હિડવ્યા હતા. ને એમ સામસામી થઈ ગઈ.

પછી તા. ૧૫ મી આગસ્ટે મેં હેડબીલ કહાડ્યું... એ હેંડબીલ તથા તેની નીચે આપેલી ટીપ એ જોવાં નર્મગદ્ય પ્રથમ પુસ્તકને ૪૨૪ મે પાને.

એ હેંડબિલ ઉપરથી વાદ કરવાને સભા ભરવાનું ઠેરવ્યું. (જુઓ નર્મગદ્ય પ્રથમ પુસ્તકનાં પાના ૪૨૬...૪૨૭).

એ સભાનો હેવાલ તા. ૨૬ મી આગસ્ટના 'સત્ય પ્રકાશ'માં છે. વિશેષ અહીં લખવાનું આઃ—મારી સાથે સુધારાવાળા ન આવેલા ને હું પાછલે પ્હોરે ત્રણ વાગતાનો ગયો હતો—મારો ને જદુનાથનો વિચાર તે દાહાડે પુનર્વિવાહ સંબંધી વાદ કરવાનો નહીં પણ તે વાદનું રૂપક બાંધવાનો ને એમ હતું તેથી જ આડી આડી વાતો કરી. રાતના આઠ વાગા—પછી મેં કહ્યું કે 'વખત ઘણો થઈ ગયો છે માટે હવે અહીંથી મુલતવી રાખીયેછ—બીજી વખત બેસીને પુનર્વિવાહ વિષે વાદ કરીશું.' સંવાદ થવાની અગાઉ મારી ને જદુનાથજીની વચ્ચે જે કાગળ પત્રો ચાલ્યા હતા, તે મેં એવા જોશથી વાંચ્યા હતા ને પછી મ્હોડેથી બોલ્યો હતો કે 'ધરમગુરૂ થઈને જુદું બોલે તેની સાથે ભાષણ કરવું હમારે યોગ્ય નથી તો વાદ કેમ કરિયે તો પણ એ બ્હાને સુધારાવાળા હારી ગયા, એમ અજ્ઞાનીયોમાં કહેવાય માટે આવ્યો છું.' મેં કાગળ વાંચવા માંડ્યાં ત્યારે જદુનાથજીએ કહ્યું હતું કે તમારે છપાવવા હોય તો છપાવજો પણ હમણાં વાંચશો નહીં. મેં કહ્યું કે એ કાગળો વંચાયા વના કંઈ કામ ચાલે નહીં. એ કાગળો વાંચતો હતો તે વેળા જદુનાથજી શરમથી નીચે મ્હોડે ટકટક જોયાં કરતા હતા. સભાનું કામ બંધ થયા પછી એક મશ્કરો પોકરણો બામણ ઉભો થઈ બુમ પાડીને બોલ્યો હતો કે 'નર્મશંકરનો ખે.' દીવાનખાનાંમાં ૨૦૦) ને બ્હાર કંપાઉંડમાં ૮૦૦) એક વૈષ્ણવો હતા. કેટલાકનો વિચાર મને મારવાનો હતો. પોલીસનો બંદોબસ્ત ન્હોતો, એવામાં મારા બાપ જેને ખબર ન્હોતી કે છોકરો સભામાં ગયો છે તે ગભરાતા ગભરાતા મારી પાસ આવ્યા—મને તેની ખબર પડી કે ડોસો છુંદાઈ જશે. મેં મારા દોસ્તદાર કિસનદાસ બાવા સાથે તેને વિદાય કીધા ને પછી જદુનાથને કહ્યું કે 'અગર કોઈ મારા ઉપર હાથ ઉગામશે તો તેનો જવાબ તમારે આપવો પડશે માટે કહીદો કે ભીડ ઓછી થાય.' પછી હું ઉઠ્યો ને જોઉંછ તો જોડા મળે નહીં; પગમાં મોજાં ખરાં. હું જોડા પ્હેર્યાવનાં જ દાદર ઉતર્યો. કેટલાકે મને પુછ્યું કે 'પેલો કહાં છે ?' તારે હું ઉત્તર દેતો કે 'આ ચાલ્યો જાયછ.' રસ્તામાં આવ્યો કે તરત એક દોસ્તના જોડા પ્હેરી લીધા ને પછી ઘેર આવ્યો. બારણાં આગળ ઘણા લોક ભેગા થઈ મને ગાળો દેતા હતા પણ બંદા તો બારણાં બંધ કરીને ઉપર ચ્હડી ગયા હતા. સભામાં મારા બોલવાની છટા ઉપર એક બિજા માહારાજ ને આશ્રિત શાસ્ત્રીઓ આશ્ચર્યથી જોયાં કરતા હતા ને એમાંનો એક વિષ્ણુશાસ્ત્રી જે ઉત્તર હિંદુસ્તાન તરફનો હતો તે તો બીજે દહાડે પુછતો પુછતો મારે ઘેર આવ્યો હતો. માહારાજને સંસ્કૃત શિખવતો હતો તો પણ તે મારો પરમ સ્નેહી થઈ પડયો હતો—એ મારી કવિતા વખાણતો ને રૂકમણિહરણથી તો ચકિત જ થઈ ગયો હતો.

૫. સુધારાવાળા જો કે બ્હીકથી મારી સાથે સભામાં આવ્યા ન્હોતા તો પણ તેઓ મારા દોષ બોલવા લાગ્યા કે 'શાસ્ત્ર કોનાં બનાવેલાં છે ?' એ તકરાર ન્હોતી કહાડવી. મેં કહ્યું કે, 'હું મારા વિચારથી ઉલટું નહીં બોલું ને પુનર્વિવાહની તકરાર ચાલી હોત તો જદુનાથજીના કહેવા પ્રમાણે કે 'શાસ્ત્ર ઈશ્વરકૃત છે,' એ ઉપરથી જ હું પુનર્વિવાહ કરવો સિદ્ધ કરત—તમે તો બેસી રહો ખુશે.'

શાસ્ત્ર ઈશ્વરકૃત નથી એ વાત ન્યુસોમાં ચરચાયાથી ૧ મી અકટોબરનાં 'સત્યપ્રકાશ'માં એક આર્ટીકલ એવો આવ્યો કે જેમાં જદુનાથજીના વ્યભિચારવિષે કંઈ બોલાયલું. તે ઉપરથી સને ૧૮૬૧ ની ૧૪ મી મેએ જદુનાથજીએ લાઈબેલની ફરિયાદ માંડી. વચમાં કેટલુંક કામ ચાલ્યા પછી ૧૮૬૨ની ૨૬ મી જાનેવારીએ તપાસ ચાલુ થઈ ને તેમાં ચાળીસ દાહાડા ગયા. (જોવો મહારાજ લાઈબેલ કેસ.)

૬. મારી કવિતામાંના શબ્દો સમજવા નિશાળમાં ભણતાં છોકરાંઓને કઠણ લાગતા હતા, તે ઉપરથી મેં તેમાંના જ અઘરા શબ્દોના અર્થો વર્ણાનુક્રમે લખીને વાકેબ્યુલરી કરવાનો વિચાર કીધો હતો, પણ તેને માટે શબ્દ જુદા પાડ્યા તો ઘણા જ નિકળ્યા—પછી જોસ્સો થયો કે એક મોટો કોશ જ કરવો એટલે તેમાં ભાષાના ઘણાખરા શબ્દો આવી જ જાય. એ વિચારને ડા. ધીરજરામે પુષ્ટિ આપી ને મેં તા. ૧૮ મી નવંબર સને ૧૮૬૦ થી મોટો કોશ કરવો શરૂ કર્યો.

૭. પુનર્વિવાહ સંબંધી હો હો થઈ રહી હતી, એવામાં એક જોડું પુનર્વિવાહ કરવાને તૈયાર થયું—એવું બન્યું કે દીવાળી નામની એક બામણી નાશક જવાના હેતુથી મુંબઈ જઈ એક વાણિયાને ઘેર ઉતરી હતી. એ વાણિયો મને ઓળખે ખરો. એણે મારી પાસે આવી વાત કરી કે, 'આજકાલ પુનર્વિવાહ વિષે મ્હોટો ઘોંઘાટ થઈ રહ્યોછ ને તમે જો મારે ઘેર આવો તો એક સ્ત્રીને બતાવું જે કરવાને તૈયાર થઈ છે.' હું ત્હાં ગયો ને તે બાઇયે કહ્યું કે, હું કરૂં તો ખરી પણ એમ કરવાથી હમારા પર હરકત આવી પડે તો સુધારાવાળાઓએ સાહ્ય રહેવું પડે—મેં કહ્યું કે, 'તમે પુનર્વિવાહ કરીને રૂડી રીતે રહેશો ને બીજીઓને રૂડો દાખલો બતાવશો તો તમારી મદદે કોણ નહીં રહે ?' હું તો વાત કરી ઉઠ્યો—ને વિચારતો હતો કે મિત્રોને કાને નાખું એટલામાં બીજે દાહાડે મેં ડા.

ધીરજરામને ઘેર ગુજરાતી મિત્રમંડળી અને પેલો વાણિયો તથા પેલી બાઈ એ સહુને દીઠાં. ત્હાં મિત્રો અને પેલી બાઈ વચ્ચે વાતચીત થતી હતી–હું તો જોયાં જ કરતો હતો. છેલ્લી વારે નક્કી જણાયું કે, એ બાઈ તો તૈયાર છે–હવે કોઇ પુરૂષ જોઇયે. એવામાં પેલા વાણિયાએ પોતાના બીજા વાણિયાઓની મદદે એક ગણપત નામનો બામણ પેદા કર્યો. પછી તેઓ મહાલક્ષ્મીમાં આઠ દાહાડા સાથે રહ્યાં ને નવમે દાહાડે વાસુદેવ બાબાજીની દુકાને મેં અને થોડાક મિત્રોએ તે બામણને કેટલાક સવાલો કર્યા કે 'કેમ ભાઈ તું પૈસાને માટે કરેછ, પેલીને રઝળાવવાને કરેછ, કે હંમેશ સાથે રહી બિજાંઓને રૂડો દાખલો બતાવવાને કરેછ ?' ત્યારે તે બોલ્યો હતો કે, 'પ્હેલો દાખલો બતાવવાથી સુધારાવાળાઓમાં માન વધશે પણ, બિજા ઘણાક લોકમાં તો હું બેઆબરૂ થઈ જઈશ–ને પુનર્વિવાહ કર્યા પછી જો હું પેલીને રઝળાવું તો દુનિયાંમાં મારે ઉભું રહેવાનું ઠેકાણું કહાં ? હું કંઈ પૈસાને માટે નથી કરતો.' એ તેની બોલી ઉપરથી અને તેઓએ આઠ દાહાડા સાથે રહીને મન મેળવ્યું તે ઉપરથી સુધારાવાળાઓએ આગેવાની કરી. પછી એક બ્રાહ્મણે ડા. આતમારામનાં નવાં ઘરમાં મ્હોટી ધામધુમથી વિધિયુક્ત પુનર્લગ્ન કરાવ્યું. એ સમારંભમાં પરમહંસ સભાના અને બુદ્ધિવર્ધક સભાના સાથીઓ વરવહુને ચાંલ્લો કરી શોભા આપવામાં હતા. (જોવું ૧૬ મી ડીસંબર ૧૮૬૦ નું સત્યપ્રકાશ) એ જોડું જારે પુનર્વિવાહ કરવાને તૈયાર થયું તારે સુધારાવાળાઓએ તે કામ પાર પાડી આપવાનું માથે લીધું.

એ પુનર્લગ્ન થયા પછી જદુનાથજી માહારાજે સુધારાવાળાઓની ફજેતી કરાવવાના વિચારથી પોતાના આદમીઓની મારફતે ગણપતને સમજાવવા માંડ્યું કે સુધારાવાળાએ તને ફસાવ્યો–તું જો સુધારાવાળાની સામે થશે તો તને હમે ન્યાતમાં લઈશું વગેરે.–ને તે એટલે લગી કે એક અંગ્રેજ વકીલને ત્હાં એક કરારનામું તેની પાસે કરાવ્યું. તેમાં ઘણું કરીને એવું કે મેં ભાંગ પીધી હતી અને તે વખતે મને ભુલથાપ આપી સમજાવી પુનર્વિવાહ કરાવ્યો ને ફલાણા ફલાણા સુધારાવાળાએ મને આટલા આટલા રૂપિયા આપવાની કબુલાત આપી હતી ને હવે તેઓ આપતા નથી વગેરે. કોણ જાણે શું હશે પણ એવું બન્યું તાંહાં વકીલની ઓફીસમાં એક જણ જે સુધારાવાળાની તરફનો હતો તેણે તેને સમજાવ્યો કે વિચારીને કાલે સહી કરજે. તે ગણપત પણ અંદેશામાં પડ્યો કે સહી કરીને પછી કદાચ મહારાજે ન ગાંઠયો તો નહીં આમ ને નહીં આમ–પુરૂં રઝળવું પડશે. પછી તેણે તે વખત સહી ન કરી. એમાંની કેટલીક વાત તે ગણપતે તે રાતે મને કહી હતી; ને મેં તેને સુધારાવાળાઓની તરફથી સારીપેઠે સમજાવ્યો હતો. તે વાર પછી એક દાહાડો તેણે કંઈ નિચો કીધો. કરીને સુધારાવાળાઓને ગાળો દેવા માંડી, તેમાં મને તો પુષ્કળ જ. એ ગણપતનું ભલું કરવામાં કેટલાક શ્રીમંતો પણ હતા; પણ તે સુધારાવાળાની સાંમે થયો તેથી તે શ્રીમંતો અને બીજા સુધારાવાળાઓએ તેને છોડી દીધો. પછવાડેથી એ ગણપતે ને એ દીવાળીએ મને ને બાલાજી પાંડુરંગને રોજ રોજ હમારે ઘેર આવી એવા તો સતાવ્યાછ કે કંઈ કહ્યાની જ વાત નહીં. હમે તેના ઉપર ઉપકાર કીધેલા તેના બદલામાં તેઓએ હમને ગાળો દીધેલી ને એમ છતાં જારે તેઓ ખાવે હેરાન થવા લાગ્યાં તારે હમે દયા જાણીને તેઓને યથાશકિત મદદ કર્યા કીધી. રે જારે એ બાઈ માંદી પડી હતી ને પછી મરી ગઈ તારે મેં મારી તરફથી દયા જાણીને દ્રવ્યની સારીપઠે મદદ કરી હતી. હા એટલું થયુંછ કે તેનું મુડદું થોડી વાર રઝળ્યું હતું–કારણ કે સુધારાવાળા તો તે જોડાંમાંનાં કોઈનું મ્હોડું જોવાને ઈછતા નહીં;–ને મને એક પ્રસંગ એવો આવ્યો હતો કે તેઓનાં ઘણાં સતાવવાથી મારે પોલીસમાં જઈ તેઓનો બંદોબસ્ત કરવો પડ્યો હતો. એ મરણ પ્રસંગે હું જાતે દૂર રહ્યો હતો, પણ પૈસાથી મેં સારીપઠે મદદ કરી હતી. જોકે એ પુનર્વિવાહના પ્રયોગનું ફળ સારૂં ન નિકળ્યું તો પણ સુધારાવાળાને એટલો સંતોષ છે કે તે બે જણાં ઘેર ઘેર કુતરાં ભસાવાથી બંધ રહી એક બીજા સાથે સ્નેહ ને સંપથી રહ્યાં હતાં. પછવાડેથી તેઓએ પોતાંને હાથે જ પોતાની ખરાબી કરી–સુધારાવાળાને ગાળો દીધી–શત્રુ માહારાજ એ પણ કારણ છે. પ્રથમ પ્રયોગ એવા જ હોય છે. લોકો કહે છે કે પ્રથમ ઊંચી પ્રતનું જોડું નિકળવું જોઇયે, પણ એ વાત ન બને તેવી છે. જેટલા સુધારા થયાછ તે, ઘણાક મધ્યમ પંક્તિના લોકથી અને થોડાક મૂરખ ફાટેલ લોકથી પણ.

૮. એ જ વરસમાં જાતિભેદ તોડનારી એક ધર્મસભામાં દાખલ થવાને તેમાંના એક વિદ્વાન દક્ષણી બ્રાહ્મણ મિત્રે મને આગ્રહ કર્યો. મેં તેને કહ્યું કે 'એ સભાનો ઠરાવ જો આવી રીતે થાય કે એમાંના કેટલાક મેમ્બરો ઉપદેશક થઈ, ઠામ ઠામ જાહેર ભાષણો કરે, પોતાના મત બ્હાર પાડે ને તે પ્રમાણે વર્તે તો હું એમાં દાખલ થાઉં.' ત્યારે તેણે કહ્યું કે 'એ સઘળી વાત પછી થઈ રહેશે. તમે હમણાં દાખલ થાઓ.' પછી એ તેના કહેવાં ઉપરથી હું તે સભામાં દાખલ થયો.[1]

૯. એ જ વરસમાં મારી ડાહીગવરી તેર વરસની ઉંમરે મ્હારે ઘેર રહેતી થઈ.

---

૧. ૧૮૬૦–૬૧ માં સુધારાં સંબંધી મારો જોસ્સો પણો જ હતો. છુપાં જે કામ થાય તેમાં ઇશ્વરના ને લોકના ચોર થવાય છે માટે જે કરવું તે જાહેરમાં કરવું એવો જોસ્સો તે વખત હતો. ૧૮૬૧ માં એક પ્રસંગ એવો આવ્યો હતો કે તે સભામાંના મુખ્યીઓમાં કાટફુટ થઈ ને તે ભાંગી પડી. તેમાંના ૬ જણાઓએ ઠરાવ કર્યો કે આપણે તો બ્હાર પડવું જ. તેમાં હું પણ હતો. મેં મારા બાપને કહ્યું કે 'આવું છે માટે તમારે જૂદા પડવું હોય તો કહી દ્યો,' તે ગભરાયા. (ઘણેક પ્રસંગે હું સુધારા સંબંધી ઘણો જ જોસ્સો બતાવી મારા બાપનું મન દુખવતો પણ તે વેળા હું કહેતો કે, 'ભાઈ હું તમને દગો નહીં દઉં. હમણાં તમારૂં મન દુખાઓ તો દુખાઓ.') એવું બન્યું કે હયારામાંના પાંચ જણ હઠી ગયા એટલે મારે પણ અટકવું પડ્યું; બાકી કીદાડનો હું બ્હાર પડ્યો હોત.

# વિરામ ૯★

## ૧૮૬૧-૬૪

૧. સને ૧૮૬૧ ની ૩ જી મારચે, ૧૯૧૭ના માહા વદ ૭ મે મારો બાળમિત્ર પરભુરામ અહીં સુરતમાં મારાં ઘરમાં મરી ગયો. સાચવટ ને સ્વતંત્રતા એ બે સદ્ગુણવાળા એ મારા જોડિયાનાં મરણનું દુઃખ થોડા દાહાડા મને ઘણું લાગ્યું હતું.

૨. અપરેલની શરૂઆતમાં મારે બે કુળવંતી સ્ત્રીસાથે સ્નેહ બંધાયો.

૩. ૧૩ મી અપરેલે ભાઈ મહિપતરામ વિલાતથી પાછા મુંબઈ આવ્યા. એઓને તેડી આણવાને હું સામો બંદર ઉપર ગયો હતો. એઓને ઉતારો આપવાને ધીરજલાલ વકીલનું ઘર આગળથી મુક્કરર કરી રાખવામાં આવ્યું હતું, તે ઉપરથી તેઓ ત્યાં ઉતર્યા હતા.

૪. જ્યારથી મહિપતરામ વિલાત ગયા ત્યારથી બુદ્ધિવર્ધક સભાના આગલા પ્રમુખ ગંગાદાસ[1] કીશોરદાસ મને રોજ સતાવ્યાં કરતા કે તમે મહિપતરામ સાથે જમવાનો વેહેવાર રાખો તો જ તમારી જાહેર હિંમત ખરી, ને તમે નાગરાઓ લુચ્ચા છો. હું કહેતો કે મારા એકલાના જમવાથી આખી ન્યાત જમવાની નથી; ને હમારે બંનેને ન્યાત બ્હાર રહેવું પડશે; ને તે કરતાં મહિપતરામના જે નાગર મિત્રોએ કાગળ લખી સાથે જમવાનું વચન આપ્યું છે તેઓ જમશે તો હું પણ જમીશ; ને જ્યારે સુધારાવાળાઓનો આખરે વિચાર જાતિભેદ તોડવાનો છે ત્યારે તમે હમે સહુએ સાથે કેમ ન જમવું ? વળી મારો ઘણા કાળનો એ જ વિચાર કે ન્યાત બ્હાર રહેવું ત્યારે પછી કોઈ પણ ન્યાતિ સાથે જમવું. એ જોસ્સો અને ગંગાદાસનાં નિત્યના બોલવાથી લાગેલો ગુસ્સો એ બેથી ઉશ્કેરાઈને મેં તા. ૧૫મીએ આકાશવાણી એ નામનું હેંડબીલ છપાવી ડા. ભાઉને ત્હાં, જહાં ભાઈ મહિપતરામને મળવાને સહુ એકઠા થયા ત્હાં વ્હેંચ્યું. (આકાશવાણીને સારૂ જોવું નર્મગદ્ય પાનું ૪૨૯ મું.)

એક વખત મી. હાવર્ડે મારા મિત્ર બાલાજી પાંડુરંગ સાથે કહેવાડ્યું હતું કે 'નર્મદાશંકર મહિપતરામને કેમ મદદ નથી કરતા?' મેં કહેવાડ્યું હતું કે, 'સઘળી મદદ કરવાને તૈયાર છઉં ને સાથે જમવાને માટે મારો વિચાર એ છે કે જો બીજા ચાર મિત્રો જમે તો પાંચમો હું તૈયાર છઉં'.

૫. એ વરસમાં હું જરતોસ્તી છોકરીઓની નિશાળમાં[2] રૂ. ૨૫ ને પગારે મારા શિષ્ય ગણપતરામ હેમજીની મારફતે એક કલ્લાક કવિતા ગાતાં શિખવતો. તેમ મી. સ્ટનર્સ ને મી. હોબાર્ટ એ બે વેપારીઓને પણ અઠવાડીયાંમાં બે વાર રૂ. ૫૦ ને પગારે ગુજરાતી શિખવવા જતો; વળી બે ત્રણ શ્રીમંત પારસી ગૃહસ્થોને ત્હાં પણ જતો.

૬. એ વરસમાં કે આવતાં વરસમાં (બરાબર સાંભરતું નથી) મેં વાલકેશ્વરમાં ગોકળદાસ તેજપાળને બંગલે એક રાતે હરદાસની કથા કરી હતી ને મને તેઓએ રૂ. ૫૦) આપ્યા હતાં.

૭. એ વરસમાં હું દરરોજ એક કલ્લાક ગાયન શિખતો.

૮. એ વરસમાં મેં 'કવિ કવિતા' અંક ૩ જો ને 'નર્મકોશ' અંક ૧ લો એ બે છપાવી બ્હાર પાડ્યાં હતાં; ને કેટલીએક કવિતા ઘરમાં લખી રાખી હતી.

૯. સને ૧૮૬૨ ની શરૂઆતથી તે જુન સુધી હું રાતદાહાડો અંગ્રેજી ને ગુજરાતી ડિક્શનરી બનાવવામાં મારા મિત્ર નાનાભાઈ રૂસ્તમજી ને અરદેશર ફરામજી સાથે ગુંથાયો હતો. એ પુસ્તકનાં વેચાણથી મને ત્રીજે હિસ્સે પણ સારી પઠે નફો થયો હતો.

૧૦. ફેબ્રુઆરીમાં મેં લાઈબલ કેસમાં શાહેદી આપી હતી.

૧૧. મેં મહીનાથી મેં પ્રીતિવિયોગનાં દુઃખથી રીબાવા માંડ્યું ને એ દુઃખમાં મેં ઘણીએક કવિતા કરી.

૧૨. એ વરસમાં મેં નર્મકવિતા પુસ્તક ૧ લું (સાત વરસની કવિતાના સંગ્રહનું) કહાડ્યું.

૧૩. સપટેમ્બર ૧૦મીથી તે ૯ મી અકટોબર સુધી મેં દક્ષણ ને ગુજરાતમાં પ્રવાસ કર્યો. જેનું વર્ણન નર્મકવિતાનાં બીજાં પુસ્તકમાં પ્રવાસ વર્ણન નામની કવિતામાં છે. એ પ્રવાસમાં હું સૃષ્ટિસૌંદર્યમાં લીન હતો. જંગલનું ઘાસ, નદિનો કાદવ, દરીયાનો પથ્થર વગેરે હલકી ગણાતી વસ્તુઓએ મારાપર ભારે અસર કરી હતી. ખરેખર હું એક જાતના યોગાનંદમાં હતો. એ ચોમાસાંના પ્રવાસમાં મારાં શરીરને ઘણી ઘણી અથડામણ થઈ હતી ને એક બે વખત તો ઘાત થાય તેવું હતું, તોપણ મને કંઈ જણાયું ન્હોતું.

---

★ કીર્તિનો મધ્યાહન - સં.

૧. જારે ભાઈ કરસનદાસ મુળજી વિલાતથી આવ્યા ને ગંગાદાસનો તેની સાથે જમવાનો વખત આવ્યો તારે તે બહુ ગભરાયા; ને આખરે ન જમ્યા! 'આપકી તો લાપસી, ને પરાઈ તે કુસકી.'

૨. સહુ મળીને એ નિશાળમાં બે વરસ ને એક મહીનો કામ કર્યું - ૧ લી ડીસેમ્બર ૧૮૬૦ થી ૩૧ મી ડીસેમ્બર ૧૮૬૨ સુધી.

સૃષ્ટિસૌન્દર્ય જોવાની ઘેલાઈ એટલી હતી કે નબળા શરીરમાં પણ બળાતકારનું કૌવત આવી રેહેતું. પ્હાડોમાં ભમવાં, અને રાતે રસ્તો ભુલ્યાથી ઝાડીઓમાં રઝળવાં, એમાં પણ મને આનંદ થતો. દક્ષણના પ્રવાસમાં મારી સાથે ઝીણારામ નામનો મારો મ્હેતો હતો અને ગુજરાતના પ્રવાસમાં મારો મુખ્ય મ્હેતો નરભેરામ અને મારો મિત્ર પરભુરામ મેહેતાજી એ બે હતા.

૧૪. ડિસેમ્બરમાં મેં નર્મકોશનો અંક ૨ જો કહાડ્યો.

૧૫. મેં એક વખત મારા મિત્ર કરસનદાસ માધવદાસને કહ્યું હતું કે, મારી મરજી ગુજરાતમાં ગામોગામ સુધારાનો ઉપદેશ કરવાની છે. મુંબઈમાં એક મિશન ઊભું થાય ને હું તેની તરફથી જાહેરમાં ઉપદેશ કરૂં;—ને એને માટે શાસ્ત્રી, લખનાર, વગેરેનું એસટાબ્લિશમેંટ જોઈયે; ને એના ખરચના રૂ. ૩૦૦ (મારૂં પણ અંદર આવી ચુકું) મહિને થાય તે તમારાથી ત્રણ વરસ સુધી અપાય તેમ છે ? તારે તેઓ બોલ્યા હતા કે 'સો સો રૂપીયા આપ્યાં કરીશ;' મેં કહ્યું, 'એક જણ બીજા સો રૂપીયા આપે તેવો છે પણ ત્રીજા સો જોઈયે.'—પછી તે વાત બંધ રહી.

૧૬. ૧૮૬૨-૬૩ ના વરસને સારૂ મને ૨૮ મી જાનેવારી ૧૮૬૩ એ સરચાર્જને સારૂ પત્રક આવ્યું હતું. એ વેળા હું મજગામમાં રેહેતો હતો—મને એવો જોસ્સો થઈ આવ્યો કે, 'સાલેમલી ડિક્લેર' કર્યા પછી મારા સરખા જાહેર માણસની સાચવટપર શા માટે શક જવો જોઈયે—હું ચાર દાહાડા બહુ ગભરાયો રહ્યો. ૩ જી ફેબરવારીએ હું ઇનકમટાક્સ કમીશનર કરટીસ જે ઘણો જાહેલ હતો તેની પાસે મારા મિત્રો આસેસરોની મરજી ઉપરાંત ગયો. તેઓને ધાસ્તી હતી કે આજ કવિ કેદમાં જશે. હું તો અંદર ગયો ને સાહેબને કહ્યું કે 'આ પ્રમાણે નાણાં સંબંધી વિગત, આ પ્રમાણે આબરૂ ને આ પ્રમાણે મારો જોસ્સો છે. સરચાર્જ એથી વધારે માંગશો તો હું આપવાને તૈયાર છઉં પણ મને જે લાગે છે તે જાહેરમાં કરૂંછ.' સાહેબ બહુ ચીડાયા પણ પછી મારો રોપ જોઇને બોલ્યાં કે, એવું ભાષણ ઘરમાં કરવું ને પછી કહ્યું, જાઓ. પછવાડેથી સરચાર્જ થોડોક ઓછો થયો હતો.

૧૭. સને ૧૮૬૩ ની શરૂઆતથી મેં નર્મકવિતા પુસ્તક બીજાના અંકો છપાવવા માંડ્યા ને પછી વરસની આખેરીયે તે અંકોનું એકઠું પુસ્તક કહાડ્યું.

૧૮. એ વરસમાં નાણાંની તાણ, પ્રીતિવિયોગ, મિત્રોનું બેદરકારીપણું વગેરે વાતોથી મારાં મનમાં બહુ અભરાટ હતો. તેમાં શેરની ઘેલાઈ શરૂ થયેલી ને તેમાં લોકો સારીપઠે કમાતા તે જોઈને મને પણ દુઃખ થતું હતું કે જેઓ સુધાં આચરણથી સુધો ઉદ્યોગ કરેછ તેઓનું દુનિયામાં કંઈ ફાવતું નથી ને જેઓ ખોટાં આચરણથી ખોટાં ઉદ્યોગ કરેછ તેઓનું ફાવેછ એ તે કેવી કુદરત ! હું મારાં મનને રમાડવાને શૃંગારરસ, દુઃખમાં ધીરજ આપવાને શાંતરસ અને પ્રપંચી સંસાર સાથે ધર્મજુદ્ધ કરવાને વીરરસ લખતો.

૧૯. સને ૧૮૬૨-૬૩ માં હું મારી દલગીરી મટાડવાને અંગ્રેજી કવિનાં જન્મચરિત્ર ને તેઓની કવિતા વાંચતો.

૨૦. સોળમી નવેમ્બરે—કારતકસુદ ૫ ને સોમવારે મેં મારા મિત્રોને ઘેર તેડી મારી કવિતા સાજસાથે મારા શિષ્યો પાસે ગવાડી હતી.

૨૧. એ વરસની આખેરીમાં મારા બાપ અહીં સુરતમાં ખાટલાવશ થયા હતા ને મારે બે ત્રણ વખત મુંબઈથી સુરત આવવું પડ્યું હતું—છેલ્લો હું સને ૧૮૬૪ ની જાનેવારીમાં પગરસ્તે આવ્યો હતો—ને મારા આવ્યાને તીજે દહાડે તા.૧૮મી જાનેવારીએ તેઓ મુક્ત થયા. સુરતમાં મારા બાપના મંદવાડમાં હું મુંબઈમાં તેથી તેઓની ચાકરી મારા નરભેરામે સારી પઠે કરી હતી.

૨૨. મુંબઈમાં એ વખત શેરની ઘેલાઈની સાથે નાટક કરવાની ઘેલાઈ ચાલતી હતી. નાટક તે શું ને તે કેવી રીતે કરવાં એ વાતની તો સમજ નહીં, પણ કોઈ પણ રીતે ગમે તે રીતે વેસ ભજવી હસાવીને નાણું કહડાવવું એવો નાટક મંડળીઓનો વિચાર હતો. બે પારસીઓએ મને કહ્યું કે 'તમારી કવિતા હમને નાટકગ્રહમાં ગાવાની રજા આપો.' મેં કહ્યું કે 'મારી કવિતા ગાયાથી લોક ખુશી થાય તેવી લોકની સમજ નથી.' તેઓએ ઘણો આગ્રહ કર્યો ત્યારે મેં કહ્યું કે, 'અકકેકી બેઠકને સારૂ કાગળ કરી આપું તેના રૂપીયા ૧૦૦ લઉં ને બાજો ખરચ ગવૈયાનો અને નાટકમાં ગાનાર છોકરાઓનો ને નાટકગ્રહના ભાડાંનો તમારે આપવો; તેમ સાંભળવા આવનારની ફી સઘળી તમારે લેવી.' તા. ૯ઠી ને ૧૬ મી મેએ નર્મગીતગાયક મંડળીની બેઠકો થઈ. તેમાં લોકની તરફથી પુરતો આસરો ન મળ્યો, ને ઉલટી ખોટ ગઈ તેથી તે મંડળી ભાંગી પડી ને રૂ. ૨૦૦ મેં તેઓની દયા જાણી પાછા આપ્યા.

૨૩. પછી હું અમદાવાદ ગયો ત્યાં મી. કરટીસે કહ્યું કે, 'અહીંના લોકો તમારૂં ભાષણ સાંભળવાને ઘણા ઇન્તેઝાર છે, માટે ભાષણ આપીને જાઓ'—મેં કહ્યું કે, 'આજ કાલ તજવીજ થાય તો સારૂં. કારણ કે મારે જલદી જવું છે.' તે બોલ્યા કે, 'પ્રેમાભાઈ અહીં નથી.' મેં કહ્યું, 'ભાષણ લોકને માટે છે, પ્રેમાભાઈ હોય તો શું ને ન હોય તો શું.' પછી તેઓએ કહ્યું કે, 'હું દલપતરામને કહેવડાવીશ.' પછી હું દલપતરામને મળ્યો. તેઓએ પણ કહ્યું કે, 'અહીંના લોકની મરજી છે માટે ભાષણ કરો.' પછી મેં તા. ૨૭ મી મેએ જાહેર ભાષણ કર્યું ને તે સમે ત્યાં હાજર એવા મારા જુના મિત્રોને હું મળ્યો.

૨૪. સુરત આવી તા.૩૧ મીએ એંડ્રુસ લાયબ્રરીમાં ભાષણ કર્યું ને પછી મુંબઈ ગયો.

૨૫. એ વરસમાં પ્રથમ અંકોમાં ને પછી આખા પુસ્તકમાં નર્મકવિતા છાપી પ્રગટ કરી,—એ મારૂં ૩ જું પુસ્તક.

૨૬. સપ્ટેમ્બરમાં ડાંડિયો શરૂ કર્યો અને નર્મકોશ અંક ૩ જો બ્હાર પાડ્યો.

૨૭. બાપના ઉભા વરસનો ખરચ, શેરની ઘેલછાથી લોકનું મન પુસ્તકો વાંચવા તરફ ન હોવાને લીધે ચોપડીઓનું વેચાણ બંધ, ઘરખરચ પણ મોટો(ઘરનું ભાડું મુંબઈમાં રૂપીયા ૭૫), તેમાં વળી જન્મથી હું હાથનો છુટો એટલે પછી પુછવું જ શું—એ કારણથી મારૂં મન પૈસાની તરફથી ઘણું ઉદાસ રહેવા માંડ્યું. દેવું છએક હજારનું થઈ ગયલું; તેમાં પાછો હું મમતે ભરાયલો કે, વારૂ કહાંસુધી એમ તંગીમાં રહેવું પડેછ તે તો હું જોઉં; વળી શ્રીમંત મિત્રોની તરફથી દ્રવ્યની મદદ ન મળતી તેથી તેઓ ઉપર ચ્હીડ - એ કારણોથી પણ મારૂં મન ઉદાસ રહેતું. હું મનના ગમાડાને માટે ઘણોઘણો ખરચ કરતો—તેમાં માગનારને આપવું ને ગુણીની કદર બુઝવી એ જોસ્સો ઘણો હતો. નવી દોલત ગાયનમાં કંઈ જ સમજે નહીં.એવી રાંડીમાં ને એવા ગવૈયાઓમાં ઉડતી તે જોઈ હું બહુ ચ્હિડાતો. સારા ગવૈયાઓની કદર થાય અને ગરીબોને અપાય એ હેતુથી આસો વદ ૧૦ વાર ભોમે,- તા. ૨૫મી અક્ટોબરે મેં પચ્ચીસેક ગવૈયાઓનીબેઠક કરી; અંતે આખી રાત ગાયન થઈ રહ્યા પછી દરેકની યોગ્યતા પ્રમાણે આપતાં મેં રૂા. ૨૦૦ ખરચ કર્યો.

૨૮. નવમ્બરમાં ફ્રેયર લાંડ રેકલેમેશન કમ્પની ઊભી થઈ; તેમાં મારા મિત્ર ભાઈ કરસનદાસ માધવદાસ એક મુખી હતા. એણે ઘણાખરા પોતાના મિત્રોને શેરો આપ્યા હતા. મને મારા કેટલાક દોસ્તોએ કહ્યું કે, આ પ્રસંગે તમે કરસનદાસને જઈને મળો એટલે તમને પણ શેર મળશે. મેં કહ્યું કે, તેની નજરમાં આવશે તો મોકલશે--હું કંઈ જઈને માગનાર નહીં. કેટલાકે કહ્યું કે, માગ્યા વિના મા પણ ન પીરસે. મેં કહ્યું કે, મા જ છે તો હઠીલાં બાળકને પણ ખવડાવશે જ ને મિત્ર જ છે તો તે માગ્યા વનાં પણ આપશે જ. એ મારી હઠ જોઈને ઘણા જણો મારી નાદાની વિશે બોલવા લાગ્યા; તેમાં કેટલાએક કરસનદાસ વિષે પણ બોલવા લાગ્યા. મેં મારા મિત્રોને કોઈને કંઈ ને કોઈને કંઈ કહી ઉડાવ્યાં કીધાં. કોઈને કહ્યું કે, મને આપેલો જ છે; કોઈને કહ્યું કે મને મળનાર જ છે, કોઈને કહ્યું કે, કરસનદાસનો મારા ઉપર ઘણો ઉપકાર છે એટલે તે નહીં અપાવે તો કંઈ ફીકર નહીં. એક મારા નાગર મિત્રે મને કહ્યું કે કવિ, આ વેળા તમે ન ચુકો; મારા સમ તમે ન જાઓ તો; ને મારે માટે જાઓ; એવું ઘણું ઘણું કહ્યું તેથી હું શરમાઈ ગયો ને આખરે મારે તેને લાચારીથી કહેવું પડ્યું કે હું જઈશ; પણ પછી મેં ઘેર આવીને પાછો વિચાર ફેરવી નાખ્યો.

એવું બન્યું કે એ વખતમાં ભાઈ કરસનદાસે પોતાની વરસગાંઠને દાહાડે મને તેડું કર્યું હતું. તેથી એ ઉપરથી હું મારા મિત્ર સાથે તેની સીગરામમાં બેસી જનાર હતો પણ મનમાં તો એમ જ કે, શેર સંબંધી કંઈ બોલવું નહીં. રાતના ૯ વાગે મિત્રે કહેવડાવ્યું કે,'મારી તબીયત દુરસ્ત નથી ને સીગરામ આવી શકે એવું નથી.' એ ઉપરથી હવે રાતે દસ વાગે કોણ જાય, એમ વિચારી મેં જવાનું બંધ પાડ્યું. પણ વળી પાછો વિચાર કીધો કે મારે બાપનું વરસી વાળવા સુરત જવું છે ને ત્યાં ઝાઝા દાહાડા થશે માટે એક વાર મળી આવું તો ઠીક ને એમ સમજી બગી કરીને ગયો. ત્હાં થોડાક મિત્રો બેઠેલા હતા. જતાં વારને કરસનદાસે પોતાની પાસે બેસાડી મને કાનમાં કહ્યું કે, 'તમારે માટે એક શેર રાખ્યો છે હો.' મેં કહ્યું, 'એની શું જરૂર છે !' ને ત્યાં ઘણીક વીરરસની કવિતા ગાઈ ને સહુ મંડળી પ્રસંન થઈ. એ સમે બાલાજી પાંડુરંગ જે મારી 'વીરરસની કવિતા' ઉપર ઘણા આસક્ત છે તે તો 'હિંદુઓની પડતી' સાંભળીને ઘણા જ ખુશી થયા. પછી ચાર પાંચ દાહાડે મેં મારા મિત્રની મારફતે ઉપર કહેલો મળેલો શેર વેચ્યો. તેમાં રૂા. ૫૭૦૦) નફો થયો. તેમાં કરજ બિલકુલ અદા કર્યું—પછી ડિસેમ્બરની આખરે હું સુરત આવ્યો.

૨૯. સુરતમાં મારાં એક કાકી મરી ગયાના સબબથી બાપનું નીલોદ્વાહ કર્મ અટક્યું; તે દાહાડા પંદરેક પછી કીધું. પણ એ ગાળામાં મેં ડભોઈ જઈને દયારામ વિશે કંઈ વધારે હકીકત મેળવવાનો વિચાર કર્યો ને હું ત્યાં જવા નિકળ્યો. મિયાંગામ ઉતર્યો ને ત્યાંથી ગાયકવાડે ડભોઈની નવી સડક કરી છે તે ટુંકે રસ્તે જવા સારૂ એક વાગનની ત્યાંના સ્ટેશન માસ્તર પાસે રજા લીધી; ને તેમાં હું, મારા ત્રણ સાથી અને એક ડભોઈના મોદીનો છોકરો (ભોમીયા દાખલ) બેસી મજુર પાસે ધકેલાવી ત્હાં ચાલ્યા. સડક તુટેલી તેથી વાગન છ ગાઉ આવી અટક્યું. ત્યાં કારવશ ગામમાં ન રહેતાં રાતોરાત ડભોઈ જાવું ધાર્યું. સડકે સડકે ચાલતાં હમને બહુ મુસીબત પડી. અંધારી રાત, વચમાં વચમાં તુટેલી સડક ને આજુબાજુએ ખાડાખબોચીયાં. બેસી બેસીને ઢોળાવ ઉતરતાં, ફાંફાં મારીને સડક ગોતતાં ને જંગલી જાનવરોના બીહામણા શબ્દો સાંભળતાં, મને ને નરભેરામને તો ઘણો જ આનંદ થતો હતો. કડાકડીની ટાહાડ, અને કકડીને લાગેલી ભુખ, એવી મુસીબતે આઠ ગાઉ ચાલીને ડભોઈને દરવાજે રાતના ત્રણ વાગે આવ્યા. જોઈએછ તો દરવાજો બંધ એટલે ત્હાં એક વાગન પડ્યું હતું તેમાં પડી રહ્યા. સ્હવારના પ્હોરમાં દરવાજો ઉઘડાવીને તળાવની ધર્મશાળાને ઓટલે બેઠા ને અહીં દુધ વગેરેનો ફરાળ કર્યો. ત્રણ દાહાડા રહેવા માટે અલાઈદું મકાન શોધવાના વિચારમાં હતા, એટલામાં ખબર મળી કે ચાણોદ કન્યાળી અહીંથી છ ગાઉ થાય છે. એ ગામો નર્મદાને તટે તીર્થસ્થળ છે, માટે ત્યાં સૃષ્ટિસૌંદર્ય સારૂં હોવું જોઈયે એમ ધારી ત્યાં જવાનો વિચાર કર્યો. તરત ગાડું જોડાવી નિકળ્યા તે એક વાગે ચાણોદ પહોંચ્યા. ગામમાંથી જાતાં ત્યાંના બ્રાહ્મણોએ હમને ઘણો કંટાળો આપ્યો—કેવા બ્રાહ્મણ છો, ક્યાંથી આવોછ, તમારો ગોર કોણ છે, એવા એવા સવાલો પુછ્યા—પણ હમે તેને ન ગણકારતાં આગળ ચાલ્યા. પછી ત્યાં મારા મિત્ર સાથી પરભુરામના ઓળખીતાને તાંહાં ઉતારો કીધો. ત્યાં ફરાળ કરી તરતના

તરત ગાઉ ઉપર કન્યાળી છે તાંહાં કાંઠે કાંઠે ચાલતા ગયા. વચમાં ઓરસંગમ આવેછ તેમાં નાહીને આસપાસ ભમ્યા; દેવદેહેરાં કર્યાં ને સાંજે પાંચ વાગે પાછાં ચાણોદ આવી ઉતારે ઉતરી મોદીક લીધા. રાતે પાછા ગામમાં ફરવા નિકળ્યા તે શેષસાઈને મંદિરે ગયા; ત્યાં સેનની આરતી થતી હતી ત્યાં દર્શન કીધા પછી હું તો તુરત પાછો નીચે ઉતરતો હતો એવામાં એક બ્રાહ્મણ સ્તોત્ર ભણતો હતો તેણે મારા સાથીને પુછ્યું કે આ નર્મદાશંકર તો નહીં ? તે લોકોએ કંઈ કારણસર પુરો જવાબ દીધો નહીં, પણ બે ત્રણ વાર પુછ્યું તારે એક સાથીએ કહ્યું કે, 'હા.' તેમણે પછી મને બોલાવ્યો ને પછે મેં જોયું તો તે તો દયારામનો શાગરીદ રણછોડ હતો. આળે જઈ તેની સાથે મેં વાત કીધી. પછી રણછોડે કહ્યું કે, 'હું પરમ દાહાડે ડભોઈ આવીશ તમે તાંહાં ઠરજો.' મેં કહ્યું, 'હું તમારે જ માટે આવ્યો છઉં માટે તમે ખસુસ આવજો'—પછી ઉઠયા ને ત્યાંથી વળી પાછા ગામમાં ને નર્મદાતીરે અંધારામાં ફર્યા; અગિયાર વાગે સુતા ને પાંચ વાગે ગાડું જોડાવી ચાણોદથી ડભોઈ આવવા સારૂ સ્હવારમાં નિકળ્યા.

૩૦. ચાણોદમાં ઘણી વસ્તી બ્રાહ્મણોની છે. તેઓ પોતાનો ગુજારો તાંહાં તીર્થ કરવા આવતા જજમાનો ઉપર રાખે છે. લોક ખાઉધર, લોભી, નિર્લજ ને લુચ્ચા છે; પણ બૈરાં માયા ઘણી બતાવે છે—ચાણોદ કન્યાળીમાં છિનાળાંની વાત તો પુછવી જ નહીં—તીર્થે એમ જ જોઈયે ! ચાણોદ કન્યાળીના બગાડા વિશે હું ઘણું સાંભળતો હતો તેનો નગ્રચરચા પરથી હમને અનુભવ થયો. એક જગે મારા સાથીને એક બામણી લઇ ગઈ ને તાંહાં તેણે પોતાનું ઘર દેખાડ્યું તે આ રીતેઃ આ હમારો ચુલો, આ સુવાનું, આ મારી છોકરી, આ મારા છોકરાની વહુ; તમે અહીં રહ્યા હત તો હમે તમારી ઘણી બરદાસ્ત લેત—એવી રીતનું બોલવું કે જેથી તેની મતલબ એટલી જ કે હમે તમને સઘળી રીતે ખપ આવત—ફરી આવો તો હમારે જ ઘેર ઉતરજો વગેરે. બૈરાંની આંખ, ચાલ, ને તેઓનું બોલવું એ સહુ પ્રેમાળ, પણ જન્મથી ટેવ પડી ગયલી તેથી પૈસાને લોભે છિનાળું કરતાં શિખેલાં. ચાણોદમાં કોઈ નાગર નથી.

૩૧. કન્યાળી, ચાણોદ કરતાં ન્હાનું ગામડું છે, પણ તેમાં મોટી વસ્તી નાગર બ્રાહ્મણ ને દક્ષણીઓની છે. લોકો વેદ શાસ્ત્ર ભણે છે, ને બૈરાં તો ચાણોદ જેવાં જ પણ નાગરનાં માટે વધારે સુઘડ, ચતુર ને મારકણાં. મને ચાણોદ તો બિલકુલ પસંદ ન પડ્યું, પણ કન્યાળીમાં સૃષ્ટિસૌન્દર્ય છે તેથી તે ઘણું જ પસંદ પડ્યું, સાંજની વખતે કન્યાળીમાં જે રચના મારા દિઠામાં આવી તેની મઝા ખરેખર ન વર્ણાય તેવી છે. વિશાળ મેદાન, ઉંચા નીચા ટેકરા, ન્હાનાં મ્હોટાં ઝાડ, મ્હોટાં ન્હાનાં પથરાનાં દેહેરાં, ઓવારાની શોભા ! એકાંતપણું, શાંતપણું, ને ગંભીરપણું ! આહા ખરેખર ઉત્તરકાળમાં કન્યાળી જઇને નિરાંતમાં દિવસ કહાડવા એ તો દુર્લભ જ તો ! જાત્રાનું સ્થળ એ તે ખરૂં. નર્મદાકાંઠાનાં ઘણાંખરાં જાત્રાનાં સ્થળમાં સૃષ્ટિસૌન્દર્ય ઘણું સારૂં જોવામાં આવે છે. કન્યાળીમાં ઓવારાનાં પગથિયાં સારાં નથી—ઝપટથી ઉપર ચઢતાં પડી જવાય તેવાં પાસપાસે છે. સોમનાથનાં દર્શન કરી ઓવારાનાં પગથીયાં પર બેઠેલા ત્યારે મને ખ્યાલ ઉઠ્યોતો તે આ કે, કોઈ ઘરડો રસિક નિશાના ઠરેલા તારમાં આવાં એકાંત ને ગંભીર સૌન્દર્યની વચમાં સમી સાંજે એકલો બેઠો હોય અને તે વેળા જુવાનીમાં કરેલા પરમારથનું તથા અનુભવેલી સુઘડ પ્રીતિનું સ્મરણ તેને થતું હોય અને તે સ્મરણથી તેના અંતઃકરણમાં જે છુપો છુપો ને ધીમો ધીમો આનંદ થયાં કરતો હોય, તો તે આનંદની શી વાત ! સારી પઠે પ્રવાસ કરી આવ્યા પછી ઉત્તરકાળમાં એવી હાલતમાં ને એવા સ્થળમાં રોજ કહારે બેસીશ અને નિત્ય કોમળ હૃદયનો થઈ બ્રહ્માનંદમગ્ન ક્યારે થઇશ !

એ ગામોમાં (ચાણોદ કન્યાળીમાં) સુધારા[3] જેવું કંઈ નથી. સુધારો શબ્દ બધે ઠેકાણે પસરી વળ્યોછ પણ એ ગામોમાં નથી. ચાણોદથી ડભોઈ આવતાં રસ્તામાં જે મને વિચાર થઈ આવ્યા તે આ કે—આ બાપડા કહારે ઠેકાણે પડશે ! મુંબઈમાં સુધારાવાળાઓ માત્ર મ્હોડેથી પોકાર કરી રહ્યાછ. મને વિચાર થયો કે એક નિબંધ લખું ને તેમાં એક સુધારા મિશનની સુચના કરૂં અને પછી દરેક ગામમાં તે મિશન તરફમાં માણસો ફરીફરીને સદ્વિચારોનો બોધ કરે. ખાવાપીવામાં અને લુગડાં પહેરવામાં સુધારો છે એમ કેટલાક સુધારાવાળા સમજે છે; ગરીબ અને અજ્ઞાની સાથે બેસતાં તેઓ શરમાય છે. તેઓ બહાર જીલ્લાઓમાં ફરતા નથી. તેઓ મોટી મોટી વાતો કરે તે શા કામની ?

૩૨. ચાણોદથી સ્હવારમાં નીકળેલા ૧૧ વાગતે પાછા ડભોઈ આવ્યા. ત્યાંહાં એક ધર્મશાળામાં એક જુદી કોટડીમાં ઉતારો કીધો. એક પાસથી રસોઈની તૈયારી ચાલી ને એક પાસથી દયારામ સંબંધી ખોળ કરવાનું ચાલ્યું. મુંબઈમાં ભાઈ ચિમનલાલને ઘેર નારણમલ હરખમલ નામનો માથુર કાયસ્થ ડભોઈમાં ચબુતરા પાસે રહેનાર આવ્યો હતો તેણે મને કહ્યું હતું કે 'તમે ડભોઈ આવો તો હું ઘેલાભાઈ દુલભદાસ જમીનદારને ઘેરથી દયારામનાં પુસ્તકો અપાવું.' તે ઉપરથી તે નારણમલની શોધ કહાડી તો તે ડભોઈમાં ન્હોતો, ગામડે ગયો હતો. ઘેલાભાઈની શોધ કહાડી તો તે પણ ગામડે ગયલો, પણ તેનો કોઈ સગો મને મળવા આવ્યો હતો. તેણે કેટલીક દયારામ સંબંધી વાત કીધી ને કહ્યું કે 'ઘેલાભાઈ આજે સાંજે આવશે.' જમીખાઈ સાંજે ફરવા નીકળ્યા. દયારામ કવિ કહાં રહેતો તેની પુછપાછ કીધી. લોકોને મ્હોટું આશ્ચર્ય લાગ્યું કે મરી ગયલાંનાં ઘરને માટે આટલી શી તજવીજ કરે છે ! ઘરની તો ખબર

---

૩. મેં મુંબઈ જઇને રૂ. ૫૦) ની મારી બનાવેલી ચોપડીઓ કન્યાળીના કેટલાક લોકને વાંચવા સારૂ બક્ષીસ મોકલી દીધી હતી.

કહાડી, જે સંબંધી દયારામનાં જન્મચરિત્રમાં કહ્યું જ છે. બીજે દાહાડે સ્હવારે પેલાભાઈની ખબર કહાડી તો તેનાં ઘરનાંએ જાણ્યું કે કોઈ સરકારી માણસો છે તેથી, નથી એવો જવાબ દીધો ને પછી હું જાતે ગયો તો પણ તે ઘરમાં છતે તેઓએ બ્હારથી નાની ના જ કહાવી. જોતા જાઓ આ ઉપરથી ગાયકવાડી રાજનો ત્રાસ, અંધેર, અને ત્હાંના લોકોની સ્થિતિ ! ગામમાંથી દયારામ સંબંધી થોડી ખબર કહાડી પણ પછી પુસ્તક ન મળવાથી જલદીથી ડભોઈ છોડવાનો વિચાર કીધો; પણ રણછોડે મળવાનું વચન આપેલું તેથી બે દાહાડા હમે ત્હાં વધારે રહ્યા એ દરમ્યાનમાં જે જોયું તે આઃ—

ડભોઈને ચાર દરવાજા છે—એક વડોદરાનો, એક ચાંપાનેરનો, એક નાંદોદનો રજવાડામાં જવાનો અને એક હીરા દરવાજો. હીરા દરવાજો એ નામ પડવાનું કારણ આ કે—કોઈ હીરો એ નામનો કડિયો અને તેન નામની રાજાની લોંડી, એ બેને પ્યાર હતો. હીરાએ પોતાની પ્યારીને કહ્યું હતું કે તારૂં નામ હું અમર રાખીશ. ડભોઈનું તળાવ બાંધવાને મારવાડથી જે સારા સારા પથરા આવતા હતા તેમાંથી પેલા હીરાએ ચોરી ચોરીને ડભોઈથી બે ગાઉ ઉપર જ્યાં તેની પ્યારી રહેતી તાંહા એક તળાવ બાંધ્યું, જે હાલ તેન તળાવને નામે ઓળખાય છે. એ તળાવ ઘણું મોટું છે અને જો કે ઘણું જુનું છે તો પણ પથરાનો કાંકરો ખરેલો માલમ પડતો નથી. એ તળાવનું પાણી દુધના રંગનું ને ઘણું જ મીઠું છે. એ તેનતળાવ બાંધ્યાની ખબર રાજાને પડતાં જ જે દરવાજાની કમાન હીરો કરતો હતો તે દરવાજામાં હીરા કડિયાને પુરી નાખવાનો રાજાએ ઠરાવ કરી તેમ કીધું. પણ એવી વાતો ચાલે છે કે કેટલાક હીરાના ડાહ્યા મળતિયાઓએ હિકમતથી ભીતમાં એક બાકું રાખ્યું હતું જેમાં તેઓ રોજ કોઇ ન જાણે તેમ ઘી રેડતા તે પેલા હીરાના મ્હોડામાં પડતું ને તેથી તે જીવતો. હીરા કડિયાની અધુરી રાખેલી કમાન કોઇથી વળી નહી ત્યારે રાજાએ કહ્યું કે ‘ હીરો હોય તો વાળી આપે.’ પછી તેને બ્હાર કહાડ્યો અને તેણે તે કમાન વાળી આપ્યા બાદ રાજાએ પાછો તેને પુર્યો. એ કારણ સારૂ તે દરવાજાનું નામ હીરા દરવાજો પડ્યું છે. એ દરવાજાને લગતા કોટમાં હાલ કાળિકાનું થાનક છે. એ ઠેકાણે આખા ને આખા પથરા ચણેલા છે; ને સલાટકામ ઘણું સારૂં છે. હમે ઘી રેડવાનું બાકું જોયું પણ ઉપર લખેલી વાત તો ગપ છે એમ સમજીયેછ. એ દરવાજાના પથરામાં સંસ્કૃત લેખ છે પણ ઘસાઈ ગયલા છે, તેથી તે હમારાથી વંચાયા નહીં. ગામ સારૂં છે. બ્રાહ્મણો ને કણબીઓની વસ્તી ઘણી છે. સાઠોદરા નાગર ઘણા છે. ગાયકવાડી થાણું છે ને તળાવની ઉપર પેશવાના વખતનો એક મ્હેલ છે.

૩૩. રણછોડ પોતાના કહેવા પ્રમાણે ચાણોદથી ડભોઈ ન આવ્યો ને મને દયારામનાં પુસ્તકો ન મળ્યાં તેથી હું નિરાશ થઇ ગયો ને રાતોરાત હમે ગાડું કરી સ્હવારે વડોદરા આવ્યા. ને ત્યાંથી સુરત આવવું ધાર્યું પણ ટ્રેન હાથ ન લાગેથી અમદાવાદ જવાનો વિચાર રાખ્યો.—એટલા માટે કે, નવમ્બર મહિનાથી મેં મારાં ઘરમાં એક ગુજરાતી પુસ્તકસંગ્રહ કરવાનો વિચાર રાખેલો તેને માટે અમદાવાદ જઈ ત્યાંથી મળે તે પુસ્તકો લાવવાં. અમદાવાદ ગયો ત્યા સાંજે પાધરો લાઇબ્રેરીમાં જ ગયો. ત્યાં જઈ પુછ્યું કે, ‘તમારી લાઇબ્રેરીમાં ગુજરાતી પુસ્તકો જે છે તેની યાદી આપો.’ જવાબ મળ્યો કે ‘ગુજરાતી પુસ્તકો ઘણાં જ થોડાં છે. તેની યાદી કંઈ ગમે ત્હાં પડી હોશે તે કાલે શોધી આપીશું.’ મેં પુછ્યું ‘કંઈ માન્યુસ્ક્રિપ્ટો છે ?’ તો કહે, ના—વરનાક્યુલર સોસાઇટીમાં થોડાંક હોય તો હોય. ત્યાંથી પછી હું મહિપત્રામને ઘેર જઈ ઉતર્યો. અમદાવાદમાં પણ કંઈ ગુજરાતી પુસ્તકોનો સારો સંગ્રહ જોવામાં આવ્યો નહીં. ત્યાં મેં જગજીવનદાસ ડિપુટીના આગ્રહ ઉપરથી તેને ત્યાં ભાષણ કીધું. એણે મારી ખાતર બહુ તસ્દી લઈ, સહુ શેઠિયાઓને બોલાવ્યા. અહીં મને ખબર મળી કે સામળના હાથનું લખેલું પુસ્તક તેના શિષ્યના વંશજ પાસે છે. હું મહિપતરામને કહી આવ્યો કે ગમે તેમ કરી સામળના હાથનું પુસ્તક જે બેસે તે આપી પેદા કરી મોકલી દેવું ને પછી સુરત આવ્યો.

૩૪. સુરતમાં બાપનું વરસી વાળી ધરમકામ આટોપી ઓરપાડની પાસે ટકારમું ગામ છે જાંહાં નભુલાલ નામના સાઠોદરા કવિ રહે છે ત્યાં હું જવા નિકળ્યો ને પછી હમે ત્યાં રાતે પોહતાં. નભુલાલ તળાટીનું કામ કરતા. એઓ હાલમાં વેદાંતમાર્ગનું ગુજરાતી કાવ્ય કરે છે—આગળ શૃંગાર સારીપઠે રાધાકૃષ્ણનો લખેલો ખરો. એ કંઈ મત ચલાવનારા નથી તોપણ ગામડાંઓમાં જહાં જહાં એનું રહેવાનું થાય છે ત્હાં ત્હાં લોકો એને વળગતા આવે છે. સુરતના પીંજારાઓ એના શિષ્યો છે. પાંચ વરસ ઉપર જયારે મેં એને સુરતમાં જોયલા ત્યારે એના ભાવિક સેવકો એની આરતી ઉતારતા. એ કવિ રસિક છે. એનો સ્વભાવ મળતાવડો છે ને એ દુનિયાદારી સારી રીતે સમજે છે. એનું કાવ્ય અસલની રીત પ્રમાણેનું છે—ઉત્કૃષ્ટ નથી. એના ચેલાઓએ મને કહ્યું કે, તમારૂં કાવ્ય હમને સંભળાવો. હું સમજ્યો કે એ લોકોનું આજ વેદાંત તરફ વલણ છે તેથી તેમાંનું કંઈ બોલું એમ વિચારી મેં ‘અનુભવ લહરી’ વાંચી. પછી મેં કહ્યું—કેટલાક વેદાંતીઓ વેદાંત શબ્દોના સાંકેતિક શબ્દોનું ભરણું રાખીને, તેમાંનો વિષય સારીપઠે જાણીને અહંબ્રહ્માસ્મિ કહાવે છે, તેનું નામ કંઈ અહંબ્રહ્માસ્મિ નહીં. ઈશ્વરી લીલા પછી તે બ્હારની કાંતો ભિતરની તેનું જે જ્ઞાન, ને તે જ્ઞાનથી થતો જે એક ન્યારો જ આનંદ, તે આનંદમાં જે નિત્ય હોય છે તે જ ખરેખરો અહંબ્રહ્માસ્મિ છે. બીજે દાહાડે સવારમાં નભુલાલના વાડામાં મંડળ કરી બેઠા ને ચાહ પાણી પીધાં. વળી પાછા એના શિષ્યોએ વેદાંત સંબંધી મને સવાલો પુછવા માંડ્યા. મેં સાફ કહ્યું

કે, 'હું કંઈ વેદાંતશાસ્ત્ર ભણ્યો નથી—હું તો કવિતા કરી જાણું છઉં; કાવ્યશાસ્ત્ર સંબંધી જો કંઈ સવાલો પુછવા હોય તો બેલાશક ચાહો તેટલા પુછો.' પછી તે વાત બંધ રહી. નભુલાલે પોતાનું જુનું નવું કાવ્ય સંભળાવ્યું. મેં મારૂં સંભળાવ્યું. પછી સઘળા ગયા, ને હું ને નભુલાલ કંઈ વેદાંતના ગ્રંથો વાંચવા બેઠા. મેં નભુલાલને પુછ્યું કે, 'તમારામાં ને મારામાં ફેર શું છે ?' તારે કે' 'કંઇ ફેર નહીં—તમે પણ, અહંબ્રહ્માસ્મિ છોજ, પણ એટલું જ કે એ શાસ્ત્રનો તમે થોડોઘણો અભ્યાસ કરી લો એવી મારી ભલામણ છે.' એક વેળા મેં મુંબઈના વિષ્ણુબાવા બ્રહ્મચારીને પુછ્યું હતું કે, 'તમે મને કંઈ થોડુંક વેદાંત શિખવો.' તારે તેણે પણ એવો જ વિચાર આપ્યો હતો કે, 'વેદાંતનું સમજવાનું છે તે તો તમે જાણો જ છો.' પછી બપોરે જમ્યા કીધા. રાતે પાછી બેઠક થઈ તેમાં નભુલાલની વાદશક્તિ જોવાને મેં બે ત્રણ પ્રશ્નો પુછ્યા હતા. નભુલાલની વાદ કરવાની રીત તર્કશાસ્ત્ર પ્રમાણે નથી પણ દૃષ્ટાંતિક છે. એ નભુલાલ મારા ઉપર બહુ સ્નેહ રાખે છે. પછી બીજે દાહાડે હું ટકારમેથી સુરત આવ્યો.

# વિરામ ૧૦★

## ૧૮૬૫ - ૧૮૬૬ સપટેમ્બર ૧૮ મી સુધી

૧. જાનેવારીમાં હું મુંબઈ ગયો.

૨. મારી ઘણાં વરસ થયાં ઉત્તર હિન્દુસ્તાનમાં પ્રવાસ કરવાની ઈચ્છા છે. મારી જેટલી ઈચ્છા હિન્દુસ્તાનમાં ફરવાની છે તેટલી ઈંગ્લંડ જવાની નથી—ને મનમાં એવું પણ ખરૂં કે હિન્દુસ્તાન જોયા વના ઈંગ્લંડ જવું નહી - વળી જે પ્રમાણે કેટલાક મિત્રો ઈંગ્લંડનો આહારનો દબદબો જોવાની ઈતછા રાખે છે તેમ હું ઈચ્છતો નથી - ઈંગ્લંડ જવાનો મારો હેતુ ત્યાંનું સૃષ્ટિસૌંદર્ય જોવાનો, લોકની રીતભાત જાણવાનો અને ત્યાંના વિદ્વાનોનો સમાગમ કરવાનો છે; ને એ જ હેતુ હિંદુસ્તાન ફરવાનો પણ છે. જેવારે ડા. ભાઉ, અરદેશર ફરામજી મુસ, ખરસેદજી નસરવાનજી કામા, રૂસ્તમજી ખરસેદજી કામા વગેરે સહુ હિંદુસ્તાન ગયા હતા ત્યારે મેં સાથે જવાની, પ્હેલા બેને ઈચ્છા દેખાડી હતી ને એ બે તો મને સાથે તેડી જવાને ઘણા ખુશી હતા પણ મારા ખરચને સારૂ મારી પાસે સાધન ન્હોતું ને ડાક્તરે કહ્યું કે થોડુંક તો હું આપું પણ બીજું થોડુંકે પણ આપવાને ખરસેદજી કામા હવે કચવાશે; અરદેશરે પણ સલાહ આપી કે એ વાતને સારૂ કોઈને ભારે પડવું એ ઠીક નહીં. મેં પણ વિચાર્યું કે મોટા લોકને ભારે પડી તેઓની સાથે જવામાં મારો ટેક ર્હો ને હુસહુસની દોડાદોડીમાં મારે જે જાણવાનું છે તે તો જાણ્યામાં આવવાનું નહી. પાસે નાણું થશે ત્હારે એકલા જઈશું—એમ કરી બીજા શ્રીમંતો પાસથી નાણું માગી લઈ ફરવા જવાનો વિચાર બંધ રાખ્યો.

૩. ગયા વરસમાં એક વખત મેં મારા મિત્ર કરસનદાસ માધવદાસને કહ્યું હતું કે 'મારો વિચાર હિંદુસ્તાન જવાનો છે માટે દસેક હજાર રૂપિયા તમે બે ચાર શેઠિયાઓ મળીને મને આપો તો હું મારા ગદ્યપદ્યનાં લખાણનાં બે મોટાં પુસ્તક કરી સાથે લેતો જાઉં, કે જેમાં સઘળું જ આવી જાય. તેઓ બોલ્યા હતા કે કરો. પછી મેં વિચાર્યું કે શેરની દોલતે શેઠિયા તાજા છે તેને એ રકમ ભારે પડવાની નથી ને તે કરતાં મદદ નહીં મળે તો બે વરસ અહીં વધારે રહીને પછી હિન્દુસ્તાન જઈશું. કરસનદાસનો મારાપર જે સને ૧૮૫૫ થી પ્યાર અને મારે માટે જે એનું અભિમાન તે જોતાં મને પક્કો ભરોસો કે એ અડી વખતે મદદ કર્યા વગર રહેનાર નથી—બરાબર સાંભરતું નથી કે કિયા વરસમાં પણ જારે કવિ દલપતરામ અમદાવાદમાં ઘર બંધાવવાના હેતુથી મુંબઈમાં કેટલાક શ્રીમંતની પાસે નાણાંની મદદ માગતા હતા ને તેમાં કરસનદાસ પાસે આવીને ચિત્રકાવ્યથી તેઓની સ્તુતિ ગાઈને રૂપિયા પાંચેક હજાર માગ્યા હતા, તારે કરસનદાસે તેઓને ઉડાવ્યા હતા—એ વાત કરસનદાસે મને કહી હતી ને બોલ્યા હતા કે 'કવિ દલપતરામની માગવાની રીત કેવી નઠારી છે ને મારે ને તેને એટલો શો પ્રસંગ—હું મારા નર્મદને કાં ન આપું ?' થોડા મહિના પછી મારા મિત્રે મને રૂ. ૫૦૦૦) નો ચેક મોકલાવી દીધો હતો.

૪. ગ્રંથો છપાવવાની વાત કરસનદાસને કાને નાંખી મેં એક પાસથી મારો ગદ્યસંગ્રહ ગણપત કૃષ્ણાજીને ત્હાં મારચથી ને પદ્યસંગ્રહ યુનિયન પ્રેસમાં જુનથી છાપવા આપ્યા. તેમાં ગદ્ય તો એ જ વરસના સપટેમ્બરમાં બ્હાર નિકળ્યું ને પદ્ય તો આ ૧૮૬૬ નો સપટેમ્બર ચાલે છે પણ હજી નિકળ્યું નથી.

૫. એ વરસમાં શેરબજારની પડતી આવેથી ચોપડીઓનું વેચાણ બંધ પડેથી, લોકને શિખવવા જવાનું તો બે વરસ થયાં બંધ રાખેલું તેથી કમ ખરચ રાખવાના હેતુથી, મિત્રોની ઘણી આવજાવથી મારા લખવાના કામમાં ખલેલ પોંચવા લાગી તેથી, અને મુસાફરી કરવાને જીવ વલખાં મારેછ માટે આગળથી આંને સુરતમાં ઘર માંડી આપું કે નિરાંત થાય એ મતલબથી, મેં મારો ઉચાળો મુંબઈમાંથી ઉઠાવી, સુરતમાં નાખ્યો. જુલાઈ સને ૧૮૬૫. જો કે ઘણું રહેવું સુરતમાં રાખ્યું તોપણ મુંબઈમાં પણ થોડુંક રહેવાનું થાય છે ને એને સારૂ એક મકાન પણ ભાડે રાખ્યું છે.

૬. એ વરસમાં છપાવી પ્રગટ કરેલાં પુસ્તકોમાં એક તો ઉપર કહ્યું તે ગદ્ય ને બીજાં નર્મવ્યાકરણ ભાગ ૧ લો અને દયારામકૃત કાવ્યસંગ્રહ[1] બીજી આવૃત્તિ એ વરસમાં અને આજલગીમાં પણ કવિતા જુજ લખાઈ છે. પ્રેસને કામ આપવામાં અને પુરૂફ તપાસવામાં ઘણો કાળ ગયો છે.

૭. સપટેમ્બરની ૧૦મી તારીખે રવિવારે સ્હવારે હું મારા મિત્રો ગીરધરલાલ દયાળદાસ તથા નગીનદાસ તુળસીદાસ સાથે સર અલેકઝાંડર ગ્રાંટને મળવા ગયો હતો; ત્યાં પેલાઓએ મને મેળાપ કરાવ્યા પછી સર ગ્રાંટે મને આદરસત્કારથી બેસાડ્યો. ત્યાં મી. ઓકસનહામ લિટરેચરના પ્રોફેસર તથા મી. બુલર સંસ્કૃતના પ્રોફેસર પણ હતા. મેં મારાં પુસ્તકો બતાવ્યાં તે જોઈને ગ્રાંટ ઘણા ખુશ થયા; ને મને કહ્યું કે 'કવિતા વાંચો.' હું બોલ્યો કે 'હમારી પ્રાકૃત કવિતા અંગ્રેજી પ્રમાણે સાદી રીતે નથી બોલાતી પણ કંઈક

---

★ સરસ્વતીમંદિર - સં.

૧. એને માટે થોડાંક પદો આણવાને અને દયારામનું ચિત્ર (પ્હેલી વારનું જે પછવાડેથી ખોટું ઠર્યું છે તે) આણવાને મેં મારા બે શિષ્યોને વડોદરે ને ડભોઈ મોકલ્યા હતા.

ગવાય છે ને મારૂં ગુજરાતી ગાયન તમારા કાનને સારૂં નહીં લાગે માટે બીહું છું. ત્યારે બોલ્યા કે 'હા તે હું જાણુંછ પણ બોલો.' પછી મેં પુછ્યું કે 'શૃંગારરસની કવિતા બોલું કે વીરરસની ?' ત્યારે ગ્રાંટ બોલ્યો કે 'શૃંગારરસની જ તો.' પછી મેં 'શા હતા આપણા બ્હાર' ની લાવણી ગાઈ ત્યારે બોલ્યા કે 'What a beautiful recitation !' આહા કેવી સુંદર વાણી ! પછી મેં મતલબ સમજાવી તો તેથી ત્રણે જણા ઘણા ખુશ થયા. પછી 'વાદળ ફાટવા માંડ્યું' ને 'ઉઠો ધરી ઉમંગ' એની મતલબ ગીરધરલાલે ને નગીનદાસે સમજાવી. પછી ઋતુવર્ણનમાંથી ચોમાસાંમાંના મંદાક્રાંતા અને હરિણીપ્લુત વૃત્તો વાંચી સમજાવ્યાં. પછી મેં મારી હકીકત કહી કે મારે 'હિંદુસ્તાન તરફ જવું છે ને ચોપડીઓની છપામણી સંબંધી હું ઘણો ભીડમાં છઉં.' ત્યારે બોલ્યા કે 'તમે અરજી[2] કરો હું સારી પઠે મદદ કરીશ.' પછી ઉઠતી વેળા બોલ્યા કે 'પેલી લાવણીનો અંગ્રેજી તરજુમો[3] કરીને આપજો તે હું મારા મિત્ર ઈંગલંડના રાજકવિ ટેનીસનને મોકલાવીશ.' એ પ્રમાણે ૧॥ કલાક ગુજારી 'શેકહેંડ' કરી હમે ઉઠ્યા.

૮. સન ૧૮૬૬ ની જાનેવારીમાં મેં મારા ઘરની સામેની ભાંય રૂા. ૬૦૦ એ વેચાતી લીધી અને તે ઉપર અમલો બંધાવા માંડ્યો, તથા જુનું ઘર પણ સમરાવા માંડ્યું. એ નવા ઘર સંબંધી મારે મી. સમર્સ નામના ડિપ્યુટી કલેક્ટર સાથે કેટલીએક ખટપટ થઈ હતી, ને તેથી આખાં શેહેરમાં જાહેર થયું હતું કે, કવિ સુરતમાં રહેવા આવ્યાછ ને તે ટોપીવાળાની સામાં લડેછ. હું સામો થયો તે દાહાડાથી મી. સમર્સ જે શહેરના લોકોને જુલમગાર થઈ પડ્યો હતો તેનું જોર નરમ પડવા માંડ્યું હતું. તથા પછવાડેથી તો તેના વિષે બીજી તરફથી સરકારમાં પણ ચરચા ચાલવાથી હાલમાં તો તે છેક જ નરમ પડી ગયો છે. (એ ઘરો સપટેંબરમાં તૈયાર થયાં છે.)

૯. એપ્રિલમાં 'સુરતની મુખ્તેસર હકીકત,' જુનમાં 'નર્મ વ્યાકરણ ભાગ ૨ ખંડ ૧ લો' અને સપટેમ્બરમાં 'નર્મકોશ અંક ૪ થો' એ બાહાર કાહાડ્યાં.

૧૦. તા. ૨ જી આગસ્ટે મારા પરમપ્રિય મિત્ર રાવબાહાદુર રામચંદ્ર બાળકૃષ્ણનાં મરણની ખબર મને સુરતમાં તા. ૯ મીએ થઈ. એ રામચંદ્ર જેને હમે સહુ ભાઈ કહીને બોલાવતા તેનું આમ એકાએક મરણ સાંભળી મારાં રૂવાં ઉભાં થયાં હતાં. એ ભાઈનું ને મારૂં મળવું થોડું થતું તોપણ જ્યારે થતું ત્યારે હમે ખરા ઈષ્ટમિત્રની પેઠે ઘરનું તથા દેશનુ હિત કરવામાં ખરા સાથી પ્રમાણે ઘરસુધરાવટ તથા ધર્મસુધરાવટ સંબંધી બહુ બહુ વાતો કરતા. જ્યારે સાથે ઉજાણીમાં જતા ત્યારે ત્યાંહાં પણ બીજા સહુને છોડી દઈને હમે કોઈ ખુણામાં ભરાઈ વાતો કરતા તે, તથા એને ઘેર જ્યારે મળતા ત્યારે સુધારા સંબંધી જે જે વાતો કરતા તે તથા તે સુરતમાં આવેલા તે વખત મને કહેલું કે મિશન હાઉસ બંધાવોછ તેમાં હવે હમને ક્યારે બોલાવોછ તે અને પછી સાથે આગગાડીમાં ગમત કરતા મુંબઈ ગયલા તે સઘળું આ વેળા મને દુઃખ સાથે સાંભરી આવે છે. એનો વિચાર સુધારા સંબંધી એવો કે એકદમ બાહાર પડવું ને મારો વિચાર એ કે આગળથી એક સુધારા મિશન જેવું ક્હાડવું ને પછી તે પ્રયોગથી સાથી વધારી પછી બાહાર પડવું ને મિશન પ્રયોગથી કંઈ ન મળે તો પછી એકદમ બાહાર પડવું (હાલની હાલત જોતાં મિશન થાય એમ લાગતું નથી. માટે મારો પણ એ જ વિચાર કે જેને અનુકુળ હોય તેણે મેદાને પડવું, દુઃખ પડે તે સેહેવું ને વીર કેહેવાઈ યશમાં મરવું). બીજા ગુજરાતી સુધારાવાળાઓ કરતા મારા ઉપર ભાઈની વધારે પ્રીતિ હતી. સાલસાઈ, નમ્રતા, સાચવટ, સુધાઈ, ટેક, સ્વતંત્રતા, પ્રેમ અને શૌર્ય એ ગુણો એનામાં દેખતો તે હું બીજા થોડામાં જ દેખું છઉં. એનાં પ્રેમાળપણાંની અને મિત્રસેવાની શી વાત !

૧૧. તા. ૧૯મી આગસ્ટે મારે મારી ન્યાત સાથે કેટલીએક ખટપટ થઈ છે. એ સંબંધી મારે લખવું જોઈએ પણ એને લગતી બીજી બહુ ખટપટો હજી મારે કરવાની છે માટે બધું સામટું બીજે પ્રસંગે સવિસ્તર લખીશ.

૧૨. તા. ૩૧ મી આગસ્ટે કવિ નભુલાલ દાનતરામ મને મળવા આવ્યા હતા, તેઓને મેં પુછ્યું હતું કે, 'ઉત્તમ કવિતા તે કેઈ' ત્યારે તેઓ બોલ્યા હતા કે 'જે કવિતામાંથી ઘણા અર્થ નીકળે તે.' મેં પુછ્યું કે 'એક જણે અર્થનું ચિત્ર આબેહુબ આપ્યું હોય પણ તેની ભાષારચના જરા સરળ ન હોય અને એક જણની ભાષારચના ઘણી જ સરળ હોય પણ અર્થચિત્ર સારૂં ન હોય તો એ બેમાંનો કીયો કવિ પંક્તિમાં ઉંચો બેશે ?' તેઓ બોલ્યા કે 'સરળ રચનાવાળો.' વળી બોલ્યા કે 'અર્થહીન તે શબ જેવી, ને સરળતાહીન તે પાંગળી કવિતા કહેવાય છે.' હું બોલ્યો કે 'વારૂ, જીવતું પાંગળું સારૂં કે મુએલું ખુબસુરત સારૂં ?' તેઓ બોલ્યા કે 'જીવતું જ તો.'

૧૩. તા. ૩ જી સપટેમ્બરે રાત્રે મુંબઈમાં ભાઈ મનસુખરામ સુરજરામ ને રણછોડભાઈ ઉદેરામ મને મળવા આવ્યા હતા તે પ્રસંગે સુધારા સંબંધી મેં મારા વિચાર તેમને કહ્યા હતા તે આ.-

---

૨. અરજી કીધી તે ઉપરથી મારાં પુસ્તકો રાવસાહેબ મહિપતરામને જોવા મોકલવાનો ઠરાવ થયો. મેં રાવસાહેબને પુસ્તકો મોકલ્યાં ને તેઓએ 'રિવ્યુ' કર્યો પણ લખવાને દલગીર છઉં કે રૂપીયા ઓછામાં ઓછા બે હજારની આશા રાખતો તેમાં રૂા. ૬૦૦ની મદદ આપવાનું સર ગ્રાંટે લખ્યું છે.

૩. લાવણીનો તરજુમો મેં અંગ્રેજીમાં કરી કાલેજના મિત્રો પાસે અને એક બે અંગ્રેજો પાસે ફેરફાર કરાવ્યો છે પણ જે ખુબી મને ગુજરાતીમાં લાગે છે તેવી રીતનું અંગ્રેજી થયું નથી માટે હજી મોકલ્યું નથી.

'પણ આ પ્રશ્નો નોંધ શા માટે રાખવી ? શું વિશેષ છે ? એક રીતે કંઈ પ્રયોજન નથી. બીજી રીતે સમુચ્ચિત છે, કે ચાર વિચારશીલ વડે, અમુક સંકલ્પને દૃઢ કરવો. ત્રીજી રીતે બીજાને બોધ મળશે, નોંધને માટે અવશ્ય પ્રગટ ન રાખવી.'

- ચંદ

## ૧. તત્વશોધક સભાની હકીકત.

(તા. ૭મી જુલાઇ ૧૮૬૦ થી તે ૭ મી જુલાઇ ૧૮૬૪ સુધીની.)

દેશી ભાઈયો,

બુદ્ધિવર્ધક સભાના કાયદામાં એમ હતું કે ચાલતા રાજ્યની નિંદાસંબંધી અને કોઈના પણ ધર્મસંબંધી ભાષણ કરવાં નહીં. પણ સને ૧૮૬૦ ની શરૂઆતમાં મેં એવી દરખાસ્ત કીધી કે, 'હિંદુઓની કોઈ પણ વાતમાં ધરમ ભેળાયલો નથી એવી વાત કોઈ જ નથી—બધે જ ધરમ પેસી ગયો છે;—માટે ધરમસંબંધી ભાષણ ન કરવાં એ તો મોટી ખોડ ગણાય; તેમ સંસારી વિષયો વિષે ઘણાંએક ભાષણો અપાઈ ચુક્યાં છે માટે ભાષણના વિષયો વધારવાને સારુપણ ધરમસંબંધી ભાષણો થવાં જોઇએ; વળી જહાંસુધી ધરમસંબંધી ભાષણો નથી તાંહાંસુધી ધરમ એટલે શું એ વાતનું અને ધરમ તથા ધરમમાં ખપતી રુઢી એ બેને એક બીજા સાથે ખરેખરો કંઈ જ સંબંધ નથી એ વાતનું અને ધરમને નામે વ્હેમોએ કેટલું પોતાનું લાકડું પેસાડ્યું છે એ વાતનું ચોખ્ખું ભાન લોકને કોઈ કાળે થવાનું નહીં; અને વળી જે ખરેખરો સુધારો કરવાનો છે તે ધરમ સંબંધી ભાષણોથી જ થશે માટે ધરમસંબંધી ભાષણો થવાની જરૂર છે અને સભાએ તે બાબત સહુને છુટ આપવી જોઇએ.' એ ઉપર ઘણી ઘણી તકરારો ચાલી ને આખરે છુટ[1] ન આપવાનો ઠરાવ થયો—મેં સભામાં જવું બંધ કીધું અને નવી સભા ઉભી કરવાનો વિચાર કીધો.

એ વિચારને અમલમાં લાવવાને મેં મારા મિત્રોને નીચે પ્રમાણે ચિઠ્ઠી લખી.

તા૦ ૭ મી જુલાઇ ૧૮૬૦

'વહાલા મિત્રો,

એક જરુરનું નવું કામ ઉભું કરવામાં તમારા વિચાર લેવાના છે, માટે કૃપા કરીને આજ રાતે સાડે સાત વાગતે મારા મકાનમાં (રામવાડીની સામે) જરૂર આવવું.'

નર્મદાશંકર લાલશંકર.

એ ઊપરથી કેટલાક મિત્રો મારે ઘેર આવી મળ્યા, અને મંડળી બેઠા પછી મેં તેઓને બોલાવ્યાનું કારણ નીચે પ્રમાણે કહી સંભળાવ્યું:—

૧. 'દેશી ભાઈયોમાં વિદ્યાજ્ઞાનનો પ્રસાર કરવાને બુદ્ધિવર્ધક, જ્ઞાનપ્રસારક આદિ લઈ સભાઓ છે; પરંતુ વ્હેમરૂપી અગાસુર બકાસુરના મ્હોડાંમાં અજ્ઞાન અને ભોળા થઈ ગયલા દેશીઓ પડેલા છે તેઓને તેમાંથી જીવતા ક્હાડી ઠેકાણાંસર આણનાર કોઈ ધર્મસભારુપી કૃષ્ણ (આકર્ષણ કરનારી) શકિત જોવામાં આવતી નથી માટે એ શક્તિને શોધવી—એક ધર્મસભા ઉભી કરવી.- ને તેનો ઉદ્દેશ એવો હોવો કે ધર્મરૂપી ગોળીમાં આજકાલ ઘરઘરનું જમાવેલું વાસી દહીં એકઠું થયલું છે તેને વિવેકબુદ્ધિરૂપી રવૈએ એકસંપી ઉધોગરૂપી નેત્રું બાંધી ખૂબ વલોવવું અને શુદ્ધ માખણ કાહાડવું.—અથવા ધર્મનીતિસંબંધી પ્રકરણમાં જે કંઈ સાર હોય તે યથાશક્તિ શોધવો.—અને તેથી લોકોને જાણિતા કરવા. - આપણા લોકો સેહેજ વાતમાં પણ ધર્મ આણી મુકે છે; ધર્મ તે શું, નીતિ તો શું, એ બેનો અંતર ને સંબંધ કેટલો તે સહુ શોધવું.- વ્હેમરુપી તોફાની વાદળી હિંદુનાં મનરૂપી આકાશમાં ચ્હડી આવેથી શુદ્ધ તત્વરૂપી જે સૂર્ય ઢંકાઈ ગયો છે તેનાં દર્શન કરવાનો અને લોકને કરાવવાનો યત્ન કરવો - સારાંશ કે, એક ધર્મસભા[2] સ્થાપવી.'

૨. 'એ સભાને લગતો સારો પુસ્તકસંગ્રહ કરવો. આ દેશી પુસ્તકોના સંગ્રહની, મુંબઈમાં કેટલી જરૂર છે તે તમે સહુ જાણોજ છો.'

૩. 'એ સભાની મારફતે પ્રગટ થતું એક ન્યુસપેપર અથવા ચોપાનિયું કાઢવું કે જેણે કરીને સભાના વિચારથી ને સભાની મેહેનતથી લોકો જાણીતા થાય ને રુડાં ફળ ચાખે. વળી લોકોપયોગી નાહાનાં મોટાં પુસ્તકો પણ છાપી પ્રગટ કરવાં.'

એ દરખાસ્તો સાંભળ્યા પછી સભાસદો પોતપોતાના વિચાર આપવા લાગ્યા, તેમાં આખરે એવું ઠર્યું કે, એ કામ મહાભારત છે એમાં મોટાં દ્રવ્યની, મોટી વિદ્યાની, મોટા સંપની ને મોટી મેહેનતની જરૂર છે. આપણે ઉપર કહેલી બધી વાતે હાલ સભાને જોઈએ તેવી સ્થિતિમાં લાવવાને શક્તિમાન નથી તોપણ પ્રથમથકીજ કોઈ પણ કામ જોઇયે તેવી ઊંચી સ્થિતિમાં આવતું નથી; -

---

૧. તત્વશોધક સભા સ્થપાયા પછી બુદ્ધિવર્ધકવાળાઓએ મને વિનંતિ કીધી કે તમે સભામાં ભાષણ કેમ નથી કરતા ? કરો— મેં કહ્યું કે, હું તો ધરમસંબંધી બાબત ઊપર કરું—પછી તે વાત કેટલાક મિત્રોના મનમાં ઊતરી ને પછી મેં સાકારવિશે એટલે ઈશ્વર ખરેખરો સાકાર નથી—મૂર્તિરુપે નથી—ઈશ્વરે અવતાર લીધા નથી—એવિષે અને પુનર્વિવાહ કરવાવિષે, જાતિબંધ તોડીનાખવાવિષે બુદ્ધિવર્ધક સભામાં ભાષણો કર્યાં. હવે એવાં ભાષણો થવાની છુટ થઈ છે પણ મારાવના બીજું કોઈ કરતું નથી, હાલમાં થોડુંક થયું મિ. કરસનદાસ મુળજીએ વિલાત જઈ આવ્યા પછી જાતિબંધ વિષે બોલવા માંડ્યું છે.

૨. બુદ્ધિવર્ધક ગ્રંથના ત્રજા પુસ્તકમાં ૩૦૩ જે પાને 'મુંબઈમાં ધર્મસભાની જરૂરિયાત' વિષે અને ૨૨૫ મે પાને 'પ્રેસિડેન્સિ વર્નાક્યુલર લાયબ્રેરી.' વિષે મારા લખેલા વિષયો છે તે વાંચવા.

પ્રારંભ સર્વદા સર્વત્ર નાહાનો જ હોય.-સભા તો ઉભી કરવી.૨. પુસ્તકસંગ્રહની જરૂર છે તે પણ કરવો પણ એ પુસ્તકસંગ્રહમાં ઘણું કરીને ધર્મનીતિસંબંધી પુસ્તકોનો સંગ્રહ રાખવાને નાણું ખરચવું. ૩ જી દરખાસ્તમાં ન્યુસપેપર, ચોપાનિયાંસંબંધી જે વાત છે તે હાલ મુકી દેવી. પણ ધર્મસંબંધી લોકોપયોગી નાનાં મોટાં પુસ્તકો બને તેટલાં છાપી પ્રગટ કરવાં.--એ પ્રમાણે ઠર્યું.

સભાનું નામ સર્વાનુમતે તત્વશોધકસભા રાખવામાં આવ્યું અને સભાના કારભારીયો મુક્કરર થયા. અને પછી સભાસદો પોતપોતાના લવાજમ તથા બક્ષીશ ભરીને સાડે નવ વાગતે સભા વિસર્જન કરી ઉઠ્યા.

સભાએ પોતાની સ્થાપના થયા પછી ઘણાક સારા સારા વિચારો કર્યા છે પણ તેમાંનું કાંઈ પણ હજી લગી બાહાર પાડવાનું દુરસ્ત ધાર્યું નથી. તોપણ બ્રાહ્મધર્મ સંસ્કૃતમાં ને બ્રાહ્મધર્મ ગુજરાતીમાં એ નામનાં બે પુસ્તકો બાહાર પાડ્યાં છે તે વિષે થોડુંક લખું છું:-

કલકત્તામાં રામમોહનરાય નામના એક વિદ્વાને સને ૧૮૨૮ ના વરસમાં બ્રહ્મસમાજ નામની ધર્મસભા સ્થાપી, તેનો ઉદ્દેશ એવો કે એક નિરાકાર ઈશ્વરના ગુણાનુવાદ ગાવા, નીતીથી રેહેવું, જાતિભેદ ન રાખવો અને દેશીયોનું ધર્મ રાજયસંબંધી ઐક્ય કરવું--એ ઉદ્દેશ પાર પાડવાનેમાટે સમાજે ઘણાં પુસ્તકો છપાવ્યાં અને એક મંદિર સ્થાપ્યું. એ મંદિરમાં દર બુધવારે હજીપણ વેદવેદાંતને અનુસરીને સાજસાથે પ્રાર્થના કરવામાં આવે છે અને ધર્મનીતિસંબંધી ભાષણો પણ કરવામાં આવે છે. (બ્રહ્મસમાજ સંબંધી થોડીક હકીકત રામમોહનરાયના જન્મચરિત્ર ઉપરથી માલમ પડશે પણ તે સમાજનો પૂરેપૂરો ઈતિહાસ આ ઈલાકાના લોકને આપવાસારુ તત્વશોધક સભાનો વિચાર છે તે જોગવાઈ મળેથી પાર પડશે એટલે આણીપાસના દેશી ભાઇયોને વધારે જાણ થશે એવી આશા છે.)

બ્રહ્મસમાજે વેદ વેદાંતનું મંથન કરી બ્રાહ્મધર્મ નામનું પુસ્તક સંસ્કૃત ભાષામાં પણ બંગાલી લીપીમાં છાપી પ્રગટ કર્યું ને પછી એના અંગ્રેજી હિંદુસ્તાની અને બંગાલી ભાષામાં ભાષાંતરો કરી બોહોળા લોકોમાં પોતાના વિચાર ફેલાવ્યા. એ પુસ્તકની અંગ્રેજી નકલ અને બંગાલી લીપીમાં છપાયલી સંસ્કૃત નકલ સન ૧૮૬૦ માં એક મારા પરમપ્રિય મિત્ર જેને એવી વાતોનો શોધ કરવાનો ઘણો શોખ હતો અને છે અને જેણે રામમોહનરાયનું ગુજરાતી જન્મચરિત્ર રચ્યું છે તેને તાંહાં મેં જોઇ--બંગાલી લીપીવાળું મને કંઈ જ કામ લાગ્યું નહીં પણ અંગ્રેજી નકલ વાંચતાં માહારો આત્મા સારી પેઠે ઠર્યો. અને તે પછી તે ગ્રંથનું ભાષાંતર કરી લોકના આત્મા ઠારવાનો મેં વિચાર કીધો. પણ પાછું આમ વિચાર્યું કે ધર્મસંબંધી વિષયમાં અંગ્રેજી ઉપરથી કરેલાં ગુજરાતી ભાષાંતરમાં ઘણી કસર રહી જવાની માટે સંસ્કૃત ઉપરથી જ ભાષાંતર થાય તો સારું. પણ આ ઈલાકામાં બંગાલી લીપી જાણનારા કોઈ જ નહીં તેથી બંગાલી લીપીમાં છપાયલી સંસ્કૃત ગ્રંથની નકલ નિરુપયોગી પડી રહી.

બનાવ એવો બન્યો કે એક જુવાન બંગાલી જાતનો બ્રાહ્મણ જે સાધુનો વેશ લેઈ મુંબઈમાં ફરતો હતો તેની સાથે મારે ને એક મારા સુરતના પડોસી સ્નેહીને પ્રથમ તો સહજ જુદી જુદી રીતે પણ પછી એકઠો સમાગમ થયો. મારે પ્રથમ આ રીતે.

એ સમે પુનર્વિવાહ વિષે મારાં પુસ્તકો ઉપરથી ગુજરાતી ભાઇયોમાં ઘણી ચરચા ચાલી રહી હતી તેથી તે બંગાલી જુવાન મારું નામ જાણતો હતો--એક વખત અત્ર વચલા ભોઇવાડાની સામે તપખીરવાળાની દુકાન આગળ હું બે મિત્રો સાથે પુનર્વિવાહસંબંધી વાતો કરતો હતો એટલે એકાએક તે સાધુવેષ જુવાન મને અંગ્રેજીમાં કેહેવા લાગ્યો કે Are you the author of Vaidhaviachitra ? Are you Narmadashankar ?' વૈધવ્યચિત્રના કર્તા તમે છો અને તમે નર્મદાશંકર ? હું તો સાધુવેષ જુવાનને અંગ્રેજી બોલતાં જોઇને ઘણો વિસ્મય પામ્યો ને પછી તેની સાથે દુર જઇને થોડીક વાત કરી---પછી હું ને ઉપર કહેલો મારો પડોસી સ્નેહી જેણે સ્રીયોને ઉપયોગી પડે તેવા કેટલાક વૈદક સંબંધી ગ્રંથો રચ્યા છે તે અને પેલો બંગાલી જુવાન રોજ સાથે મળતા. એ બંગાલી જુવાન ૨૫-૨૭ વરસનો હશે પણ તેને ચોખ્ખું બંગાલી, વાત કરે ને વાંચી સમજે તેટલું સંસ્કૃત તથા અંગ્રેજી આવડતું. રાગ સારીપઠે સમજતો, શાસ્રીય રીતે ગાતો અને મૃદંગ પણ સારી રીતે વગાડતો. અર્થાત્ ઘણો બુદ્ધિમાન્ હતો--એણે પોતાનો ઉતારો નાનાશંકરશેઠની વાડીની ધરમશાળામાં બીજા સાધુઓ સાથે કર્યો હતો. પુરો સુધારાવાળો હોવાથી બીજા સાધુઓ સાથે બનતું નહીં તોપણ દેવની આરતી કરતી વખત સારું ગાતો ને વગાડતો તેથી સહુ એનાપર ખુશ હતા. એ વાણીઆ મુલતાની વગેરેને ત્યાંહાં જમતો હતો ને આખા મુંબઈમાં રખડ રખડ કરીને શેહેરની ચરચા જોતો. એની સાથે વાતચીત કરતાં મને માલમ પડ્યું કે એ કોઈ ઘરકંકાસથી અકળાઇને ઘરબાર છોડી મુસાફરી કર્યા કરે છે. એને મેં પુછ્યું કે તમારે શાસારુ કલકત્તા છોડવું પડ્યું તારે પેહેલી વખત તો કહ્યું કે મને એવી ઇચ્છા થઈ કે ઉપાસના તપશ્ચર્યા વગેરેથી ફળ થાય છે કે નહીં એનો શોધ કરવો ને પછી મેં ઘણાક પુરુષચરણો કીધાં પણ કંઈ સાર દીઠો નહીં--પણ ઘણો પ્રસંગ પડયા પછી મેં કહ્યું કે હવે તમે ગુજરાતમાં મારી સાથે ફરવા આવો તારે એકાએક આંખમાં ઝળઝળીયાં આણી બોલ્યો કે હવે તો કલકત્તે જઈ કુટુંબને મળવાનો વિચાર છે માટે હવે હું ઉજ્જન તરફ થઈને કલકત્તે જઈશ. સે ઉપરથી મેં ધાર્યું કે એ ઘરનો દુઃખી છે અને દુઃખના જોશમાં બાહાર પડી ગયલો છે. એ જુવાન વિષે આટલું

લખવાની મતલબ એટલી જ કે બંગાલાના જુવાનો નાહાનપણમાં કેટલો અભ્યાસ કરે છે, મુસાફરી કરવાને કેહેવા બાહાર પડે છે અને કેવા નિર્ભયપણે પોતાના વિચાર લોકોને જણાવે છે. મેં પુછ્યું કે સાધુનો વેષ કેમ ધારણ કર્યો ? તારે કેહે કે 'ખરે બ્રાહ્મણને રૂપે રહીને મુસાફરી કરતાં ખાવાપીવાસંબંધી ઘણી જાતની હરકતો છે ને સાધુને તો સહુ પ્રસાદી આપે જ; વળી પાસે દ્રવ્ય નહીં.' એ બાવાને હું એક દાહાડો આપણા કવિ દયારામનું કાવ્ય સંભળાવવાને અત્ર આવેલા તેના શિષ્ય રણછોડને તાંહાં લઈ ગયો હતો. તાંહાં દયારામની હિંદુસ્તાની ને બ્રીજ ભાષાની કવિતા સાંભળીને તે બોલ્યો કે 'એ કંઈ હિંદુસ્તાની ને બ્રીજ ભાષા ન કેહેવાય ને રણછોડનું ગાણું સારું નથી.' ગુજરાતી વિષે તો એની સમજવાની શક્તિ નોહોતી. એ બાવાનો કોઈ સગો કલકત્તાની હિંદુકાલેજમાં અધિકાર ધરાવતો હતો.

હમે એ જુવાનની વિનંતી કીધી કે બ્રાહ્મધર્મ જે બંગાળી લીપીમાં છે તે તમે અમારી આગળ વાંચો એટલે હમે દેવનગરી લીપીમાં લખી લઇયે. તેણે હા કહી ને પછી હમે એક શાસ્ત્રી તેને સોંપ્યો જેણે બ્રાહ્મધર્મ પુસ્તક બંગાલી લીપીમાંથી દેવનગરી લીપીમાં ઊતારી લીધું ને પછી પેલા રામમોહનરાયનાં જન્મચરિત્રનો કર્ત્તા જે હમારા મિત્ર તેને ખરચે તે સંસ્કૃત પુસ્તક છપાવીને વિદ્વાનોને મફત આપ્યાં કે તેઓના જાણ્યામાં આવે. એ સંસ્કૃત પુસ્તક વિષે સર્વ શાસ્ત્રીઓનો સારો વિચાર છે ને કેહે છે કે જેણે કર્યું છે તેણે ઉપનિષદાદિક ગ્રંથોનો સારો શોધ કરીને રચ્યું છે. સુરતના નામાંકિત શાસ્ત્રી દિનમણિશંકરે કહ્યું કે 'એ ગ્રંથ સારો છે પણ જે જે ગ્રંથોમાંથી લીધું છે તેનાં નામ નથી લખ્યાં એટલી કસર છે અને એ કસર ગ્રંથ રચનારાએ પોતાની મતલબને માટે જાણી જોઈને રાખી છે.' એ પ્રમાણે સને ૧૮૬૧ ના વરસમાં સંસ્કૃતભાષાવાળો બ્રાહ્મધર્મ દેવનગરી લીપીમાં પ્રથમ આ ઈલાકાના વિદ્વાન મંડળીમાં પ્રર્તાવવામાં આવ્યો.

પણ એ સંસ્કૃત પુસ્તક એટલે ઘણા લોકનાં વાંચવામાં ન આવ્યું, માટે એનું ભાષાંતર કરવાની જરૂર રહી અને તે કરાવવાનેસારુ આજ કાલ ગુજરાતમાં જેના સરખા એક બેજ બીજા હશે એવા વેદશાસ્ત્રસંપન્ન યજ્ઞેશ્વર શાસ્ત્રીને મેં વિનતિ કીધી ને કહ્યું કે તમારાથી ગુજરાતી ભાષાંતર યથાર્થ થશે માટે તમેજ કરો ને શ્રમનો બદલો હમે સારી રીતે વાળીશું. તેઓએ હા કહી અને થોડુંક કર્યું પણ હશે. પણ પછી તેઓને વખત ન મળવાથી તેઓએ મને ના કહી ને હું નિરાસ થયો. પછી એક બીજા શાસ્ત્રી પાસે મરેઠીમાં કરાવ્યું પણ તેણે યથાપ્રત ન કરતાં પોતાની તરફનું ઘણુંક વધાર્યું તે ઉપરથી તે રદ જેવું થયું. એ ભાષાંતર એક મારા દક્ષણી મિત્રને ઘેર પડેલું છે. પછી વિચાર કીધો કે પુને જઈને કોઈ શાસ્ત્રી પાસે મરાઠીમાં કરાવું અને પછી તે ઉપરથી હું ગુજરાતી કરી લોકોને આપું, પણ કામ ધંધો છોડી પુને જવું મારાથી ન બન્યું. એટલામાં, ઈશ્વરની કૃપાથી આ વરસના માર્ચ મહિનામાં બ્રહ્મસમાજ સભાના સેક્રેટરી બાબુ કેશબચંદરનું એક પોતાના મિત્ર સાથે ઉપદેશને જ માટે અત્ર આવવું થયું. તેઓ બ્રાહ્મધર્મ પ્રસાર કરવાને કેટલો પરિશ્રમ કરે છે તે વિશે મુંબઈના ન્યુસપેપરોમાં સારી પેઠે લખાયલું છે. હું બાબુ કેશબચંદરને મળ્યો. ને તાંહાંની સુધારાવાળાની સ્થિતિ સંબંધી પુછપાછ કરીને આખરે મેં કહ્યું કે તમારા જેવી અત્ર પણ એક મંડળી છે અને હમે તમારો બ્રાહ્મધર્મ છપાવ્યો છે પણ તે ઉપરથી પ્રાકૃત કરનાર કોઈ મળતું નથી માટે તમારી પાસ જો હિંદુસ્તાની ભાષા ને દેવનગરી લીપી એમાં જો બ્રાહ્મધર્મ હોય તો તે આપો કે તે ઉપરથી હું ગુજરાતી કરીને લોકોમાં ફેલાવું, તેઓએ હા કહી અને મને એક પ્રત આપી. એ પ્રત આવી એટલે મેં તરત તરજુમો કરવા માંડ્યો ને થોડોક કીધો એટલામાં બીજું જરૂરનું કામ આવી પડ્યું. પછી મેં હિંદુસ્તાની ભાષા જાણનાર કવિ હિરાચંદ કાનજી પાસે તેનો તરજુમો કરાવ્યો.—જેની હાલ ૫૦૦ નકલો છપાવી પ્રસિદ્ધ કરી છે.

હવે બંગાલાની બ્રહ્મસમાજ સભાના ઈતિહાસનું પુસ્તક અને પ્રાર્થના પુસ્તક એ બે છપાવવાનો તત્વશોધક સભાનો વિચાર છે તે અનુકુળ પડેથી વેહેલું મોડું છપાવવામાં આવશે.

# ૨: શેરસટ્ટાના સમયની અસર
## (૧૮૬૬-૬૭-૬૮ એ વર્ષોની કેટલીક નોંધ)

હીરાચંદ કાનજી - એની સાથે મારે મુંબઈમાં વાત થયલી ત્યારે કહે કે તમારો સ્વભાવ આવો સારો છે તે હું જાણતો જ ન હોતો. મને તો તે આંધળાએ ભમાવ્યો હતો ને તેના જ કહેવાથી મેં મિથ્યાભિમાનખંડનમાં કેટલુંક તમારા જ ઉપર લખ્યું છે.

હીરાચંદે હોપની સીરીઝમાં પોતાની કવિતા દાખલ કરાવવાને ભોગીલાલ વગેરેને કહેલું, તે તેઓએ ન કબૂલ રાખેથી, વળી એને દલપતરામની સાથે પણ સામેલ ન રાખવાથી તે બધા અંગ્રેજી ભણેલા ઉપર ખીજાયો હતો, ને તેઓની વિરૂદ્ધ લખ્યું. સને ૧૮૫૯ માં કવિ દલપતરામ પોતાની કવિતા વિષે પોતાનો મનમાન્યો વિચાર લોક સર્વનો ન જણાવાથી ને તે અદેખા નર્મદની ઉશ્કેરણીથી થયું એવું પોતાના મનમાં વસેલું તેથી તે ખીજાયો હતો ને તેણે હીરાચંદને ચઢાવી કેટલુંક મારી વિરૂદ્ધ મિથ્યાભિમાનખંડન ગ્રંથમાં લખાવ્યું.

સ્થિતિ-૧૮૬૬ ના સપટેમ્બરની ૨૩ મીએ સુરતથી મુંબઈ ગયો. અહીં રાતે ઘર સૂનું જોઈ દલગીર થયો, ને ખુરસી ઉપર બેસી ચાંદાની સામા જોતાં ખ્યાલો કીધા; ' આહા સાચને જ આંચ છે ; મને પોતાને પ્રતીતિ છે કે, લોક જેને સારા કહે છે તેના કરતાં હું વધારે સારો છું, દુર્ગુણી નથી; હા, પ્રસંગને લીધે ને દુનિયામાં સાહસ જિતે છે એ અનુભવથી હું સાહસ કરવા જાઉં છું, પણ પાછો વિવેકથી દબું છું, પણ પછી--ફિલસુફીની નીતિ જે દુનિયાની નીતિથી જુદી જ છે તેનો વિચાર થાય છે, ને પછી સાહસ થઈ જાય છે. એ સાહસથી હું પસ્તાતો નથી, પણ તેનાં ફલ કેટલીક વાર દુનિયાદારીની રીતે જોતાં ખોટાં કહેવાય છે, તેથી કુદરતનો નિયમ સાચો કે દુનિયાદારીનો ? એના વિચારથી જરા દલગીર થાઉં છું ખરો. રે જીવડા ! આ વરસમાં તો કોઈ આફતની બાકી રહી નથી. તું પડું પડું થઈ રહ્યો છે--રે તું તો યુદ્ધમાં જખમી સીપાઈ જેવો મરીશ પણ તારા સંબંધીઓને દુઃખ પડશે તે--પણ જીવડા તેઓનાં કર્મમાં દુઃખ હશે તે કાંઈ મિથ્યા થવાનું છે ? તારા ભોગ તેમ તેઓના ભોગ માટે જોયાં કર જે થાય તે.' એ વેળા કવિતા લખવાનો જોસ્સો બહુ હતો, પણ એકદમ ટાઢ ભરે આવવાથી તે ન લખાઈ. સુતાં સુતાં 'કોની આગળ કહીએ પ્રભુ પીડ,' એ અને 'ટકટક જોયાં કરવું' એ પદ સાંભર્યાં હતાં.

તા. ૨૪મી--આખો દહાડો પૈસાની ઉદાસીમાં કહાડ્યો. દશ વાગે સૂતો ત્યાં લગી લખ્યું.

તા. ૨૫ મી--કરસનદાસ માધવદાસને મળ્યો; એણે પોતાનું રડવું ને મિત્રોની બેવફાઈ કહી સંભળાવી; સોમનારાયણ વિષે સારો વિચાર ન જણાવ્યો.

કરસનદાસ માધવદાસ અને ભાઉ દાજી--તા. ૨૬મી--ઉદાસીથી તાવ હતો.'નર્મ ટેકરી,' 'શિકારી ને હરણી,' 'આખરે જુદાઈ,' 'આખરે ધૂળે ધૂળ,' 'દીનદયાલ જગતપાલ દેવા,' 'દયાળુ દેવ તું તો,' 'અંત લગી રાખજે તું લાજ,' 'ઉઠતાં વારને ધન અર્થે બધે,' 'દુનીઆ જુઠાંની,' 'કુણ હરિવણ ઝુંપડી સૂધી કાઢે, સલામ રે દિલદાર,' વગેરે કવિતા,કરસનદાસ માધવદાસે બોલાવેલી તેની ઈચ્છાથી વાંચી સંભળાવી. દશ વાગે ડાકટર ભાઉ મળ્યા.એણે મોટામોટા પડ્યા તે વિષે દલગીર જણાવી, પોતાની હાલત વિષે પણ જણાવ્યું. તેણે કહ્યું,' મારા સઘળા મિત્રો પડતી હાલતમાં આવ્યા છે. પણ હું હંસરાજ કરમસીને કહીશ તમને મદદ કરવા વિષે; હું દેશી રાજયોમાં તમારે માટે ભલામણ લખી આપું; ઈચ્છા હોય તો ગાયકવાડને લખું.' મેં કહ્યું, 'તેમ મારો હાલ વિચાર નથી.' તે કોલાપુરના રાજાને મળેલા તે સંબંધી ને તેના ખટપટીઆ લુચ્ચા કારભારીઓ સંબંધી તેણે વાત કહી. મેં કહ્યું કે, 'તમે કોઈ મોટાં દેશી રાજયમાં દીવાન થાઓ ને જેમ નાના ફડનવીસ રાજયમાં કુશળ કહેવાયો તેમ તમે તે વિષયમાં પણ પ્રખ્યાતિ પામો.' તેણે કહ્યું કે, 'તેમ કરવાની મારી ઈચ્છા નથી, રાજાઓ ચંચળ વૃત્તિના છે ને બ્રિટિશ રાજયવ્યવસ્થાના સાંધા સળેલા છે.' પછી મેં લેજીસલેટિવ કૌંસિલની વાત કહાડી. તે બોલ્યા કે, 'ત્યાં મારા વિચાર પ્રમાણે ઠરાવ થવાના નહિ, ઘણાના મત મારી સામે પડવાથી.' મેં કહ્યું કે, 'તમે હો તો દેશને ઘણું સારૂં.' પછી તેણે પોતાની પડતીના કારણમાં ભાટિયાઓએ મદદ ન કરી તે વિષે કહ્યું. માત્ર રૂસ્તમજી ને એક બીજો એ બે જણે થોડીક મદદ કરી હતી.

સ્થિતિ--તા૦ ૨૮ મી બપોરે. 'કોઈ કોઈનું નથી જ; જેને હું ખરી રીતે ને જે મને ખરી રીતે ચાહે છે, જેને સારૂ મેં ને મારે સારૂ જેણે તપશ્ચર્યા કીધી છે તે પ્યાર, તે તપશ્ચર્યા અને મનસા વાચા કર્મણા મેં શુદ્ધ દાખવેલી એવી મૈત્રી શું આ વેળા મને મદદ નહિ લાગે ? પાસા અવળા જ પડવાના હોય તો ન લાગે. રે હું મરી જાઉં તો મારા અબળ પ્રાણીઓ શું કરે ? આહા તેઓના ઘા કોણ રૂઝવશે ? મારાં મોતથી તેઓને પ્રીતિથી, આસરા વનાની સ્થિતિથી ને લોકથી કેટલું દુઃખ થશે ? હાય ! શું મારા સંબંધમાં આમ તેઓ દુઃખ જ પામ્યાં ? શું હું ખૂની ? ખૂની તો નહિ, પણ મને કાળે ખૂની ઠેરવ્યો. તેઓનું નસીબ, એ જ મારે કે'વું તો. ઓ કુદરત ! તારા ઉપર મારી ભક્તિ ને તું જ બેવફા થઈ ?' 'પડ તો કહે સદા પડી.' હું તો સંતોષથી પડીશ કે મેં અપરાધ કીધો નથી. કેટલુંક

કામ જે સાહસ કહેવાય, તે મેં ફિલસુફીથી કુદરતી કાયદા જાણી કર્યું છે. લોકની તો મને દરકાર નથી. સાહસથી સારૂં પરિણામ થાય તો તે વાહ વાહ કહે, ને નરસું થાય તો મૂર્ખ કહે. મારાં માણસને રણમાં મૂકી જાઉં છું તેની સંભાળ તેનાં નસીબ લો કે ન લો, પણ ઓ મારાં માણસો ! તમે સહુ શૂરવીર ને ટેકીલાં છો. તમે પણ સાચવટથી ટેકમાં મરજો. કીધેલાં કામનો ગભરાટમાં પસ્તાવો કરશો નહિ. લોકના બોલવા સામું જોશો નહિ. જૂજ જુઠાણું ચલાવ્યું છે, તે સમયપરત્વે હતું. શઠની સામાં શઠ થવું પડ્યું હતું. એ મધ્યમ નીતિ છે, પણ તે ઉત્તમ પ્રેમનીતિને અર્થે.

તા. ૩૦ મીએ સુરત ગયો.

સ્થિતિ—અકટોબર બીજી, ભાદરવા વદ નોમ—દથી તે ૧ લગી—દલગીર હતો. ગયાં નવ વર્ષમાં મેં શુદ્ધ સ્વાભાવિક કે અંતઃકરણની પ્રેરણા વિરુદ્ધ કોઇ કામ કીધું નથી. જે મોટા દુઃખમાં ભાગ લેનાર ને મને દિલાસો દેનાર ને જેના ઉપર મારો ભરોંસો તેઓથી જ મારૂં મન દુખાયું ત્યારે બીજું હતભાગ્ય કીઉં ? સહન કર, સહન કર, સહન કર ! ધિક્ જગત્ રે ધિક્, મને જ દુઃખ દુઃખ દુઃખ—હું લખી શક્તો નથી.

વીરચંદ ને પ્રેમચંદ—તા. ૪થીએ નડીઆદ જતાં વીરચંદ આગગાડીમાં મળ્યા. તેણે મુંબઇની ભૂંડી હાલત કહી સંભળાવી; પ્રેમચંદના માનલોભની વાત કહી—કે જમસેદજી મારી આગળ કોણ ? જો મારી સામા થયા હોત તો હું શેરનો ભાવ હજી ઘણો વધારી દેત—રૂનો ભાવ વધે તો છ મહિનામાં શેરનો વધારી દેત, ઇત્યાદિ. હું નવ વાગે રાતે નડિયાદ પોંચ્યો—ગિરધરલાલને મળ્યો. એણે દિલાસો દઇ હિંમત આપી.

તા. પાંચમીએ 'હિંદુની પડતી' વિષે નડિયાદ સ્કૂલમાં ભાષણ કીધું; સાંભળનાર બસે ઉપર હતા. દેસાઇ ભાઉ સાહેબ, ઓધવરામ મામલતદાર, જમીએતરામ મુનસફ વગેરે હતા. ભાઉ સાહેબના સગરામમાં બેસી તેની વાડીએ ગયો, ને સંતરામનું સ્થલ જોયું. રાતે કામનાથ ગયો. જમીએતરામના શગરામમાં.

તા. ૭મીએ ગિરધરલાલે રૂા. ૫૦૦) કોઇની પાસેથી લેઇ મને આપ્યા ને હું સુરત આવ્યો. રાતે નરભેરામ મનસુખરામે મકનરામને કહ્યું કે, કવિને રૂા. ૬૦૦) આપજે. એ રીતે ગિરધરલાલે ને નરભેરામે રૂા. ૧૦૦૦ની) જોગવાઇ કરી આપી. એ રૂા. ૬૦૦) આઠમીએ આપ્યા.

સ્થિતિ—૨૯ મી અકટોબર. ટાડનું રાજસ્થાન વાંચવાથી મેવાડ જવાની ઉત્કંઠા થઇ. અફસોસ ! જાળમાં પડેલા પક્ષી જેવો છું—કરજથી છૂટ્યા વિના ક્યાં જાઉં ? જ્યાં કોઇ સ્નેહ પ્રીતિ સમજતું નથી ત્યાં મારે શું કરવા રેવું ? જ્યાં કોઇ શૂરપણું પુરુષાર્થ સમજતું નથી ત્યાં મારે શું રેવું ? વાણીઆઓ વેપારધંધો કરનારા ને બ્રાહ્મણો બુદ્ધિભ્રષ્ટ, નીચા ને જજમાન ઉપર આધાર રાખી બેસી રહેલા છે. ગુજરાતમાં મારે તો રજવાડામાં જ જઇ રેવું ને ત્યાં જ મરવું. તે વાત તો પછી, હાલ જઇને જોઉં તો ખરો, રજવાડામાં રહ્યાથી ત્યાં હું સુધારો દાખલ કરી શકીશ.

સ્થિતિ—૧ લી નવેંબર—નાનાભાઇ રૂસ્તમજીનો કાગળ કે મારાથી નાણાં સંબંધી તજવીજ નથી બનતી. હું દલગીર થઇ રહ્યો.

હાંસજી★- નવેમ્બર છઠ્ઠી, પૂતળાં સારાં નોતાં. પાછળ મૂકેલો પડદો ઠીક હતો—રંગના પટ ચિત્રને આપેલા તે જાડા હતા. ને ચિત્રની લેખણી પણ બારીક નોતી; ઘણા દેખાવને એકઠા—ભેળી નાંખ્યા હતા. તેઓ એક બીજા સાથે મુકેલા તેની સીમા લીટીઓ સારી દેખાતી નહીં.

સ્થિતિ—નવેમ્બર ૧૦ મીએ અમરોલી દોસ્તદારોએ બોલાવેલો ત્યાં ગયો. ગયો તેની આગમજ દલગીરીમાં હતો, ખેતરો જોઈ ખુશ થયો. પણ વળી દલગીર થયો કે કુદરત તું શું કરવા એવા માણસોના સંબંધમાં આણે છે, કે પછવાડેથી તેઓ મને દગો દે છે ? જગત વિશ્વાસ ઉપર ચાલે છે, તો હવે કોનો વિશ્વાસ કરવો ને કોનો ન કરવો ?

તા. ૧૧મી નવેમ્બર મહીપતરામ—મળવા આવેલા તેની સાથે સુધારા સંબંધી ને સુધારા વિરૂદ્ધ બોલનારાઓ સંબંધી વાતો થઈ.

તા. ૧૩ મી નવેમ્બર—મુંબઈ ગયો.

તા. ૧૪ મીએ. લખમીદાસ ખીમજી એ નાનાભાઇના છાપખાનામાં મને મળ્યા. તે બોલ્યા કે 'અમે દલગીર છીએ કે તમે તમારી આબરૂને ને સુધારાવાળાના કામને ધોકો પોંચાડો. મારી વાતમાં લોકને સમજ પડશે જ નહિ.' હું ખુશ છઉં લોકનો ઢંગ જોઇને, લોક આજ આમ બોલે ને કાલે બીજું. તે બોલ્યા કે 'ફરામરોજ ને બીજા તમારે માટે ઉંચું મત ધરાવે છે, પણ હાલ તેઓ દલગીર છે કે તમે તમારો ભાર બોજ નથી રાખતા. તેઓ કહે છે કે તમે દારૂ પીઓ છો'. પણ (ધારો કે) દારૂ પીધાથી મારો ભાર બોજ શો ઓછો થયો ?

---

★ હાંસજી-એ તે સમયનો એક ચિત્રકાર હતો. એની કલમ જયપુરી શાળાને મળતી હતી. સંપાદક. (ઉ.ન.ચ.)

નહિ. આણંદના ઝવેરભાઇને દીઠા. પછી વિશ્વનાથ (મેવાડા બ્રાહ્મણ) ઈન્સ્પેકટરને ત્યાં મુકામ રાખ્યો. નરભેરામને મળી નર્મકવિતા માટે વાત કરી.

તા. ૨૪ મી માર્ચથી તે ૨ જી એપ્રિલ સુધી મુંબઇમાં—નર્મકવિતા બંધાયલી નોતી.

સને ૧૮૬૫ની પહેલી જુલાઇથી સુરતમાં રેવા માંડ્યું. પછી ઘર બંધાવ્યું તે તૈયાર થયું ૧૮૬૬ના સપટેંબરમાં. કવિતાઓ લખી ગદ્ય લખ્યું—હકીકત મેવાડની, સુરતની.

નાણા સંબંધી પરાકાષ્ટાનો ગભરાટ

જ્ઞાતિ સાથે ટંટો

ઘરનાં માણસોની ઉચ્છૃંખલ વર્ત્તણુંક

તબીએત સારી નહિ

નાનાભાઇ છાપનારની ઉતાવળ નાણાંને માટે

તા. ૧૯ એપરીલથી તે ૧૫મી જુલાઈ લગીમાં એક સર્ગ વીરસિંહનો લખ્યો.

તા. ૨૭મીએ મિ.હોપને મળ્યો. કવિતા, ગદ્યનાં પુસ્તક ને દયારામકૃત એ બક્ષીસ આપ્યાં. પોતાની લૈબ્રેરી દેખાડી. મેં જણાવ્યું કે 'મુંબઇમાં મારા તવંગર દોસ્ત પડી ભાંગવાથી પુસ્તકની છપાઇનો ખરચ મારે માથે પડ્યો છે, ને હું કરજમાં છું ને સરકારી જૂજ ને તુટેલ મળે છે—માટે તમે દેશી રાજાઓને લખો કે તેઓ મારાં પુસ્તક ખરીદ કરે—કે જેથી હું મારો કોષ પૂરો કરવાને શક્તિમાન્ થાઉં.' તેણે કહ્યું કે, 'હું સર અલેકજાંડર ગ્રાંટને લખીશ કે તે આગળથી થોડુંક નાણું આપે; વળી હું પોલીટીકલ એજંટ ઍંડરસનને લખીશ. તે દરેક રાજા પાસે નકલ લેવડાવશે. ભાવનગરના ઠાકોરને લખીશ.' ગોપાળજી સુરભાઇને કહ્યું કે 'હું આ બક્ષીસ કબૂલ કરું છું પણ હું જે આપીશ તે તમારે કબુલ કરવું પડશે.' મેં કહ્યું કે 'બહું સારૂં.' (આપવું વિસરી જ ગયા છે).

તા. ૫મી સપ્ટેંબરે તેને ત્યાં મળેલી મંડળીમાં ગયો હતો. કવિતા વાંચવાનું કહેવડાવ્યું. મેં જવાબ દીધો કે ઠાંસો થયો છે તેથી નહીં વંચાય. પછી તેણે કહ્યું કે મેં ગ્રાંટને લખ્યું છે પણ તેનો જવાબ આવ્યો નથી.

૮ મી સપ્ટેંબર ૩૫ મું વરસ બેઠું—૩૪ પૂરાં થયાં.

૭ મી નવેંમ્બર ૧૮૬૭—૧૯૨૪ ના કારતગ શુદ.

**સ્થિતિ**—રોજ વિચાર કે આટોપીને જવું. બંને ઘર ગીરો મુકતાં પણ કોઇ પાંચ હજાર ન આપે. વેચી નાંખવા એ અતિ સાહસ થાય ને વેચતાં દશ હજારનું દેવું શું વળે ? હવે કંઇ જવું તો ખરૂં; બેસી રહે શું ?ઘરમાં ખરચી આપવા જોઇએ—તબીએત તો છેક બગડી ગઇ છે. મુંબઇ જઇ વિચાર કરવો—પછી સુરત આવવું કે નહિ—કેસરિયાં કરવાની વાત પછી.

૧૨ મી નવેંબરે મુંબઇ ગયો.

મુંબઇના લોક કહે છે કે મુંબઇ આવી રહો—સઘળું સારૂં થશે.

**તરંગ ધર્મજ્ઞાન**—જડવાદી છઉં. આક્ટિવ પાવર (?) (Active Power)ને માનતો નથી. ઈશ્વરનો જવાબદાર છું એમ નથી માનતો, પણ અંતઃકરણ દુખાય ને કોઇ વાતનો પસ્તાવો થાય તેથી ડરૂં છું, માટે એનો જવાબદાર છું. જડવાદી પણ ચૈતનવાદીના રસનો ભોક્તા છું.

૨૦મી નવેંબરે ઉદેપુર જવા નિકળ્યો. ૧૭મી ડિસેંબર પાછો સુરત આવ્યો.

**સ્થિતિ**—જયાં એવો વખત છે કે હકીકત લખવાની ચાલ નથી; જયાં લોક ભણેલાં નથી, ને સુઘડ રીતિમાં ઉછર્યા નથી; જયાં સત્ય, નિર્મળ અંતઃકરણ, ને જાહેર હિંમત નથી પણ જુઠાણું, મેલાઇ, બાયલાપણું છે, ટુંકામાં જયાં સઘળી રીતની થોડી ઘણી કાળાસાઇ ત્યાં કોઇ પણ રીતની ઉજળાશ નિંદાવાની જ. કેટલાક કહે છે કે હવેનો જમાનો ખરૂં ખોટું સમજશે, પણ હું ખરૂં કહું છું કે માણસના દરેક કામમાં છાનું છે ને દુનિયામાં ઘણી વાતો બને છે તે જાહેરમાં આવતી નથી.

જેવો મારો સ્વભાવ ને તેને પુષ્ટિ કરતો યોગ આવેલો, તેવાં મેં કર્મ કીધાં છે. એ કર્મ મારી આસપાસના ઘણાકથી જૂદાં છે પણ તે ઉજળાં છે. મારાં ઉજળાં તે મારી લાગણીથી મને લાગે છે એમ નથી. પણ શાસ્ત્રીય રીતના કારણ પ્રમાણે ને ઘણાના અનુભવ સાથે મેળવતાં. મારી ગફલત આવી કહેવાય; મેં કેટલાકને દયાભાવથી તેઓ કાલે સુધરશે એ બુદ્ધિથી મેં તેમને પોતાના ગણ્યા, ને તે પણ તપાસ કરીને. પણ નીચ તુકમ તે પ્રસંગે જણાય. કેટલીક વાત મેં મારા મિત્રોને કહેલી. તે મિત્રોએ કોઇને અણસમજથી, કોઇએ એ રીતે મઝા જોવાને જાહેર કરેલી. ખરેખર મારા જેવા કુલીન, સાચા, ગૃહસ્થાઇ પાળનારા, નીતિમાન થોડાક જ છે, ને એ અંતર પ્રતીતિએ હું સંતોષથી મરીશ.

૧. જેને ભાઈ જાણી, છોકરા જાણી ખવાડી ભણાવેલા તેઓ નિંદા કરતા થયા.

૨. જેઓના સ્વાર્થ ન સધાયા તેઓએ, કેટલાકે ગેરસમજુતીથી, કેટલાક તે લોકના ભમાવ્યાથી, કેટલાક પોતે દુઃખમાં આવ્યા છતાં ખોટા તર્કથી કે તે ફલાણાએ જ કીધું તે મારા દુશ્મન થયેલા.

૩. નાતના લોક ઉપર હું કંઈ જ દોષ મુક્તો નથી. તેઓનાં વખાણ કરૂં છું. દોષ સંબંધીઓનો ને મિત્રોનો જ કાઢું છું.

એઓની નિંદાનો જવાબ દેવો, કીધેલા ઉપકાર કહી દેખાડવા, એ મારૂં ઉંચાપણું નથી; જેને મેં ઉપકાર કરેલા, જે મારા મિત્ર કહેવાયા તેઓ વિષે હું નઠારૂં બોલું જ કેમ ? ભલે તે કુલીનતા છોડી નિંદા કરો. દુનિયામાં સાચવટ શું જણાય ?

દુશ્મનની નિંદાથી બળવાનું ને ખરી વાત દુનિયાને કહેવાય નહિ તેથી બળવાનું, પણ એ ઠેકાણે ધીરજ મોંઘી વસ્તુ છે. પશ્ચાત્તાપ થાય તેવું મેં કર્યું નથી. શત્રુનું ભુંડું ઇચ્છયું નથી એ સંતોષ, અને શત્રુ ઘાવ કરવા આવે છે ને હું સામો નથી થતો તોપણ તે ફાવતા નથી, એ નસીબે હું પ્રસન્ન રહું છું.

૧૮૬૮ જાનેવારી ૧૮,૧૯,૨૦,૨૧,૨૨, તાવથી ઘણો જ હેરાન હતો.

ફેબરવારી ૧૯ મીએ મુંબઈ ગયો ને ૨૩ મીએ પાછો સુરત આવ્યો. મેની બીજીએ મુંબઈ ગયો ને ૨૨ મીએ પાછો આવ્યો. નાનાભાઈને ત્યાં નર્મકવિતાના ૧૧૮૦ રૂપીઆ આવેલા; ૧૫૦) નકલ ઘેર આણી. મથુરાદાસ લવજીએ ગુજરાતીઓની સ્થિતિના નિબંધની છપાઈના રૂા. ૧૦૦) આપ્યા.

મેની ૨૯ મીએ નર્મકવિતા પુ. ૨ અં. ૧લો પ્રસિદ્ધ કીધો.

આગસ્ટ ૨૨ મી—સ્ત્રીકેળવણીનો નિબંધ ઇનામને લાયક ન ઠર્યો.

આગસ્ટની ૧૧ મીએ નર્મકોશ પૂરો કર્યો. ૧૯૨૪ શ્રાવણ વદ ૮ ભોમે.

નવેંબર ૨૧—૧૯૨૫ માગસર શુદ ૭—નાતમાં પાછો દાખલ થયો.

ડીસેંબર ૧૩—મંછુને ત્યાં જમી આવ્યો—નાતનો ટંટો પતાવ્યો. નાતબાર મુકાયલો તે ૧૮૬૬ ના આગસ્ટની ૧૯ મીએ.

સને ૧૮૬૭ થી ૧૮૬૮

| | |
|---|---|
| તરંગ—૧૨,૧૪ | સ્થિતિ-૧૨, ૧૩, ૧૪ |
| પરમાર આલમભાઈ—૧૩ | મિ. હોપ-૧૩ |
| મથુરાદાસ લવજી-૧૫ | જ્ઞાતિ-૧૩, ૧૫ |

૧૮૬૬-૬૭-૬૮ એ ત્રણ વર્ષમાં ઉપાધિ નાણાંનો દેવું વાળવાનો, નવું કરવાનો, ચોપડી છપાવવા સંબંધી, ઘર ચલાવવા સંબંધી, નવું ઘર બંધાવ્યું તે સંબંધી, વ્યાધિ-શરીરે, ઉધરસનો રોગ, ગોડગુમડાં, તાવ-તાવ ઉધરસ છ મહીના ચાલ્યાં.

## ૩ : કવિની સરખામણી★

અવકાશ તરંગ-૩ જી નવેંબર.

નવલરામ-કવિની કવિતા વાંચવાથી મનમાં જે ચિત્ર પડે છે તેનું વર્ણન કરો.

વિજ્યાશંકર-સફેદ ઘેરી ચાંદની પણ જરાક જ ફીકી હોય, એવું આસમાન દેખાતું હોય, તાડનાં ઝાડ ઉંચાં આવી રહ્યાં હોય, એની પાછળ ઝાડના ચાર પાંચ જથા હોય, સરોવર ખળી રહ્યું હોય, મોટાં કુમુદ ખીલ્યાં હોય એવા રંગમાં પ્રૌઢ રીતોવાળો કોઇ પુરૂષ બેઠો હોય ને વચમાં વચમાં ઉશ્કેરાતો ને પાછો નિરાશ થતો એવી સ્થિતિમાં હોય તેવું.

નવલ-ઉપરનું તો ખરૂં જ-વિશેષ કે ગુલાબ કે મોગરાના છોડવામાં બેઠેલો, પણ નજર મોટાં ઝાડ વડપીપળા તરફ કરતો હોય.

મધુવછરામ-એક મેદાન હોય, થોડા થોડા લીલા ચારાથી ભરપૂર હોય ને આસપાસ ઘટાદાર પણ વચમાં થોડાં ઉંચાં એવાં ઝાડ આવી છાયી રહ્યાં હોય, આકાશ સ્વચ્છ પણ પૂર્વ તરફ સૂરજ અસ્તથી જેવો સિંધુરીઓ થાય છે એવું, મેદાનમાં વચ્ચે નદી વહેતી ને પછી નદીથી આઘું થોડે એક પેલાં ઝાડ તરફ જોઇને વિચારમાં રમતો હોય.

નર્મદા-વિશાળ ખેતર, તેમાં વચમાં વચમાં પીળા રંગના મેરાબના ધોરાવાળી વાડીઓ-ક્યિારા હોય જેમાં ફૂલ સફેદ કે સિંધુરિયાં ને પીળાં બહેંકબહેંક થઈ રહ્યાં હોય, એક ઝાપટું આવેથી જમીન ધોવાઈ ગઈ હોય ને મેદિની કંઇક ફીકી પણ સ્વચ્છ હોય તેવા દેખાવમાં કોઇ પુરૂષ પ્રૌઢ રીતે ઉંડા વિચારમાં મગ્ન હોય પણ એકાએક પાસેના ઘાસનો ભડકો થયેથી ઉશ્કેરાયલો પણ પછી પ્રેમમાં ગળેલો હોય તેવો.

નવલરામ–હવે કવિતા પરથી પ્રેમાનંદનું સ્વરૂપ ને ગુણનું વર્ણન કરો.

મધુવછરામ-ઉંચો, જાડો નહિ, તેમ પાતળો નહિ, ઘણો પ્રૌઢ દેખાવનો (Commanding), આંખ ચંચળ નહિ, ઘણી જ લાગણીવાળો, એકને જ વળગી રહેલો, ઘઉંવર્ણો.

વિજયાશંકર–મહેતાજી જેવો લાંબો પાતળો પણ ભરાવ; ઠાવકો પ્રૌઢયુક્ત આંખ વિશાળ, (નરભેરામ પ્રાણશંકર જેવો) ગંભીર પણ અંદરથી દરદવાળા, કાને નિમાળા, નાક જરાક લાંબું, છાતીએ નિમાળા, પ્રૌઢ દશા બતાવતા, ઠાવકી મશ્કરી કરનારો.

નવલરામ-ઉંચો ભરેલા શરીરનો, દૃષ્ટિ સ્થિર, વિવેકી, બટકબોલો નહિ, પણ ચાહે તાહારે ભાષામાં સઘળા રસ આણી શકે, એક પર પ્રેમ રાખનારો, શુદ્ધ મનનો, બેવફાનું દુઃખ ન જોયલું, આંખ લહેરમાં, ઘણો નિશો કરનાર નહિ.

નર્મદા-દૃષ્ટિ ઘણી ચંચળ નહિ એટલે તેની લાગણીઓ તેની આંખ ઉપરથી ન જણાય. તેની લાગણી બાર પડતી નહિ પણ સરખી એટલે માંહેની માંહે સઘળે ઠેકાણે કુદી રહેલી; કંઇક સખી ભાવ ખરો; પ્રેમમાં ગગળે તે વેળાએ રડે તેવો ખરો (મણિનંદ પંડ્યા જેવો), પાકી ઉંમરે એકધ્યાયી પણ જુવાનીમાં પ્યાર કરેલો; ઉંચો, કદાવર, ઘઉંવર્ણો, ઘણો નિશો કરનારો નહિ,–એણે પ્રીતિનું સુખ જ જોયલું.

હવે સામળ વિષે.

એ જાડો. ઉંચો અમદાવાદી રેંચા સરખો, આંખ ચપળ, શઠ, મુંછાળો, જે આવે તે ખપે તેવો, લોકમાં મળીને રહેનારો.

નવલ-મીચેલ આંખ, આનંદી સ્વભાવ, નાટકી, દદીદાર, ઘણો પોંચેલો, જાડી રસિકતાવાળો, ઘણો અનુભવી, બીજાને ભોળવી નાંખે તેવો, પોતાનું મહત્વ બતાવતાં સારૂં આવડે, પ્રેમબાજી કરેલી, બેવફાઇ ઘણી અનુભવેલી, પણ હસવામાં કાઢી નાંખેલી.

વિજયાશંકર-પુખ્ત દેખાવ, લાંબો પોળો, ધોતીઉં દૂટી નીચે પેરે તેવો, પેટ જરા આગળ પડતું, છાતીએ નિમાળા, મૂછ મોટી, દાંત સફેત, વધારે શ્યામતાવાળો, આંખ ચપળ વિશાળ ઘુરકાવતી, અવાજ જાડો તડાકા લે તેવો, શઠ, લુચ્ચો ગરબડીયો.

નર્મદા-લપન્નછપન્નીઓ, ગેટકી, અંગે કાળાશ જરા વધારે, નિમાળા છાતીએ, નિશો કરનારો, વિષયી, પ્રેમમાં સમજનારો ખરો પણ જાતે ઇશકી ખરો. ભોગી નહિ, ચપળ, પ્રેમાનંદ કરતાં વધારે બાર પડતી લાગણીનો, અભિમાની, ઠુમસા હાથ લાંબા લાંબા કરીને કવિતા વાંચવાવાળો, એને દુઃખ નહિ.

હવે દયારામ.

આંખ ચંચળ, લાગણી બતાવનારી, મારકણી; લાગણી ચેરાપરથી મોહ પમાડે; સખીભાવ ખરો; પ્રૌઢપણામાં રહ્યો છતે હાસ્ય કરનારો, ને તેમાં મોટાઇ માનનારો; શઠતા ખરી, પણ વળી ગગળી પણ જાય.

નવલ--આંખ ચંચળ, તેમાં ઉપજેલા અનુભાવને વિવેકે ડબાવતો; લાગણી બેવફાઇથી શઠતાને પામેલી, ધર્મનો જુસ્સો ખરો.

---

★ આ નોંધ નવેમ્બર / ડિસેમ્બર ૧૮૬૬ની છે. સં.

કેo— શુદ્ધ મન નહિ, પ્રેમી ખરો ને શઠ પણ ખરો; કબીલામાં રાખવા લાયક નહિ, આત્મસ્તુતિ ઘણી ગમે; આખો દાડો વિચારમાં, દોસ્તીમાં સાચો.

વિજયાશંકર- અંશી, વિવેકી, જુસ્સાવાળો, મર્દ બહાદુર, સચ્ચાઇવાળો, ઘણા વિષયનો અનુભવી, પોતાને વિષે આનંદી, કોઇ ગમે તે કહો, દર્દી, મસ્તપણાને લીધે ગરબડિયો; નિસાસા મુકનારો, કોઇ કદર કરનારૂં નહિ તેથી માનની દરકાર રાખનારો.

મધુવછરામ-દર્દી પણ કંઇક શઠ બનેલો, જોસ્સાવાળો, પોતાને વિષે બહુ બોલનારો, લોકને તદબીરથી રીઝવતો, સૃષ્ટિસૌંદર્યમાં મસ્ત; કોઇનો તુંકારો ન સાંભળે તેવો.

નવલ--મનની ઘણી સ્થિતિ જણાય છે. ઉગતી જુવાનીમાં લાગણી ઘણી બારીક ને ઉંચી, માનનો અત્યંત ભુખ્યો; શુદ્ધ પ્રેમમાં મસ્ત; સ્વભાવમાં રંગીલો, નિર્લોભી, માનને અર્થે ચારે ભેદ વાપરનારો, અનુભવી, પાંચ વરસનું એક વરસમાં જાણતો, પ્રીતિમાં પોતે શુદ્ધ છતાં ઘણી બેવફાઇમાં રીબાવાથી લાગણીઓ નરમ પડેલી, જ્ઞાન તરફ વધારે જવા મંડેલું, શઠતાને મન પોંચેલું પણ વચમાં વચમાં મૂળનો જોસ્સો બાર પડતો. એ શઠતાનો દોષ પ્રકૃતિ ઉપર મુકામ કરતાં માઠા અનુભવ ઉપર વધારે આવે, તે માઠાં પરિણામ વાંચનારને દયા ઉપજાવે છે. સ્વતંત્ર, મનની ગરબડીઓ નહી ને વિવેકી, ગરબડ પણ વિચારની સાથે જ નિકળેલી, શૂર ખરો.

નર્મદા-શુદ્ધ ને ઉંચો પ્રેમી—પ્રથમ પ્રેમમાં મસ્ત પણ પછી શઠ થયલો એમ તો નહીં, દુ:ખથી વિવેકી થયલો અથવા બેદરકાર થયલો. તેની પ્રીતિમાં કપટ છળ તો નહીં જ, સ્થિતિ ઘણી બદલાઇ, ઘણું અનુભવેલું તેથી દુનિયાનો ઢોંગ સમજી બેદરકારી રાખતો. પ્રથમ માનનો ભૂખ્યો, પાછળ નહિ; કદર ન થયેલી તેથી અકળાયલો; કુદરતના નિયમો ને જ્ઞાનીની સમજે નીતિમાન, પણ દુનિયાની રીતે અનીતિમાન; પ્રસંગ ઘણા માથે પડેલા તેથી ગરબડિયો, પણ જે વેળા જે કામ કરે તે સેજ વિચારવાળુંજ કરે ને સ્વતંત્ર રીતે, લોક સારૂં માઠું કહે તેની દરકાર નહિ. કુલીન ને શૂરો, મનમાં ગુંચવાડો નહિ, સ્વચ્છ સમજનો; બારથી ફક્કડ પણ મહીંથી દુ:ખી, પણ તેનું સમાધાન પોતાનીજ મેળે કરતો. લાગણીવાળો- પ્રથમ મસ્ત, પછવાડેથી વિવેકી ને થંડો દેખાતો. લુચ્ચાઇને ધિકારનારો, મમતી ખરો.

તા. ૨૨ મી ડિસેમ્બર 'હોમર'ના ૧૦૦ ગુણ લેતાં

| અવકાશતરંગ | પ્રેમાનંદ | નર્મદાશંકર | દયારામ | સામળ |
|---|---|---|---|---|
| નવલરામ | ૬૦ | ૬૦ | ૩૫ | ૨૦ |
| વિજયાશંકર | ૬૦ | ૬૫ | ૪૦ | ૩૦ |
| મધુવછરામ | ૭૫ | ૬૦ | ૫૦ | ૨૦ |
| પછી મને પૂછ્યું ત્યારે | | | | |
| નર્મદાશંકર | ૬૦ | ૭૦ | ૪૦ | ૩૦ |

રાતે-

પ્રેમાનંદની ભાષા--વિષય સાંસારિક હોવાથી ને વિચાર સાધારણ હોવાથી, એટલે ઝાઝા ઉંચા નથી તેથી ને દેશીમાં હોવાથી સરળ છે.

મારી ભાષા--લીધેલા વિષયમાં નવી જ હોવાથી વિચાર ઘણા ઉંચા, ને ભારે હોવાથી અક્ષર કે માત્રામેળ છંદમાં હોવાથી સરળ નથી.

તેની ભાષા એક સરખી સર્વત્ર છે.

મારી ભાષા તેવી નથી, બહુ ભાષાના શબ્દો છે. મારા અર્થરસને સંસ્કૃત શબ્દ કરતાં ફારશી શબ્દ બરોબર દેખાડે તો હું ફારસી લખું જ. ભાષા ઘડાય છે. હજી મારા ગદ્યની ભાષા સૌ જ વખાણે છે ને તેના જેવી બીજી કોઇની નહિ એમ કહે છે. મારી કવિતાભાષા માપના બંધનથી, ગુજરાતીમાં પુરતા શબ્દ ન હોવાથી, સુધારાના અણછેડાયલા વિષયને માટે પહેલી જ વાપરવામાં આવતી છે તેથી ગદ્ય જેવી સુંદર નથી. વાંક કવિનો નથી પણ ભાષાનો છે. લોક કવિતા વખાણે છે પણ તેની ભાષાને નહિ. એ ખરૂં છે, પણ કેટલાક સમજે છે કે મારા વિચાર સુંદર ભાષામાં દેખડાવવાની મારામાં શક્તિ નથી ને કેટલાક સમજે છે કે મારી ભાષા સુંદર નથી; પણ એ બોલવું ખરૂં ક્યારે કે જો મારી ગદ્યભાષા સારી ન હોય તો. બન્નેમાં મારી જ ભાષા છે.

સ્વભાવોક્તિ ને બાહ્ય વર્ણન રસભરી વાણીમાં. વળી ભણેલા કે અનુભવીજન સમજે તેવાં વર્ણન ચિત્ર, સ્થિતિ સ્વભાવ કે જે લોકભાષામાં સારી રીતે મુકાયજ નહિ તે—એ સૌંદર્ય મારી કવિતામાં છે.

રીતભાતનાં ને સ્વભાવનાં વર્ણન ને સ્થિતિનાં ચિત્ર અતિશયોક્તિએ રંગેલાં ને લોકભાષામાં મુકાયલાં, એ સૌંદર્ય પ્રેમાનંદની કવિતામાં છે.

મારી કવિતા સ્પષ્ટસૂચક છે અને તેની સ્પષ્ટજ છે.

તેની કવિતા હસતી જ છે, ને મારી હસતી, રડતી, ડાહી, છટેલી, શૂરી, જ્ઞાની છે.

# ૪ : મારી કવિતા વિષે મારા વિચાર★

૧. કવૉન્ટીટી સંબંધી-ગદ્ય, વ્યાકરણ, કોશ વગેરે ન લખત, પ્રુફ તપાસવાનાં ન હત, કંપાઇલેશન ન હત, ઘર ચલાવવાની ખટપટ ન હત, નાણાંની હંમેશ તંગી ન હત વગેરે વગેરે-તો નિરાંતથી ઘણી કવિતા લખત. મેં કવિતા ઘણી જ તાકીદથી લખી છે. ઘણીએક તો પ્રસંગોપાત્ત ઉભરામાં લખી છે. એ જોતાં થોડી મુદતમાં મેં જેટલી કવિતા લખી છે, તે કવિતા ઘણામાં ઘણું સામળ, પ્રેમાનંદ ને દયારામ તેની કવિતાના સંગ્રહના અર્ધ બરાબર તો હશે જ. તેઓએ પોતાની જીંદગી કવિતામાં જ કાઢી, માટે ઓછામાં ઓછો ૬૦ વરસનો તેઓનો સંગ્રહ કહેવાય. મને તા.૩૧ ડીસેમ્બર ઇ.સ ૧૮૬૭એ કવિતા લખતાં ૧૧ વરસ ને ત્રણ મહિના થયા છે.

૨. કુદરતી છઉં-કવિતા કરવી એવો વિચાર સ્વપ્નમાં નહિ. પ્રથમ પ્રીતિના વૈરાગ્યના જોસ્સાથી મારૂં મન કવિતા તરફ ગયું; તે પીંગળ જાણ્યા વિના પણ સ્વાભાવિક રીતે મારાથી નમુનાના રાગડા પ્રમાણે કેટલીક કવિતા લખાઇ ગઇ છે-જુવાન-જુસ્સાવાળો માટે.

૩. ભાષા-હું જુવાન છઉં, જોસ્સાવાળો છઉં, બોલવાની છટા છે, વિચાર તરત સુઝે છે, નાગરી ન્યાતમાં છઉં, હવે મારો ગરમ થયલો વિચાર સ્હેલથી જોસ્સાવાળી ભાષામાં કેમ ન નિકળે ? મારી ગદ્યની ભાષા તે સરળ ને જોસ્સાવાળી સહુ કહે છે, ત્યારે મારી કવિતાની ભાષા સરળ ને જોસ્સાવાળી કેમ ન હોય ? કવિતા લખતાં તો જોસ્સો બહુ ઉભરાઇ આવે છે. હું ગામડિયો નથી, પણ શહેરી છઉં, ઉંચ કુળનો છઉં, ઉંચી સંગતમાં છઉં, જન્મ ધરી શુદ્ધ બોલતો લખતો આવ્યો છઉં, માટે મારી ભાષા શુદ્ધ કેમ ન હોય ? શુદ્ધ છે, વ્યાકરણનિયમ જેટલો મારી કવિતામાં છે તેટલો થઈ ગયેલાઓમાં નથી. મારી કવિતાની ભાષા બિલકુલ દોષવાળી નથી-૧૮૫૫થી તે ૧૮૫૮ લગીની મારી કવિતા, પિંગળના નિયમ પુરતા જાણ્યામાં નહીં તેથી, હ્રસ્વ દીર્ઘ રાખવા જ જોઇએ એ વિચારથી, કોઇને માત્રામેળ છંદો વાંચતાં સાંભળેલા નહીં તેથી, મારી મરજી પ્રમાણે મેં મારા તાલમાં વાંચેલા તેથી, મુંબઇ સુરતમાં કોઇ પિંગળ જાણનારો નહોતો અને શુદ્ધ લખવાની ખંત તેથી, થડકતી છે, એ વાત ખરી; પણ એ ઘણી જ થોડી છે, ને એ કવિતા ઉપરથી કેટલાકોનું મત બંધાયું હશે કે ભાષામાં સરલતા નથી. જેમ સાધારણ માણસની બોલવાની ભાષા, વિદ્વાનની જુદી પડવી જ જોઇએ ને પડે છે, તેમ મારી કવિતા શાસ્ત્રીય ભાષામાં સ્વાભાવિક લખાયાથી, ને નવા જ વિષયોને નવી જ લાગે તેવી ઢબથી લખેલી તેથી, તે સાધારણ લોકને મારી ભાષા સારી ન જ લાગે. સાધારણ સંસ્કૃત ભાષાથી કાવ્યની ભાષા તેની ઢબમાં ઘણી જ જુદી પડે છે, પણ શું ત્યારે એ દોષવાળી છે ? ના. સંસ્કૃત મહાકાવ્યોની ભાષાના કદરદાન પંડિતો જ છે. તે એટલી તો મુશ્કેલ છે કે તે કાવ્યને અભ્યાસ કરેલા એવા શાસ્ત્રીને પણ થોડે વરસે તે પર ટીકા વાંચવાની તે ગરજ પાડે છે. વિદ્વાનની ભાષા તે જ ખરી ને સુંદર ભાષા. એલીઝાબેથના વખતની પહેલાની ભાષા ને હાલની ભાષા ઘણી જુદી પડે છે, માટે શું તે ભાષા સારી ? ના. એલીઝાબેથના વખતની ભાષા કરતાં આન ને જ્યોર્જ ત્રીજાના વખતની ભાષા સહુથી સારી ગણાય છે. ૧૮૨૭ થી ગુજરાતી ભાષા સુધરવા માંડી છે, ને એ સુધરેલી ભાષામાં હું પહેલો જ છું, ને એ ભાષા જુની સમજતા[1] ઘરડાઓને અને હાલના સમજતા[2] લોકોને ઘણી જ સારી લાગે છે. હવે મારી ભાષા દોષવાળી કેમ કહેવાય ? અલબત્ત પ્રથમ ખેડાતી ભાષામાં હું પહેલો છઉં માટે તે દોષવાળી હોય, તો પણ શું એ ઉપરથી મારી ગુજરાતી ભાષા પ્રેમાનંદની ભાષાથી ઉતરતી પંક્તિની કહેવાય ? ના, ના. મારો સુધારાનો નવો વિષય, તેમાં વળી કવિતાની ભાષામાં તે લખાયલો તો ભાષા જુદી પડવી જ જોઇએ, પણ જુદી છે અને નઠારી છે એમ કેમ કહેવાય ? કવિતાની ભાષા ગદ્યભાષાથી જુદી પડવી જ જોઇએ, અંગ્રેજી સારી કવિતાની, ને સંસ્કૃત સારી કવિતાની ભાષા લખવાની ઢબ ઉપરથી અંગ્રેજી સંસ્કૃતની ગદ્યભાષાથી જુદી જ પડે છે. 'પ્રેમે શું છોડી દીધી,' એ કોઇ સાધારણ માણસથી સમજાશે નહીં ને એમ કોઇ બોલતું પણ નથી, માટે શું એ અશુદ્ધ ને નઠારી ભાષા છે ? સમજતો વિદ્વાન તો ઉલટું વખાણ કરશે. એમાં પ્રેમને રૂપક આપી કહ્યું છે કે પ્યારી તું ને પ્રેમ એ બે દોસ્ત હતાં, પણ હવે શું પ્રેમે તારી દોસ્તી મૂકી દીધી છે ? પ્રેમના જોસ્સા સાથે મને[3] ઘણું બનતું, તે શું હવે તે જોસ્સાએ તને મૂકી દીધી છે? શું તારામાંથી તે જોસ્સો ગયો છે ?

૧૮૫૫થી તે ૧૮૫૯ સુધીની ભાષા થડકાતી છે તેનાં કારણોઃ-

૧. હ્રસ્વ દીર્ઘ જોડાક્ષર વગેરે રાખવાની કાળજી-જે મટી ૧૮૫૯માં દલપતરામને પૂછવાથી કે-રાખવી કે, નહીં ?

૨. મોટા વિચાર ટુંકામાં મૂકવા એમાં વિદ્વત્તા છે. ભાષા જોસ્સાવાળી છે, રડતી નથી.

૩. અપભ્રંશ થોડા વાપરવા એવી બેત. લાગિયો ને વાગિયો હું જન્મમાં બોલેલો નહીં, ને એમ લખતાં મને બહુ દુઃખ થતું ને તેમ ન્હોતો જ લખતો. ન ચાલતાં જુજ એવું લખેલું. એ દૂર કરવાના વિચારથી સરળતા ઘટેલી. વળી સાધારણ લોક સાધારણ વાતને

---

★ આ નોંધ સન ૧૮૬૮ની છે.

નવલરામ પંડ્યાએ આ સાલના 'ગુજરાત શાળાપત્ર'ના એક અંકમાં નર્મદની કવિતાની પ્રેમાનંદની કવિતા સાથે તુલના કરતો એક વિવેચન લેખ લખ્યો હતો. તેમાં તેણે પ્રેમાનંદની કવિતાને ચડિયાતી બતાવી હતી. તેના પ્રતિભાવ રૂપે નર્મદે આ નોંધ કરી હતી. સં.

૧. સંદિગ્ધ પાઠ : જૂની સમજના - વાંચો સં.

૨. સંદિગ્ધ પાઠ : હાલની સમજના - વાંચો સં.

૩. સંદિગ્ધ પાઠ : તને - વાંચો સં.

પ્રાસવાળી ભાષામાં મૂકી એટલે એ રચનાને કવિતા કહે છે, એવા વિચારવાળાને મારી ભાષા કેમ સારી લાગે ? કવિતા અક્ષરમેળ છંદમાં છે-જે ગુજરાતીમાં નવી જ છે-હવે એ વાંચી ન શકાય તો પછી ભાષાની લ્હેજત કેમ લાગે ?

૪. Picture ચિત્ર-Real and ideal,Poetical-many and more than other poet in our language. (સાચ[4] અને આદર્શ-કાવ્યાત્મક-અને આપણી ભાષામાં કોઇ પણ કવિએ વાપર્યાં હોય તે કરતાં પણ ઘણા વધારે) પ્રેમાનંદ દયારામનાં ચિત્ર દેશી રંગોથી ઘણાં સારાં રંગેલાં છે. મારાં 'સ્ટીલ એન્ગ્રેવીંગ' છે.

૫.Universality-સર્વતોભદ્ર શક્તિ-I can write on any subject,because I see Poetry in everything. (હું કોઇ પણ વિષય ઉપર લખી શકું તેમ છું, કારણ કે હું બધી વસ્તુમાં કાવ્ય નિરખું છું.)

૬. રસ-Love-એ વિષયમાં જેટલા મેં અનુભવિ ખરા વિચાર કવિતા રૂપે લખ્યા છે તેટલા કોઇએ નથી લખ્યા. મારા વિચાર પ્રમાણે એ રસ મેં સૌથી સારો લખ્યો છે. મારામાં સંયોગશ્રૃંગાર નથી, ને નથી એટલે તે શ્રૃંગારરસ લાયક ફક્કડ ભાષા પણ નહિ જ.

કરુણ રસ-એ જ્ઞાનના ઘરનો મનમાનતો છે-પછી ઈશ્વર સંબંધી કે પ્રિયા સંબંધી. જ્ઞાનનું ઘર બાદ કરીએ તો તે થોડો છે.

શાંત-નવી રીતનો સારો છે.

હાસ્ય-નહીં. મારી કવિતા દર્દની ભરેલી છે એટલે હોય જ નહિ. તેમ કવિતાને હું ગંભીર વિષય સમજું છું, માટે તેવું તેમાં લખ્યું નથી. બાકી હાસ્યરસ પ્રૌઢ રીતે હું કેટલો ઉપજાવી જાણું છું, તે મારા ગદ્યથી અને જેઓએ મને વાતચિત કરતાં જોયો હશે તે સહુ સારી પેઠે જાણે છે.

ભયાનક, બીભત્સ, અદ્‌ભૂત, રૌદ્ર-એ લખ્યા નથી.

વીર-મેં જ લખ્યો છે, ઘણો લખ્યો છે ને ઘણો સારો લખ્યો છે. યુદ્ધવર્ણન નથી કીધું એટલું જ બાકી છે.

૭. અલંકાર-મારામાં ઘણા નવા છે.

૮. અર્થ પ્રૌઢી-ઘણીજ છે.

૯. નેચર (કુદરત) નું ડીસ્ક્રીપશન (વર્ણન) તો મેં જ દાખલ કીધું છે.

૧૦. અક્ષરવૃત્ત તો મેં જ દાખલ કીધા.

૧૧. Originality-અપૂર્વ રચનાશક્તિ-ઘણી જ, પણ એક મોટા વિષયમાં હજી આણી નથી.

૧૨. વર્ણનશૈલી-સુધારાના શુષ્ક વિષયને નવી ખેડાતી ભાષા છતે જેવો જોઇએ તેવો કરી મુકેલો છે, તેથી તે જાડાજાડા રંગ જોવાની ટેવ પડી ગયેલી તેવાઓને દીપતો દેખાતો નથી.

૧૩. અતિશયોક્તિ-ઘણી નહીં-છાંટ નહિ-સાચું અથવા બની શકે તેવું.

૧. જોવાનું એટલું છે કે અગર કદાપિ નઠારી ભાષામાં લખાયલું છે તો તે ભાષાની અપૂર્ણતાથી કે કવિની ભાષા માલમ નથી તેથી.

૨. અપૂર્ણ ભાષામાં નવા વિચાર ટુંકામાં લખ્યા છે. એવી રીતે જ્યારે ઘણા ગ્રંથો થશે ત્યારે ભાષા જેવી જોઇએ તેવી થશે.

૩. હાલ કિયો માણસ પ્રેમાનંદની અથવા દયારામની ભાષા બોલે છે?

પ્રેમાનંદની ભાષા મારા કરતાં વધારે સારી એમ તો કહેવાય જ નહીં. એ કહેવું તદ્દન ખોટું છે. જમાનો બદલાયો છે. અસલી ગુજરાતી ને હાલની ગુજરાતીમાં ફેર છે. તેમાં ગ્રંથની ભાષા, જુના ગ્રંથની ભાષાથી, વિચાર, ઢબને લીધે જુદી જ પડવી જોઇએ. હવેના લોકો કોઇ પ્રેમાનંદની ભાષામાં ગ્રંથ લખે તેવો સંભવ નથી. ત્યારે એ બે ભાષાનો મુકાબલો કેમ થાય ? પ્રેમાનંદના વખતમાં હું હોઉં ને પછી મુકાબલો થાય ખરો. રે, તે વખત પણ જારે તેના વખતમાં સામલ કે વલ્લભ હતા, ત્યારે પણ એ ત્રણેની ભાષામાં ઘણો ફેર હતો તે માલમ પડે છે. શું સામળની ભાષા પ્રેમાનંદથી જુદી નથી ?

વારૂ, વિષયપરત્વે છંદની બાંધણી પ્રમાણે કવિની લખવાની ઢબ પ્રમાણે ભાષા જુદી પડે છે. હમણાની ભાષાનો મુકાબલો હમણાની જ ભાષા સાથે થાય. હું નથી કહેતો કે મારી ભાષા સારી છે. હજી તો ગ્રંથ લખવાનું શરૂ થાય છે. જારે ઘણા ગ્રંથો થશે ત્યારે ભાષા પૂર્ણ સારી થશે. મારી ભાષા કેટલાક જુના ગ્રંથ વાંચનારાઓને નઠારી લાગતી હશે, પણ તેમાં મારી ભાષાનો વાંક નથી. તેઓને મારી ભાષા વાંચવાનો અભ્યાસ નથી-અભ્યાસથી સારી જ લાગશે. તેમ અસલી વાંચેલી, તેના પર ઘણા દહાડાની

---

૪. સંદિગ્ધ પાઠ : સાચાં - વાંચો સં.

પ્રીતિ લગેલી, તેથી બીજી નઠારી જ લાગે. અકબર ને તાનસેનની વાત. ગવૈયા આલાપ કરે છે તે જેઓના કાન નથી સુધર્યા તેઓને તે ગાણું પસંદ નથી-રાંડોનું ને ચીજનું ગાવું પસંદ છે. શા માટે ? ગવૈયાની ભાષા તેઓને કઠોર લાગે છે-પણ કારણ, ગવૈયાનો રાગ સાંભળવાનો અભ્યાસ નથી ને તેમાં તેઓ કંઇ સમજતા નથી, તેમ જ કવિતા વિષે.

૪. ગમે તેવી મારી ભાષા છે. પણ મારા અનુભવથી કહું છું કે સેંકડો જનોએ જેઓએ મારી કવિતા મારે મોઢેથી સાંભળી છે, તેઓ કવિતાની જ ખુબીમાં લીન થઇ ગયા છે. તેઓને ભાષા સંબંધી વિચાર આવ્યો જ નથી-હવે ભાષાને ને કવિતાને શો સંબંધ?

૫. મારી ગદ્યની ભાષાના જુદા જુદા વિષયમાં જુદી જુદી ભાષા છે-પણ તેનો તે સઘળા ઉપરથી જે સાધારણ રીતે મારી ભાષાનો એક ચહેરો થાય છે, તેમ મારી કવિતાનો જુદા જુદા વિષય ઉપરથી પણ છેલ્લી વારે સાધારણ એક ચહેરો થાય છે. એ શું જુદાઇ ? બિલકુલ નથી. મારૂં લખાણ-મારી ભાષા-પછી ગદ્યની કે પદ્યની-એક જ હોવી જોઈએ છે.

પ્રેમાનંદની ભાષા વધારે સરળ લાગે છે તેનું કારણ કે તેણે સંસારી બાબતને સાધારણ લોકની ભાષામાં લખી છે, અને તેમાં વિચારો સાધારણ વિચારોથી ઘણા ઉંચા નથી. વળી દેશીમાં છે. મારી દેશીવાળી કવિતા કોઇ કોઇ જ સરળતા વનાની હશે, મારી છે તે Sentimental poetry — ideas rising far above the common place-his airs are affecting while matra-vrittas and akshar-vrittas are not affecting-his language is uniform throughout, mine is not. Persian and Urdu words which to my taste are on certain occassions expressing my ideas fully vividly and of which are no equivalents from Sanskrit or Gujarati could be used in our language.Language is now-a-days newly formed on account of new ideas being introduced into our language.

Premanand does not abound in so many and so vivid pictures as mine.His beauty is in the true description of manners and human natures(indicative of reflections)-in expressions and coloured pictures liked and understood by the mass.

Mine is in the description of human natures and external nature with sentiments and ideal pictures understood by the learned and men of experience by whom they are conceived.These pictures can not be put into the popular language, they can be put into poetical language.

Premanand has nothing to suggest—pleasure from suggestion being hard-won, is more exhilarating; mine has much to suggest. His is a jolly beauty, mine is melancholy.

[લાગણીના ઉભરાનું કાવ્ય-સામાન્ય વિચારો કરતાં મારાં કાવ્યના વિચારો ઘણા ઉંચા ઉંડે છે; જ્યારે તેનું ( પ્રેમાનંદનું) સંગીત અસરકારક છે, ત્યારે માત્રા વૃત્તો અને અક્ષર વૃત્તો તેટલા અસરકારક નથી; એની ભાષા સર્વ સ્થળે એક સરખી છે જ્યારે મારી નથી; ફારસી અને ઉર્દુ શબ્દો જે મારા મત પ્રમાણે કેટલીકવાર મારા વિચારો સંપૂર્ણ અને તાદૃશ્ય રીતે દર્શાવે છે અને જેના સમાન ગુજરાતી કે સંસ્કૃતમાં ભાવ દર્શાવનાર શબ્દો નથી તે આપણી ભાષામાં વાપરી શકાય. આપણી ભાષામાં નવા વિચારોનો ઉમેરો થતો હોવાથી ભાષાનું સ્વરૂપ હવે નવેસરથી બંધાય છે.

પ્રેમાનંદમાં મારા જેટલાં ભભકભર્યાં એટલાં બધાં ચિત્રો નથી. સાંસારિક રીતરીવાજો અને મનુષ્ય સ્વભાવ (વિચારદર્શક)નું આબાદ વર્ણન કરવામાં જ એની ખરી ખુબી છે-તે સામાન્ય લોકસમાજને પસંદ પડે તેવી અને સમજાય તેવી શબ્દરચનામાં અને અતિશયોક્તિવાળા આકારમાં.

મારી કવિતાની ખુબી મનુષ્યસ્વભાવનું અને કુદરતનું લાગણીવાળું બાહ્ય વર્ણન છે, અને આદર્શ ચિત્રો એવાં છે કે તે ભણેલા અને અનુભવીઓ જેઓ આજે તેની કલ્પના કરે છે તેઓથી જ સમજી શકાય. આ ચિત્રો લોકપ્રિય ભાષામાં મૂકી શકાય તેવાં નથી, તેઓ તો કાવ્યાત્મક ભાષામાં મૂકી શકાય તેવા છે. પ્રેમાનંદમાં સૂચનારૂપ લખાણ નથી જ-સૂચના (વ્યંગ) માંથી ઉત્પન્ન થતો આનંદ દુર્લભ્ય હોવાથી વધારે આનંદમાં ડુબાડનારો છે; મારી કવિતામાં વ્યંગ ઘણા છે. એની કવિતા ખુશમિજાજી સુંદરી છે, મારી તો વિચારગ્રસ્ત વૈરાગશાલિનિ છે.]

| હું | પ્રેમાનંદ |
|---|---|
| સુધારાનો નવો ને શુષ્ક વિષય | પુરાણ કાવ્યમાંનો સર્વમાન્ય રસિક વિષય |
| ફીલસુફી | શૂન્ય. |
| Real and ideal pictures many. (સાચાં અને આદર્શ ચિત્રો ઘણાં) | Real pictures in Social subjects only. (સાચાં ચિત્રો માત્ર સાંસારિક વિષયોનાંજ) |
| શ્રૃંગાર રસ-નિર્મળો, નીતિ આપતો, પ્રૌઢ, દરદનો-ફીલસુફીથી ભરેલો પણ રસ ખંડન થવા આવે એટલામાં પાછી દરદની ભભક-વિદ્વન્માન્ય, અંદરથી ઉભરાતો રસ. | પ્રૌઢ પણ ફીલસુફી વનાનો-સાધારણ માણસને માન્ય સાદી રીતે ભભકમ લખેલો. |
| વૈધવ્યચિત્ર, લલિતા, સાહસ અને ઘણા-એક પદમાં શું કરૂણ રસ નથી ? મરદની આંખમાં ઝળઝળીઆં આવે તે કરૂણ રસ મોટો, કાચી છાતીના બાયલા રડે તે કરૂણ રસ નથી. | કરૂણ રસ સારો. |
| શુદ્ધ વીર રસ ઉંચા દરજ્જાનો | વીર થોડો ને સાદો. |
| શુદ્ધ શાંત રસ-નવો જ-સૃષ્ટિસૌંદર્ય તો મેં જ દાખલ કીધું. | શૂન્ય. |
| હાસ્ય-નહિ. | ખરો. |
| અદ્‌ભૂત-નહિ. | થોડોક. |
| અલંકાર-નવા ને ઘણા જ. | અસલના જ. |
| અર્થગૌરવ છે. | શૂન્ય. |
| નીતિબોધ કવિતા છે. | શૂન્ય. |
| બનેલું અથવા બને તેવું. | ન બને તેવું. |
| Originality. અપૂર્વ રચનાશક્તિ વધારે | થોડી. |

૪. કાવ્ય કરવાનો સમય-થોડા કાળમાં ઘણું ઘણા કાળમાં થોડું કામ-નિરાંતમાં કામ અને દુગધા. પ્રુફ તપાસવાનું કામ, કમ્પાઈલેશનનું કામ, ઘર ખટલો, પૈસાની ફીકર, બીજાં પુસ્તકો મોટાં મોટાં બનાવવાનાં કામ, પુસ્તક વેચવા સંબંધી ફીકર.

૫. Stages of my poetry. (મારી કવિતાનાં સોપાન):-

૧. અર્થચમત્કૃતિ અને ચિત્રરૂપ વર્ણન તે કવિતા-૧૮૫૫-૫૬

૨. वाक्यं रसात्मकं काव्यम्-૧૮૫૭-૫૮

૩. જોસ્સાવાળું ને તર્કથી રંગેલું એવું જે કુદરતનું આબેહુબ વર્ણન-૧૮૬૬-૬૭

૪. કુદરત ઉપરથી તર્ક-૧૮૬૮

કુદરત ઉપરથી તર્ક કામ કરે પણ તે એટલો ન વધી જવો જોઈએ કે, જેથી કુદરત છેક જ અસ્ત થઈ જાય.

તર્કથી અતિશયોક્તિ જોઈએ, પણ તેમાં વ્યંજનારૂપે પણ કુદરત રહે.

Imitation નકલનો ભાસ જતો રહે એટલે તે Poetry કાવ્ય નહિ.

Navalram says
નવલરામ કહે છે કે

| | |
|---|---|
| અદ્‌ભુત શાંત | 1st પ્રથમ |
| વીર કરૂણા | 2nd દ્વિતીય |
| શ્રૃંગાર હાસ્ય | 3rd તૃતીય |

નવલરામ કહે છે કે imitation નકલ નહિ જ- imagination (તર્ક) તર્કથી જે આનંદ તે જ કવિતા- જેમાં અદ્‌ભુત રસ તે ઉત્તમ કવિતા.

જેમ Supernatural (કુદરતથી વિશેષ) તેમ વધારે સારૂં. મારો વિચાર કે તેમ નહિ. Be an ideal of any thing. Impossible ચાલે પણ improbable ન ચાલે. (જોઇએ તો કોઈના આદર્શ થાવ. અશક્ય ચાલે, પણ અસંભવિત ન ચાલે.)

Nature and imagination (કુદરત અને તર્ક) કવિતા : Only imagination is good for nothing.(એકલો તર્ક નકામો છે) Tales and romances don't give taste (વાર્તાઓ અને ઐતિહાસિક કથાઓ રસ આપતી નથી). Drawing with the colours is poetry and not only the colours. ( રંગો કંઈ કવિતા નથી. પણ રંગથી ચિતરવું તે કવિતા છે.) સ્થાયી પણ passion (પ્રેમ)ની poetry (કવિતા) ઘણી અસરકારક છે. હાસ્ય રસ જ થોડી વારનો, પણ જે સ્થાયી રહે તે સારો ને તેટલા જ માટે passion સારી. જયાં ખરાપણું તેમાં આનંદ વિશેષ. આહા ! અદ્‌ભુતપણાથી કહે છે. આબેહુબ ચિત્ર છે, એમ લોકો કહે છે તે શા માટે ?

---

નોંધ : ઉ.ન.ચ.માં આ નોંધના મુદ્દાઓ અવ્યવસ્થિત ક્રમમાં છે. અહીં ચર્ચ્ય વિષયના અનુલક્ષમાં તે યથાક્રમ ગોઠવ્યા છે. સં.

## ૫ : ધર્મતંત્ર

(સંવત્ ૧૮૮૯થી સવંત્ ૧૯૩૧ : સન ૧૮૩૩ થી સન ૧૮૭૫)

જ્ઞાતિ બ્રાહ્મણ; કુલ નાગર; (વડનગરા), અટક દ્વિવેદી; વેદ ઋક; શાખા સાંખ્યાયની; ગોત્ર ઓલ્ક્ષસ; ત્રિપ્રવર-વસિષ્ઠ, શક્તિ, અને પરાશર; શર્મ શર્મ. આગસ્ટ ૨૪મીએ.

સવંત્ ૧૮૮૯ પ્રથમ ભાદ્રપદ શુકલ ૧૦ શનિ વાસરે જન્મ (ઇ.સ.૧૮૩૩ના આગસ્ટ ૨૪મીએ.)

૧૮૯૭-વૈશાખમાં જનોઇ (પછી સંધ્યા, રુદ્રી આદિક ભણ્યો).

૧૮૯૯-લગી વેદાધ્યયન (સંહિતાનું એક અષ્ટક મારા પિતાના મિત્ર બાબાજી પાસે ભણ્યો. એ બાબાજી તે શ્રીપદના પિતા).

૧૯૦૦-વૈશાખ શુદ ૧૨ (૧૮૪૪ અપરેલ ૨૯) લગ્ન.

૧૯૦૭ કારતક વદ ૪ માનું મરણ

૧૯૦૯ આશો શુદ ૩ (૧૮૫૩ અકટોબર-૫) સ્ત્રીનું મરણ.

૧૯૧૨ કારતક વદ (૧૮૫૬ અપરેલ) લગ્ન બીજીવાર.

૧૯૧૪ લગી (૨૫ વર્ષની વય લગી) સ્વધર્મ વિષે આસ્તિક્ય હતું. ૧૮ ની વય લગી-માની ક્રિયા કરી ત્યાં લગી, સારી પેઠે આસ્તિક. માના મરણથી, પ્રિયાના મરણથી, સ્થાઈ આજીવિકાના ઉદ્યમની પ્રાપ્તિમાં ન ફાવવાથી સમયે સમયે વૈરાગ્ય ઉત્પન્ન થયલો, પણ વળી તે ઉડી ગયેલો. કોઇ પણ ગુરુના કે કોઇ નવા ધર્મમંડળના આશ્રયમાં રહી સંસ્કૃત ભણવાનો તથા ગુજરાતીમાં ભાષણ લખાણ કરવાનો ઉદ્યોગ રાખવા ભણી વૃત્તિ દોડેલી; એમાં ન ફાવેથી હરદાસનું કામ કરવાની વૃત્તિ થયેલી ને એને માટે સંસ્કૃત અભ્યાસ સારૂ પૂને ગયલો, પણ કવિતાનું સ્ફુરણ ઉપડેલું તેથી તથા દ્રવ્યના સંકોચથી તે કામ કરવા ઉપરથી મતિ ખસી ગઇ ને પછી ગુજરાતીમાં ગદ્યપદ્ય ગ્રંથ લખવાનો ઉદ્યોગ રાખ્યો. (સને ૧૮૫૯ ના માર્ચની ૨૦ મી પછી.)

સ્ત્રીવિષયમાં વ્યભિચારી હતો. (એ મોહ માના મરણ પછી.)

૧૯૧૫ (વૈશાખ પછી) ધર્મ સંબંધી વિચાર બદલાયા ને હું ધર્મભ્રષ્ટ થયો.

૧૯૨૦ (પોષ સુદ ૧૦) પિતાનું મરણ થયું. (૩૧ વર્ષની વયે.) ત્યાર પછી ઘરમાંના દેવતા પડોસી બ્રાહ્મણને આપી દીધા. પિતાની ક્રિયા કીધી તે ભાવથી નહિ ને દેવતા આપી દીધા તે મૂર્તિ ન પૂજવી માટે.

૧૯૩૦ સુધી એટલે ૪૧ વર્ષની વય લગી એટલે વર્ષ ૧૬ સુધી હું ઘણીક વાતે પ્રાર્થના સમાજના મતનો હતો. (તે વેળાના વિચાર ગ્રંથોમાં છે ને તે 'ગુજરાતી' પત્રમાં છપાયા છે.)

૧૯૩૧ કારતક વદ ૪ શિવશક્તિ સ્વરૂપે પરમેશ્વરને પૂજવા વિષે મતિ થઇ. 'રાજ્યરંગ' લખતાં શ્રુતિસ્મૃતિ પુરાણનો વિષય જાણી લેવામાં આવ્યો. સર્વે લોકના નિવૃત્તિપ્રવૃત્તિના ધર્મ તથા જપસુખની તુલના કરી જોઇ. અવશ્યે વેદાંત તથા યોગના ગ્રંથોનું અવલોકન કરી સાર જાણી લીધો, અનેક વિચાર કીધા.

આષાઢ સુદ ૫-સિદ્ધાંત પ્રમાણે કર્મ રચ્યું. (એ સમા ઉપર સ્વામી દયાનંદ સુરત આવેલા. પણ કરેલા નિશ્ચય ફેરવવાની મારી મતિ થઇ નહિ. તેણે વેદને ઈશ્વરપ્રેરિત મનાવવા માંડ્યો, તેની પહેલાં હું તેમ માનતો થયો હતો.)

ધ્યાન

૧. 'એક નિરામયં જ્ઞાનં, પ્રજ્ઞાનમાનન્દં બ્રહ્મ સત્'.

૨. એકમોંકારરૂપેણ સ્વપ્રકાશેન વિવર્તતે.

૩. એકઃ સર્વેશ્વરઃ સર્વજ્ઞઃ સર્વાંતર્યામી સર્વાત્મા પરમાત્મા પરમપુરુષઃ પ્રસન્નો વિજયતે.

અર્ઘ્ય કે નમન

૪. ઓમ્ ભૂઃ અગ્નયે નમઃ, ઓમ્ ભુવઃ વાયવે નમઃ, ઓમ્ સૂર્યાય નમઃ, ઓમ્ ભૂર્ભુવઃ સ્વઃ પ્રજાપતયે નમઃ, પ્રણવ-ત્રણ વ્યાહૃતિ-પ્રણવપૂર્વક-ગાયત્રી મંત્ર.

ઓમ્ અપાત્રોનંતપાત્રાયં સહસ્રાક્ષપુરુષાય નમઃ, ઓમ્ પ્રપંચોપશમનાય નમઃ, ઓમ્ ઐં હ્રીં ક્લીં રમણાય વિશ્વેશ્વરાય નમઃ, ઓમ્ યોગભોગનાથાય, શાંતિજપમૂર્તયે શ્રી સાંબશિવાય નમઃ. (અદ્યાપિ એ જ રીતિ ચાલે છે. માત્ર યોગભોગ ત્યાં ભોગયોગ ને શાંતિજપ ત્યાં જપશાંતિ એટલું બદલી બોલવામાં આવે છે.)

જપ

૫. જપ (ગાયત્રી મંત્રે), શ્રી સાંબશિવાય નમઃ (એ મંત્રે) ને શ્રીમહાસરસ્વત્યૈ નમઃ (એ મંત્રે).

(સંવત્ ૧૯૩૩ થી સંવત્ ૧૯૩૬ :: સન ૧૮૭૭ થી સન ૧૮૮૦)

૧૯૩૩ વૈશાખ સુદ ૩ (૧૮૭૭ અપરેલની ૧૬ મી) (૪૪ વર્ષની વયે) વેદસરસ્વતીની સ્થાપના સુરતના ઘરમાં. (ઋક્ યજુસ્ સંહિતાનાં પુસ્તક ભરૂચથી કાશીરામ શુક્લે આણી આપેલાં, તેની પ્રતિષ્ઠા હોમ સાથે હરિકૃષ્ણ શુક્લે કરાવી).

એ વર્ષના માગશરથી તે ૧૯૩૪ ના પોષ લગીમાં નિવૃત્તિપ્રવૃત્તિનાં ભાષણ આર્યસમાજમાં કીધાં, વેદ ઈશ્વરપ્રેરિત વાણી છે એ કહી સંભળાવ્યું. વળી ૩૩ ના આશો વદ ૧ થી ૩૪ ના આશો લગીમાં સીતાહરણ દ્રૌપદીદર્શન - કૃષ્ણલીલા એ લખી, તેમાં સ્વધર્મની છાયા દેખાડી.

૧૯૩૩ આશો સુદ ૮- વ્રત રાખ્યું-ચંડી પાઠ કીધો.

૧૯૩૪ મહા વદ ૧૪-શિવરાત્રીનું વ્રત રાખ્યું. શિવસ્તોત્ર વાંચ્યાં ને જપ કીધો.

૧૯૩૫ જેઠ સુદ ૧૦-ભક્ષ્યાભક્ષ્ય, ગમ્યાગમ્ય, શૌચાશૌચ એ વિષયમાં આચાર પાળવાનો અનાદર હતો, તે પાછો બેસાડવા વિશે નિશ્ચય.

૧૯૩૫ આષાઢ વદ ૦)) સૂર્યગ્રહણ પાળ્યું. ગ્રહણ પાળવાનો નિશ્ચય. પત્રિકા છપાવી પ્રસિદ્ધ કીધી.

૧૯૩૫ અધિક આશો વદ ૧૩ વ્રત રાખ્યું-ત્રયોદશી પ્રદોષનું.

૧૯૩૬ બે મોટી એકાદશીએ ફલાહાર કરવાનો નિશ્ચય.

૧૯૩૬ વૈશાખ વદ પાંચમ-છોકરાને ગાયત્રી મંત્રનો ઉપદેશ કીધો.

એ પ્રસંગે (૪૭ વર્ષની વયે) પૂરો આસ્થાવાન્ હતો, ને શ્રૌતના આનંદનો ઉત્સુક થયો હતો.

૧૯૩૮ ભગવદ્ગીતાનું ભાષાંતર કીધું. નભુભાઈએ છપાવી પ્રસિદ્ધ કીધું.

(સંવત્ ૧૯૩૫:: સન ૧૮૭૯)

સંવત્ ૧૯૩૫ ના માઘ શુદ પાંચેમથી તે ૧૯૩૭ ના ફાગણ શુદ તેરશ સુધીમાં કેટલેક દિવસે કીધેલા વિચાર તથા કર્મનું ટિપ્પણઃ-

મુંબઈમાં ૧૯૩૫:

૧૯૩૫ માઘ શુદ પાંચેમ-દ્રવ્ય વિષયમાં સ્થિતિ સારી થયેથી ધર્મ-ગૃહ- વ્યવહારની વ્યવસ્થા કરવી, એ વિચાર ફેરવી ધર્મની વ્યવસ્થા તો કરવી જ, એ નિશ્ચય કીધો. એ દિવસે વૈરાગ્યપૂર્વક ત્રણે તંત્રમાં બને તેટલી વ્યવસ્થા કરવાને ઉદ્યમ થયો.

૧૯૩૫ માઘ વદ તેરસ-(૧) અનુકૂલતાએ દ્રવ્ય આપી શાસ્ત્રીઓ પાસે શુભાશુભ કર્મની સંક્ષિપ્ત પદ્ધતિઓ રચાવવી.(૨) પરશુરામ, રામ, કૃષ્ણ, એની જયંતી ઓચ્છવરૂપે પાળવી. પવિત્ર સ્મરણ કરી જમવું.(૩) દિવસે સુવાની ટેવ કાઢી નાંખવી.

૧૯૩૫ માઘ વદ ચૌદશ-અકસ્માત અજાણ્યો. શુક્લ ચાંણોદ કન્યાલીનો આવ્યો. તેણે રૂદ્રસૂક્તાદિ શ્રવણ કરાવ્યું. પછી સાંબસ્મરણ કરી ફલાહાર કીધો ને રાત્રે સ્તોત્ર વાંચી જપ કીધો.

૧૯૩૫ જેઠ સુદ ચોથ-સવારે પરભાતીઆં ગાયાં. જમ્યા પછી નર્મ ટેકરી જોવાની ઈચ્છા થઈ ને બે વાગે રામશંકર મંગળજીને લઈ ચાલતો ત્યાં ગયો. ટેકરી પર બેઠો: પા ઘડી અંગરખો ઉતારીને; ઉપરથી વર્ષાદ આવે. 'પરબ્રહ્માત્મિકાં દેવીં' અહીંથી તે 'અંબિતમે દેવિતમે' અહીં સુધી ત્રણ વાર પાઠ કીધો. પછી ટેકરી પરથી ઉતરી વાઘેશ્વરીનાં દર્શન કીધાં. [જે ટેકરી પર બેસી સૃષ્ટિ સૌંદર્યના, પ્રેમ વૈરાગ્યના વિચાર કરેલા, તે ટેકરી ઉપર ૧૬-૧૭ વર્ષે ફરીથી બેસી એકાગ્ર ચિત્તે સરસ્વતીની સ્તુતિ કીધી-ક્લેશ ઉપાધિ સંકલ્પ રહિત; ખરી તીર્થયાત્રા કરી; પછી 'પ્રજ્ઞાતાનાં પ્રસીદ ત્વમ્' એ ભણી ટેકરી પરથી નીચે ઉતર્યો હતો.]

૧૯૩૫ જેઠ સુદ દશેમ-(૧) હે જ્ઞાન સરસ્વતીના પ્રવાહ-હે ગંગે ! તું મારી બુદ્ધિ પવિત્ર કરી સબાહ્યાભ્યંતર શુચિ રાખજે.(૨) હે ગંગે! હવે તો તું વ્યવહાર સંબંધી અવ્યવસ્થાની મલિનતા વહેલી દૂર કર. (૩) હે ગંગે ! તું મારી ત્રણે સ્ત્રિઓનાં અંતઃકરણ પવિત્ર કરી તેમને સત્ત્વલક્ષ્મીએ અનુકૂલ કરી તે દ્વારા આર્ય સ્ત્રિઓને સુબોધ મળે તેવું કરજે.

(૧) રાતે (હરિભક્ત) યશવંતને (કાંદાવાડીમાં) નૃસિંહને પૂજન કરતાં, ભક્તમંડળને કીર્તન કરતાં, પુરાણીને તબુંરા સાથે રામાયણમાંની કથા કરતાં( દ્રવ્યવ્યય વિના મચેલો ઠાઠ) જોઈ મારૂં ચિત્ત આનંદ્યું. (૨) મૂર્તિપૂજન વિશે વિચાર કીધા. એ જ અવશ્ય કર્મ છે ને સારૂં છે. સૌને માટે એમ નહિ. નિત્યને માટે દેવપૂજન ઘરમાં રાખવું જ એમ નહિ. વેદ પુસ્તક ઉપર ઈચ્છામાં આવે ત્યારે

ફુલ ચઢાવવાં ને ધૂપઆરતી કરવી. કોઈ વાર મૂર્તિને પણ પૂજવી. સ્થાપેલી મૂર્તિનાં દર્શનનો અનાદર કરવો નહિ.

(૩) મદ્ય, માંસ ને વ્યભિચારના નિષેધના નિશ્ચય કીધા.

આષાઢ વદ અમાસ-ગ્રહણ સમયે ગાયત્રી મંત્રે જપ કીધો. જપ ઉપાંશુ તથા ધારણરૂપ એમ મિશ્રિત, ગ્રહણની સમાપ્તિએ નવમી માળા ચાલતી હતી. પછી 'ઓમ્ ઐં શ્રી મહાસરસ્વત્યૈ નમઃ' એ મંત્રે ત્રણ માળા તેમાં બે વૈખરીએ ને એક ધારણાએ. (વદ આઠેમથી રાતે સૂતા પહેલાં ઓમ્ શ્રી સરસ્વત્યૈ નમઃ એ મંત્રે પાંચ માળા જપવાનું રાખ્યું હતું.)

શ્રાવણ શુદ તીજ-પરજ્ઞાતિ સાથે ભોજન સંબંધી કેવો વ્યવહાર રાખવો, એનો નિશ્ચય સ્થિતિ સારી થયા પછી કરવો.

શ્રાવણ શુદ પુનમ-જનોઇ બદલ્યું. પદ્ધતિ નહિ તેથી કર્મ યથાસ્થિત થયું નહિ.'ધર્મજિજ્ઞાસા' નો પહેલો અંક છપાવી લોકમાં વહેંચ્યો.

શ્રાવણ વદ આઠેમ-મોહરાત્રિનિમિત્ત સરસ્વતીની આરાધના કરી આહુતિઓ આપી.

સુરતમાં ભાદરવા શુદ ચોથ-ધર્મજિજ્ઞાસાનો નવમો અંક પૂરો કરી રાત્રે સરસ્વતીને ધૂપદીપ કીધાં.

ભાદરવા શુદ સાતેમ-સંધ્યાવંદન કરી મંદિરમાં જઇ વેદસરસ્વતીને પુષ્પ અપર્ણ કીધાં ને કપૂર દીપ દેખાડ્યો. દીપપ્રકાશ જયસૂચક ભાસ્યો. તેમાં 'ઘંટાશૂલહલાનિ' એ ભણતાં તે ઉંચો વધ્યો હતો.

ભાદરવા શુદ તેરસ-ધર્મજિજ્ઞાસા પૂરી કરી તે નિમિત્ત 'ઓમ્ વેદસરસ્વત્યૈ નમઃ' ભણી પુષ્પ ચઢાવ્યાં. ઓમ્ ઓમ્ નમઃ, નમઃ ઓમ્(જેમ બોલાયું તેમ) એક માળા જપી. વચમાં વચમાં ધ્યાન પણ ખરું-ભૂતાકાશની માંહે ચિત્તાકાશ ને તેની માંહે ચિદાકાશ તેમાં ઓમ્‌ની અર્ધ માત્રા છે ને પછી બ્રહ્મ છે એવી સમજે. ' ઓમ્ સાંબ શિવાય નમઃ' વળી ઓમ્ નમઃ શ્રી સાંબશિવાય (જેમ બોલાયું તેમ) એ મંત્રે ત્રણ માળા. તેમાં અવશ્યે શિવના શ્લોક્ના અર્થ સ્મરણે ધ્યાન પણ ખરું. કૈલાસમાં સાંબશિવનું પૂજન દેવતાઓ કરે છે, તે ચિત્રસ્મરણ પણ ખરું. 'ઓમ ઐં શ્રી મહાસરસ્વત્યૈ નમઃ' એ મંત્રે એક માળા. આદિ શક્તિનું ધ્યાન, જ્ઞાનશક્તિ, ઇચ્છાશક્તિ, કર્મશક્તિ, મૂલશક્તિ, યોગમાયા, તે જ મહાકાલી, મહાલક્ષ્મી, મહાસરસ્વતી તે જ વાક્નીલપુક્ત સરસ્વતી, [એ દિવસે પ્રદોષ વ્રત લેવાનું ઇચ્છેલું, પણ સમય વીતી ગયો હતો.]

ભાદરવા શુદ પુનેમ-ચંડીપાઠ કરવાનું મન થયું. 'ઓમ્ નમઃ શ્રી સાંબશિવાય' એ મંત્રે એક માળા જપી. પછી પહેલેથી તે મધ્યમ ચરિત્ર એક કવચ વાંચ્યું.

ભાદરવા વદ પડવો-સવારે 'સાવર્ણિ સૂર્યતનયો' અહીંથી તે 'મહિષાસુરવધ' લગી ને રાત્રે 'શક્રાદય' થી તે'દેવ્યાહતે તત્ર' અહીં લગી વાંચ્યું.

ભાદરવા વદ બીજ-રહેલાં કવચ પૂરાં કીધાં. રાતે એક માળા 'ઓમ્ નમઃ શ્રી સાંબશિવાય' ને બીજી 'ઓમ્ નમઃ શ્રી મહાસરસ્વત્યૈ' એ મંત્રે. પછી ચંડીપાઠમાંથી મહાકાલી, મહાલક્ષ્મી, મહાસરસ્વતીની સ્તુતિનો પાઠ યથાબુદ્ધિ સમજીને કીધો ને વળી એક માળા જપી, 'ઓમ્ નમઃ શ્રી મહાસરસ્વત્યૈ'- હે દેવી ! હું આર્ત, અર્થી ને મુમુક્ષુ છું, રૂડી બુદ્ધિ આપજે.[કેવો યોગ કે મારૂં વર્ષ બદલાયું, સંક્રાંતિ પ્રમાણે ૪૭ મું બેઠું. (સંવત ૧૮૮૯-૧૯૩૫. સન૧૮૩૩-૧૮૭૯.) ધર્મજિજ્ઞાસા પૂરી થઇ ને તરત દેવીનો પાઠ કરવાનું સૂઝ્યું.]

ભાદરવા વદ છઠ-બપોરે ચાલીને અશ્વિનિકુમાર ગયો. નાહીને સરસ્વતીનો પાઠ કીધો. પિતામહ, પિતા, માતા, ને સ્ત્રી એ ચારને અંજલિ આપી. મહાદેવનાં દર્શન કરી ઘેર આવ્યો.

[આષાઢ વદ ૦) અમાસથી તે ભાદરવા વદ ૬ લગી ધર્મવિચાર ને ધર્મકર્મ, એમાં જ મન હતું, ઘણું કરીને તે ચિત્ત આનંદમાં હતું.]

ભાદરવા વદ તેરસ-પ્રદોષનો દિવસ માની રાતે કાલ વીત્યા પછી પણ માળા ફેરવી હતી.

અધિક આશ્વિન શુદ તેરસ-(સંવત ૧૯૩૫) પ્રદોષ સમયે જમતાં પહેલાં નાહીને ઓમ્ શ્રી સાંબશિવાય નમઃ એ મંત્રે ત્રણ માળા ને ઓમ્ શ્રી મહાસરસ્વત્યૈ નમઃ એ મંત્રે એક માળા જપી. 'ઓમ્ શ્રી મહાસરસ્વત્યૈ નમઃ' એ મંત્રે એક માળા જપી.

અધિક આશ્વિન પૂનેમ રાતે ઓમ્ શ્રી સાંબશિવાય નમઃ એ મંત્રે ત્રણ માળા ને ઓમ્ ઐં શ્રી મહાસરસ્વત્યૈ નમઃ એ મંત્રે એક માળા જપી.

મુંબઇમાં-આશ્વિન વદ પડવો. નાનપણમાં જે નર્મદેશ્વરને પૂજતો, તેનું વીસ વર્ષે ફરીથી ભાવે દર્શન કીધું. પછી મામાદેવીનું ને પછી ચાલતાં જઇ મહાલક્ષ્મીનું.

ચોથથી તે બારસ સુધી રાતે સાંબશિવની ને સરસ્વતીની માળા જપી હતી.

સુરતમાં-અધિક આશો વદ તેરસ સોમ-સવારે નાહી સંધ્યા કરી, ચાહ પી આગગાડીમાં બેઠો; અઢી વાગે સુરત પહોંચ્યો; ભાંગ પીને ગાડીમાં બેસી એકલો અશ્વિનિકુમાર ગયો. નાયો; કંઇ ભણ્યો ને અશ્વિનીકુમારનાં દર્શન કરી ઘેર આવ્યો. સામા ઘરમાં જઇ સરસ્વતીને પૂજી પુષ્પ ધૂપ કર્પૂર દીપે-ઓમ્ વેદસરસ્વત્યૈ નમઃ, ઓમ્ વાક્ સરસ્વત્યૈ નમઃ, ઓમ્ નીલસરસ્વત્યૈ નમઃ, ઓમ્ મહાસરસ્વત્યૈ નમઃ, ઓમ્ જગજ્જનિન્યૈ નમઃ, ઓમ્ મહાકાલ્યૈ નમઃ, ઓમ્ મહાલક્ષ્મ્યૈ નમઃ, ઓમ્ મહાસરસ્વત્યૈ નમઃ. પછી સ્તોત્રમાંથી કેટલુંક ભણ્યો. પછી ચિત્તમાં સાંબનું આરાધન કરી પુષ્પ ધૂપ દીપ અર્પણ કરી શ્લોકાર્થસ્વરૂપને ધ્યાયી વ્રત લેઉ છું, એમ ભણ્યો ને જપ વાંચ્યો.

આશો બીજો સુદ આઠેમ (ત્રીજા વર્ષની) સવારે ઉઠી પાઠ અરધો કીધો ને અરધો બપોરે સાંજે મૌન રાખી આખો કીધો. 'દેવિ! વ્યવસ્થિત થયો ?' 'હા.' 'હવે જપ' ? 'જપ.' મંદિરમાં પુષ્પ ધૂપ દીપ ઇત્યાદિ કીધું.

આશો બીજો શુદ પુનેમ-કાલી, લક્ષ્મી ને સરસ્વતીની સ્તુતિ વાંચી.

આશો બીજો વદ ૭-૧૧ એ પાંચ દહાડા કામ્યપ્રયોગ કીધો. ગાયત્રી જપ ૧૧, 'ઓમ્ ઐં હ્રીં ક્લીં શ્રીં સાંબશિવાય નમઃ' એક માળા, 'ઓમ્ ઐં શ્રીં મહાસરસ્વત્યૈ નમઃ' ત્રણ માળા, ને 'લક્ષ્મીર્મેધાધરા' ૧૧ વાર. [પ્રયોગે ઇચ્છાફળ દાખ્યું નહિ.]

આશો બીજો વદ ૧૨-૧૩-ગાયત્રી જપ ૧૧, 'ઓમ્ શ્રી સાંબશિવાય નમઃ' એ મંત્ર માનસિક જપ ૧૧ માળા જેટલો, પ્રદોષસમયના માહાત્મ્યના શ્લોક-'નમો નમસ્તે ગિરીશાય તુભ્યં.' એ સ્તોત્ર, 'ચંપેયગોરા,' એ સ્તોત્ર, 'જયશંકર પાર્વતીપતે' એ સ્તોત્ર વાંચ્યા પછી સરસ્વતીનાં સ્તોત્ર પછી ભોજન કીધું.

આશો બીજો વદ તેરસ-સંધ્યા પછી સરસ્વતીનાં સ્તોત્ર; રાતે 'ઓમ્ શ્રી મહાસરસ્વત્યૈ નમઃ' ત્રણ માળા ને 'લક્ષ્મીર્મેધા' એક માળા.

આશો બીજો વદ ૧૪-૩૦ ગાયત્રીની ત્રણ માળા, 'ઓમ્ મહાકાલાય નમઃ' એક માળા, 'ઓમ્ મહાકાલ્યૈ નમઃ' એક માળા, રાતે ત્રણ માળા સાંબશિવની ને ત્રણ માળા મહા સરસ્વતીની.

[ચિઠ્ઠી મૂકવી નહિ, કામ્યપ્રયોગ કરવા નહિ, યથાસમય યથાબુદ્ધિ જે કરાય તે કરવું, ઇષ્ટ દેવતા તે સર્વ જાણે છે જ. હું પોતાને માટે ને લોકને માટે સંશયમુક્ત થયો. ૧૯૩૫ ના વર્ષમાં.]

સંવત ૧૯૩૬:: સન ૧૮૮૦

નિયમે કર્મ કરી શક્યો નથી. સાંબ તથા સરસ્વતીનું સ્મરણ થયાં કીધું છે. દેવી ભાગવત બીજી વાર ઉપર ઉપરથી જોઇ ગયો. ભાગ્ય, ધર્મ, ગુણ, આચાર ઇત્યાદિ પ્રકરણ સતેજ થયાં. કોઇ કોઇ વાર મહાલક્ષ્મીનાં દર્શન કીધાં છે. સરસ્વતીએ અડી વેળા સાચવી છે. વસંતોચ્છવ - લચ્છીરામે હોરીઓ સંભળાવી-પહોર નિરાશ થઇ ગયેલો તેથી આ વખતે રૂા. ૧) આપ્યો. એટલો જ ઘરમાં હતો. તે સુભદ્રાનું મન દુખવી આપી દીધો. માળા જપમાં હવે દિવસ સારા આવશે એમ થયાં કરતું. રામનવમી-'સીતાપતયે નમઃ' એણે એક માળા જપી. ઇચ્છું છું કે મારો દક્ષસ્નેહ સબલ રહો, ને મારી ત્રણેમાં સીતાનો અંશ વધો. ત્રણે પોતપોતાને સ્નેહે મને જોઇ પોતપોતાને ધર્મે રહો. હાટકેશ્વરના ઓચ્છવના દહાડે 'શ્રી સાંબ હાટકેશ્વરાય નમઃ' એ મંત્રે માળા જપી કુલદેવને નૈવેદ્ય કરી જમ્યો હતો.

આટલા ઓચ્છવ પાળવા-ચૈત્ર શુદ ૧-૯-૧૪; વૈશાખ શુદ ૩; જેઠ શુદ ૧૦, આષાડ શુદ ૭, શ્રાવણ શુદ ૧૪ ને વદ ૮; ભાદરવા શુદ ૧૨; આશો શુદ ૧૦, ને વદ ૧૩-૧૪-૩૦; કારતક સુદ ૧-૧૫; પોષમાં મકર સંક્રાંત, મહામાં વસંતપંચમી; ફાગણ શુદ ૧૪-૧૫.

હજામત-રવિ, સોમ, મંગળ ગુરુએ ન કરાવવી, બુધ કે શુક્રે કરાવવી; તિથિપરત્વે આઠેમ, તેરસ, ચૌદશ; પુનેમ, અમાસે નહિ. વળી પર્વણી ને પિતૃતિથિયે નહિ.

સ્રીસમાગમ રાત્રિયે જ રાખવો. કેટલા દિવસ વર્જ કરવાના છે તે જાણી લેવા.

સંવત ૧૯૩૬, સન ૧૮૮૦ મુંબઇમાં કા.શુ. નોમ-બપોરે સ્વપ્ન-દેવીનું દર્શન.

અગિયારસ-મહાલક્ષ્મીનાં દર્શન કરી આવ્યો; તે રાતે ગાયત્રી સહસ્રનો પાઠ ત્રણ વાર વાંચ્યો ને 'ઓમ્ શ્રી મહાસરસ્વત્યૈ નમઃ' એ મંત્રે ૩ માળા જપી. પૂનેમ-સંધ્યા સમે દેવને કપૂર દીપ થયો હતો તેનું હું બહારથી દર્શન કરતો હતો, તેવામાં ઘરવાળાએ ભાડાની ઉઘરાણી કીધી. મેં કહ્યું કે તમારો દોષ નથી. પણ મારૂં નઠારૂં ભાગ્ય કે ઈશ્વરસ્મરણ કરૂં છું તે વેળા તમારૂં આવવું થયું છે.

વદ બીજ સ્વપ્નમાં અગ્નિશક્તિ મહામાયાની સ્તુતિ કીધી. પાણી ને અગ્નિ દીઠામાં આવેલાં.

દશેમ બપોરે સ્વપ્નઃ-ધોળી ગાયો દોડે ને ભુસકા મારે. રાતે સ્વપ્ન. પરીમાતાનાં દર્શન કીધાં.

વદ અગીઆરસ રાતે સ્વપ્ન-જલદર્શન. ભીની ગોદડી એક છેડે હું ને બીજે છેડે કોઈ શક્તિ. તે અલોપ થઈ ગઈ ને હું ઉદાસ.

મા. શુ. ૧૦-મહાલક્ષ્મીનાં દર્શન કરી સતેજ થયો. ૧૧- તાબુતને દહાડે બાબુલનાથ જઈ બ્રહ્મજ્ઞાનના વિચાર ને સરસ્વતીનો જપ. પણ સમુદ્ર કીનારેથી જતાં બે વાર રેતીમાં હાથ ઘાલ્યો હતો, પારસની ઘેલછામાં. પૂનમ-ગ્રહણ વેળા દેવી ભાગવતનો બારમો સ્કંધ પહેલેથી તે આયત્રી સહસ્રનામના અધ્યાય લગી યથાસ્થિત વાંચ્યો. પછી નાહીને દૂધ પૌંઆ ખાધા હતા.

પોષ સંક્રાંતિ-'ઓમ્ સંક્રમણશરણ્યૈ નમઃ' એક માળા; ઓમ્ નમો મહાકાલી મહાલક્ષ્મી મહાસરસ્વત્યૈ નમઃ- ભણી હવે તો બંધનથી મુક્ત કર. મારી સ્થિતિનું શુભ સંક્રમણ કર. દશેમ-પિતાની સમચરીએ ભાવથી બ્રાહ્મણ જમાડ્યા.

માઘ-સરસ્વતી સારાં વાનાં જ કરશે- બંધનથી મુક્ત કરશે જ.શુ. ૭ ઈષ્ટદૈવત જે વિશ્વાસ તે દૃઢ નહિ. જો હું મથન કરૂં તો ધૈર્ય ઓછું. તરતની મુઝવણમાં અનેક સંબંધીજનને સંતોષવાને, વચન મિથ્યા જતું ન કરવાને ફાંફાં મારવાં, વળે કંઈ નહિ, કોઈ ગાંઠે નહિ, જીવને વધારે દુઃખ કરવું, એમાં શો લાભ ? ધીર ધર, સમયે સુઝે તે કર, સ્વારથીઆ શઠ કહેશે પણ તું શઠ નથી. જ્ઞાને અભ્યાસે કઠિણ થા ને સ્વભાવે કોમળ દયાવાન્ પરોપકારી છે તેવો જ રહે.

ફાગણ શુદ-૧૩-પ્રદોષ સુરતમાં કીધો. અશ્વિનીકુમાર સુરતમાં નાઈ આવી મહાસરસ્વતી ને સાંબશિવનું સ્મરણ કીધું. નિત્યકર્મ કારતકથી ફાગણ સુદ ૧૧ લગી ચાલ્યું હતું. વદ ૭ - પ્રભુ હું કેટલાંનો ઓશીઆળો ? બંધનથી ક્યારે છોડાવશે ? સરસ્વતીની કૃપા છે, પણ પૂર્વ કર્મ નડે છે.

ચૈત્ર શુદ ૧૫-ગઈ રાતે સ્વપ્ન-તેમાં અડી વેંળાએ રૂ. ૫૦૦) મળ્યા એ શું સૂચવે છે દેવી ! કે તારૂં કામ અટકશે નહિ. ધીરજનું ભાગ્ય ઉપર પ્રસાદનું બળ છે, એ પ્રતીતિ થાઓ. રાતે મહાલક્ષ્મીનાં દર્શન કરી આવ્યો.

વદ૭-સ્વપ્નમાં, તમોગુણે હે સરસ્વતી ! હવે તો ઉઠ. બંધન કાપ ઇત્યાદિ.

વૈશાખ સુદ ૩-સુરત આવી પાઠ ઓચ્છવ કીધો. સંહિતાના પાંચ વર્ગ ને લક્ષ્મીસૂક્ત એ વાંચ્યાં ને ઈચ્છ્યું કે યથાર્થ સમજ વેદની સુરતમાં મને થાઓ. તાપીનાં દર્શન કીધાં. ચંડીપાઠમાંથી સ્તુતિઓ વાંચી.

વદ પાંચમ-છોકરાને જનોઈ દીધું.

[પછી ગૃહતંત્રના વિચારમાં ને વ્યવહારતંત્રની વ્યવસ્થા કરવામાં બાકીનું વર્ષ ગયું. પછી આશો વદ ૦)) આ પ્રમાણે લખ્યું:- ક્યારે ઋણમુક્ત થાઉં ને ઓચ્છવ કરૂં ? વળી તેં ઇચ્છા કરી ? દિશાશૂન્ય છે તો જે સુઝે તે કરજે. પણ શમ દમ ક્ષાંતિ જ્ઞાનવિજ્ઞાનના વિચારમાં રહે; દંડનો વિચાર અપવિત્ર તથા ઐશ્વર્યના મદવાળાને માટે રાખવો. (તમોગુણ ન રાખતાં ધર્મ રાખી દંડ કરવો). દેહાત્મવાદીની, નિર્ધનની, દુર્ગુણીની, વિલાસિની, એવા નરની દયા ખાવી. બોધિત થવું ને કરવું એ આનંદ લેવો.]

[દષ્ટ દૈવત !દુર્જનની સંગતિથી દૂર રાખજે કે મનમાં નઠારા વિચાર ન આવે. માગવું શું કરવા ? માગવું તો ઈશની જ પાસે. રજોજ્ઞાને ટાઢો પડ્યો છે પણ વેળાએ વેળાએ ઉપડે છે સ્થિતિપરત્વે. ભાગ્ય પ્રભુની સત્તામાં છે. સત્ત્વ ગુણની વૃદ્ધિ-બ્રહ્મજ્ઞાનથી, મન જિતવાથી, દેહકષ્ટ કરવાથી, વડીલસેવાથી, ધર્મયુદ્ધથી, પશ્ચાત્તાપથી, ત્યાગથી. આસુરી જીવનો વખત ઘણીવાર જડ રહેથી, ઘેલછામાં રહેથી, વ્યાધિયે પીડાયાથી, યુદ્ધમાં મચેથી મુકાય છે.]

(સંવત ૧૯૩૭:: સન ૧૮૮૧)

માગશર સુદ પાંચમ-અમુક સંખ્યા જપે અમુક સિદ્ધિ, એ વિષે વાત ચાલતાં શ્વાસની ગણના ઉપર ઉતર્યા. દહાડો રાત મળીને ૨૧,૬૦૦ શાસ્ત્રમાં ગણ્યા છે. એટલે ૧ મિનિટે ૧૫). કપૂરચંદના સ્વરોદયમાં -

એક મુહૂર્ત પા દીનર, સ્વરમેં શ્વાસ વિચાર;<br>
સૈનિક અધિક અસ સાતસો, ચાલત તીન હજાર.

બે ઘડી-૪૮ મિનિટમાં ૩૭૭૩ ને સો વર્ષનું પ્રમાણ તો તેમાં ૪,૦૭,૪૮,૪૦,૦૦૦ એટલા એટલે ૧ મિનિટમાં ૭૮.૬૦૪૧ આવે છે. એ જોતાં ને છાતીના ધબકારાનું પ્રમાણ અંગ્રેજી રીતે ૭૨ છે તો જૈન સ્વરોદયની ગણના છાતીના ધબકારાની હશે, શ્વાસોચ્છ્વાસની નહિ. શરીરમાં નાડી કેટલી, હાડકાં કેટલાં વિગેરે શિવગીતામાં જોવામાં આવ્યું, તો તેને અંગ્રેજી ગણતરી મેળવવી જોઈએ.

માગસર શુદ ૧૦-નાથુશંકરે કહ્યું કે, ભાસ્કારાચાર્યે શિવદત્ત ગુરૂનું સ્તોત્ર કીધું છે ને લલિતાભાષ્ય કીધું છે.

પોષ શુદ ૫-

યઃસંધ્યાકાલતઃ પ્રાપ્તઃ ત્યજેત્કર્મ ચતુષ્ટયમ્ ।
આહારં મૈથુનં નિદ્રાં સ્વાધ્યાયં ચ ચતુર્થકમ્ ।।

પોષ શુદ ૧૨-મહાકાલાય નમઃ, મહાકાલ્યૈ નમઃ, ઉત્તરાયણસંક્રમણયોગિન્યૈ નમઃ. એમ ત્રણ અર્ઘ આપ્યા, ચંડીપાઠમાંથી સ્તુતિનાં કવચ વાંચ્યાં. સંક્રમણશક્તિની પ્રાર્થના કીધી, જય ઇચ્છ્યો, પોતાના સંબંધીજનનો ને દેશી જન સમસ્તનો. દેવી ગીતાનો પાઠ કીધો-પ્રારબ્ધ થયા કરે છે, માટે કશીએ ચિંતા ન કરતાં ઇષ્ટ દેવીને જ કર્મ સમર્પણ કરવાં. યથેચ્છ વરત, અધીર થઇ સ્વધર્મ ભ્રષ્ટ થઇ અશુભ કર્મ ન કર, પણ ધૈર્ય ધરી, સ્વધર્મે રહી સદુદ્યોગ કર્યા કર. નિવૃત્તિપ્રવૃત્તિ તો બ્રહ્મજ્ઞાન વિષયમાં ખરૂં જ્ઞાન; બુદ્ધિયે કેવળ નિઃસંદેહ નથી, તો પણ શિષ્ટના શબ્દ પ્રમાણે આજ્ઞાએ પૂર્ણ વિશ્વાસ રાખું છું, ને વિચાર કરૂં છું. માયાના અદ્ભૂત કાર્ય વિષે પ્રત્યક્ષ પ્રતીતિ નથી પણ ભક્તિ વધે છે-ઇષ્ટ દેવતા ભણી. આ તો મારી પ્રતીતિ જ છે કે સુખદુઃખ અનિત્ય છે. મારા સંસાર ભણી જોઉં છું તો હું બહુ દુઃખી છું, ઋણસિંધુમાં નિમગ્ન છું, નિત્ય જ સાંકડમાં છું, ભાવીનો તો શો વિચાર ! મારે માટે કેટલા જીવ દુઃખી? સ્ત્રીઓનો વિયોગ, તેઓનાં સ્વાચરણ, તેઓની સ્થિતિ, શરીર મન વ્યવહાર પરત્વે કોઇની ઇચ્છાનો લેશ પાર પડે નહિ, કેવી જાળ ! પણ નિત્યાનિત્યને વિચારે તે દુઃખ પણ સહન કરવું જોઇએ, એ ન્યાયે જાળની સ્પૃહા રાખતો નથી. જ્ઞાનધર્મના વિચારમાં નિમગ્ન રહું છું ને બીજાને માટે તેઓનું ભાગ્ય સમજું છું. પ્રયત્ન કરતાં પણ ન ફવાય તેવો કાળ આવે છે જ. રાજા થવાનું કે મોટા વિદ્વાન્ થવાનું કોડ નહોતું, પણ સામાન્ય પક્ષનું માન, કુટુંબમાં અનુકૂલ સ્ત્રીનું સુખ, અને સાધારણ ઉંચી સ્થિતિને જેટલું જોઇએ તેટલું દ્રવ્ય ઇચ્છતો. દુઃખની નિવૃત્તિને અર્થે કીધેલું ભોગવવું જ એ ખરી તથા ડાહી સમજ, અને ઇષ્ટ દેવતા ઉપર આસ્થા એ જ આગળ જતાં, આ જન્મે કે બીજે જન્મે ખરૂં સુખ ને શુદ્ધ જ્ઞાનને અર્થે રૂડી બુદ્ધિ આપશે. ઓમ્ નમઃ સરસ્વત્યૈ નમઃ. વ્રત ભૂખ્યા રહી કરવું. એથી ચિત્ત સ્થિર રહે છે વ્રતદેવ ઉપર. દેહકષ્ટને લેખવવું નહિ. સિદ્ધિવિષય સાધ્ય થાય તો ચૈતન્ય વિષે સારી પ્રતીતિ થાય. એક માળા ગાયત્રી જપે, ઓમ્ શ્રી સાંબશિવાય નમઃ, એ મંત્રે ૧૧ માળા, ને ૧ માળા ઓમ્ શ્રી મહાસરસ્વત્યૈ નમઃ એ મંત્રે, માળા જપતાં બીજા વિચાર ઓછા હતા.વૈખરીએ ઇષ્ટની કલ્પેલી મૂર્તિ અદર્શ થઈ જતી. માનસિક જપ વેળાએ કોનો જપ કરૂં છું, તે વિસ્મરણ થતું. રૂપમૂર્તિ કે ગુણમૂર્તિ કે તત્ત્વનું ધ્યાન કરવું, એ વિષે નિશ્ચય કરવાનો છે. મારૂં વલણ તત્ત્વ તથા ગુણમૂર્તિ ભણી છે. આજનો દિવસ નિરર્થક નથી ગયો.

પણ આ પ્રમાણે નોંધ શા માટે રાખવી ? શું વિશેષ છે ? એક રીતે કંઈ પ્રયોજન નથી. બીજી રીતે સયુક્તિક છે, કે સાર શિક્ષણીય થશે, અમુક સંકલ્પને દૃઢ કરશે. ત્રીજી રીતે બીજાને બોધ મળશે, નોંધને માટે અવશ્ય કાળજી ન રાખવી.

પોષ શુદ-૧૫-મામાદેવીનાં દર્શન કરી આવ્યો. ભગવદ્‌ગીતા તથા દેવી ભાગવતમાંથી ત્રણ ગુણ વિષે વાંચ્યું. બીજ શક્તિ કીલક એના દાખલા આ પ્રમાણેઃ-

૧. અશોચ્યાનન્વશોચસ્ત્વં પ્રજ્ઞાવાદાંશ્ચ ભાષસે.
સર્વધર્માન્પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ.
અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચઃ.

૨. ઓમ્ તત્ સત્-
ભર્ગોદેવસ્યધીમહિ ધિયોયોનઃપ્રચોદયાત્.

શ્રુતિ સ્મૃતિના સિદ્ધાંત ઉપર વિશ્વાસ બેઠો છે, પણ હજી મોક્ષની ઇચ્છા નથી. દૈવી ચમત્કારનો અનુભવ થાઓ એવો લોભ છે. પૂર્વે મલિન સત્વ ને રજો તમો દેખાયા પ્રકૃતિમાં હાલ સત્વની વૃદ્ધિ છે. રજો તમોમાં ઘટાડો છે. ચિત્ત પ્રસન્ન છે પણ (?) ઉપાધિથી સમય સમયની તાણમાં અધીર થઈ જવાય છે. પણ વળી સત્ત્વ, નીતિ, અભિમાનરહિતપણું દાખવી ભક્તિને દૃઢ કરે છે. કોઇ કોઇ વાર અન્યાયી અપવિત્ર દુષ્ટને દંડ થયેલો જોવાની ઇચ્છા થાય છે, જે વેળાએ શાપ પણ દેવાઇ જાય છે, પણ જ્ઞાન તો સૂચવે છે કે ક્ષમા રાખ, તું જ નિમિત્ત છે તો તારૂં ભાગ્ય કે તેવાના સંબંધમાં આવ્યો. કરશે તે ભોગવશે ઇત્યાદિ.

પોષ શુદ ૧૪-દેવી પાસે નિત્ય જાચવું એ મૂર્ખાઇ છે. તે સંધુ જાણે છે જ. નિષ્કામ ભક્તિ કરવી એ જ સિદ્ધાંત; પછી સમયે કામ્ય નૈમિત્તિક ભલે થાઓ. દેવી ! તારો પ્રભાવ દાખવ-કંઇ લખાતું નથી-નમન કરૂં છું માતા ! મહાલક્ષ્મીનાં દર્શન કીધાં.તળાવે બેસી સ્તોત્ર ભણ્યાં ને પછી પાછો ફર્યો. હું કુદરતી શક્તિને માનતો, પણ અમણાં જ્ઞાન કરતાં પ્રવૃત્તિ નિવૃત્તિનો આધાર જગતની નિર્ગુણસગુણ શક્તિ દેવીને માનું છું-તારો કરી થાપ, સુબુદ્ધિ આપ, નીતિવંત સંબંધીજનના સહવાસસુખમાં જોઇએ તેટલી લક્ષ્મી આપ. તું પૂર્ણ જયશ્રીવાળી છે. દેવી !પૂર્વકાળમાં મહાપુરૂષ જે દુઃખ પામતા, તેને ભાવી કહેવાને ઋષિઓ આવતા. મારી અકળામણમાં તું પરોક્ષે સહાય કરે છે એમ હું માનું છું, પણ હવે કેમ ? અંબે ! દિગ્મૂઢ છું.

પોષ વદ-૧૪-જપ કરતાં ભીતરમાં વિચાર આવે છે. એ ન આવે તો સારૂં, પૂર્વના પાપથી અખંડ જપ થતો નથી. પ્રપંચની

ઉપાધિ, દુર્જનનો સંબંધ, એના ઉપદ્રવમાં ધીરજ રાખતાં શીખું છું. રાગદ્વેષને ઓછાં કરવાં, શાંતિ સમાધાનીમાં પણ રાખવાં, ઇષ્ટ દેવી ઉપર આસ્થા વધારતાં શીખું છું.

પોષ વદ ૦)) કાળચક્ર બદલાયે દેશમાં પરધર્મ કે સ્વધર્મ પ્રધાન થશે ? સંસાર મિથ્યા છે એ જ્ઞાન બહુ સતેજ નહિ થાય એટલે પારકું ભળશે. શરીરથી જૂદો છે આત્મા, જીવની ગતિ-મરણ પછી, એ ઉપર આસ્થા થશે ખરી. શુદ્ધ કાળની સંધિમાં છીયે. દયાનંદ શ્રાદ્ધ નથી માનતો તેટલો તે જૈન મતનો છે. દેવાદિ યોનિ નથી માનતો એટલે બૌદ્ધજૈન પણ નથી, એકેશ્વરને માનતો પદાર્થવાદી બૌદ્ધ છે. સ્વધર્મે જ જય થશે, પરધર્મે નષ્ટ.

મહા વદ ૧૩-સુરતમાં-અશ્વિનિકુમાર જઇ આવી પ્રદોષ સમયે સાંબસ્મરણ કીધું, રાતે અગિયાર વાગ્યા પછી પ્રલયરૂપ જગતમાં પ્રથમ જે તેજોમય જ્ઞાનપ્રકાશ પ્રકટયો તેનો જપ કીધો. ઓમ્ તેજલિંગાય નમઃ. ઓમ્ મહાકાલાય નમઃ, ઓમ્ શ્રી સાંબશિવાય નમઃ, એકેક માળા.

ફાગણ સુદ૭-બ્રહ્મકવચ ભણી મંત્રેલું પાણી બે આચમની સ૦ને આપી; તેણે કહ્યું-ડાક્ટરના ઘરનું છે ? ના, જે કુદરતી શક્તિને માનો છો, તેને આરાધી આ પાણી આપું છું. તેણે પીધું. પછી ત્યાંથી આવી સ્તુતિઓ મેં વાંચી હતી.

ફાગણ શુદ ૧૨-મુકુંદરાયના વિવેક સિંધુમાંથી કેટલુંક વાંચ્યું.

ફાગણ શુદ ૧૩-ધર્મકર્મમાં સ૦ના વિચાર શા માટે આવે છે ? તેને સંમોહ થયો છે એમ તું કેટલાક કારણથી કહે છે. પણ એમ જાણવું, એ તારો મોહ કેમ નહિ ? હવે તારો તેનાપર સ્નેહ નથી, તેથી તારો અર્થ નથી. પતિતના સહવાસમાં રહેવું ઠીક નહિ, એમ તું જાણે છે. પીહેરની ઉંફમાં જાય, જ્ઞાતમાં જાય, તેમાં તું રાજી છે એટલું છતે તેને સ્વધર્મશીલ થવાનો બોધ આપે છે. એ તારો પ્રકૃતિ પરીક્ષા કરવાનો અભિમાન મોહ નથી ? પિશાચણી હોય કે દેવી હોય, એ શંકા. તેણે હાટકેશ્વરના ઓચ્છવને દહાડે કે વૈશાખ શુદ ૩ જે બંગડી પહેરવી છે. એક વ્યવસ્થા થાય. નહિ તો મોહમાં શું કરવા રીબાવું ? જપાદિ કર્મ કીધું, પછી વળી હે દેવી ! હવે તારો પરતો દેખાડ, કાંતો સ૦નો સંબંધ કરાવ કે છોડવ. કાં તો ઋણમાંથી છોડવ કે છેક નઠારી સ્થિતિમાં આણ,. પણ વહેલી થા. હું પાપી છું, નિર્બળ છું, પવિત્ર કર સબલમ્.

# ૬ : ડાહીગૌરી સંબંધી

## (સપ્ટેમ્બર ૧૮૮૨ થી ઓક્ટોબર ૧૮૮૪)

સંવત ૧૯૩૮ દ્વિ.શ્રાવણ વદ ૭-૮ વા. સોમ (તા. ૪થી સપટેમ્બર ૧૮૮૨)

નવ ધાગે ડા૦ આવી. (ઉગ્રપણે) મને સ્ટેશન ઉપર કોઈક તેડવા પણ ન મોકલ્યું ?

ન૦ ધીરી પડ, ઈંદિરાનંદ આવ્યા હતા.

ડા૦ તમારી તરફથી તો કોઈ જ નહિ કે ? રામશંકરને કેમ ન મોકલ્યા ?

ન૦ અમણા અમારી પાસે કોઈ માણસ નથી. રામશંકર રિસાયા છે. અહીં આવતા નથી.

ડા૦ કાલે હું મામાને મળવાને ગયલી તે વેળા તુળજાગૌરીએ કહ્યું કે સ૦ના ઓરડાવાળી ઘડીમાં ઉઘડે છે ને ઘડીમાં બંધ થાય છે ને મેં પણ તેમ જોયું. એ શું હશે ?

ન૦ કોઈ ભૂતબૂત હશે બીજું શું ?

આવતી વેળા રૂપીઆ કોના લીધા હતા ?

ડા૦ રવિભદ્ર પાસે રૂ।. ૮) લીધા છે ગઈકાલે જ, ને તેમાંથી રૂા. ૪) ઉજમને મારો જીવ લેતી હતી તેને આપ્યા છે.

ન૦ બીજા કોઈનું કંઈ દેવું છે ?ત્રણ મહિના પીહેર રહી તેટલી મુદતમાં.

ડા૦ ના.

ન૦ હું મુંબઈ આવ્યો ત્યાર પછી ને તું પીહેર ગઈ તેની પહેલાં કોઈનું કંઈ દેવું કીધું છે ?

ડા૦ માત્ર બે જનસ પાનડી તથા ફૂલ માંઈની પેટીમાં મુકી રૂા. ૧૦) લીધા છે.

ન૦ એ વાત કોણ જાણે છે ?

ડા૦ આવતી વેળા મોતીભાઈને તથા એની વહુને કહેતી આવી છું કે માંઈને જરૂર પડે તો તે રૂા. ૧૦ આપી જનસ લેઈ લેવા. તેમ રવિભદ્રને પણ કહ્યું છે.

ન૦ બીજી કાંઈ જનસ કોઈને ત્યાં છે ?

ડા૦ સુનાના લવેંગીઆં ને રૂપાના ફૂલ કીકુ પાસે છે ને તે તેણે વેચ્યાં કે નહિ તે હું જાણતી નથી. એ ઉપરાંત બીજા કોઈનું કંઈ નથી.

ન૦ પીહેર ગયા પછી કેટલા રૂપિયા પરચુરણ ખરચ્યા ?

ડા૦ પોણો રૂપીઓ મારી પાસે હતો; મોતીના છ દાણા રામશંકર હસ્તક વેચાવ્યા તેના રૂા. ૨।। આવ્યા ને રૂા. ૧૦ તમે મોકલાવ્યા તે એટલું.

ન૦ પરચુરણખરચ કીધો કે કાંઈ ચોળીખંડ વગેરે લેવાયાં ?

ડા૦ ના તે કંઈ લીધું નથી.

ન૦ લાલાજી કોના આણ્યા છે ?પીહેરના છે ?

ડા૦ પીહેરથી આણ્યા છે, ગંગીના છે, ઈચ્છા ભટાણીએ મારી પાસે માગેલા તેથી મેં તેને માટે આણ્યા હતા.

ન૦ હું મુંબઈ આવ્યા પછી કેટલી મુદ્દતે ?

ડા૦ થોડાક દહાડા પછી; પીહેર ભંડારિયામાં હતા ત્યાંથી આણી મેં ભંડારીઆમાં મૂક્યા.

ન૦ પીહેર જતાં પહેલાં કેટલાક દિવસ ઉપર પૂજવા માડેલા ?

ડા૦ બેએક મહિના થયલા. ઈંદુ ને વહુ આવશે તેની પાસે કહેવડાવીશ કે એ લાલજી ત્યાં હતા.

---

નોંધ: ૧. શીર્ષક સંપાદકે આપ્યું છે.

૨. જોડણી વાક્યરચના મૂળ પ્રમાણે યથાવત રાખી છે.

૩. વિરામચિહ્નો જ્યાં ન હતાં ત્યાં મૂક્યાં છે.

૪. મૂળમાં ડાહીગવરીનો ઉલ્લેખ ડા૦ તરીકે છે. નર્મદે પોતાના નામની જગ્યા ખાલી રાખી છે ત્યાં સુબોધહેતુ 'ન૦' સંજ્ઞા મૂકી છે.

સુ૦-સુભદ્રાગૌરી, નર્મદાગૌરી; સ૦-સવિતાગૌરી.

૫. જે શબ્દ ઉકેલી શકાયો નથી. ત્યાં જગ્યા ખાલી રાખી છે. સં.

ન૦ એ વિષે મ્હારે વધારે જાણવું નથી. પણ આટલું હવે કે ભટાણીને મસે લેઇ આવી તો તેને ન આપતાં તેં કેમ પૂજવાને રાખ્યા ?

મેં જાણ્યું કે ઉજમના કે કોઇના હશે ને તેણે તને પૂજવા આપેલા.

ડા૦ ભટાણી પીહેર રહેતાં તેનો યજમાન જાતરે ગયો હતો; પછી વળી કમળને રાખવાની ઇચ્છા થયલી પણ તેને ઘરનાએ ના કહી તેથી તેણે ન લીધેલા અને પછી રાખી મૂકવા કરતાં પૂજામાં લેવા એ સારૂં છે એમ વિચારી તેમ કીધું.

તા. ૫ મી

ન૦ પીહેરમાં કેમ વખત ગુજારતી ?

ડા૦ સાડે છએ ઉઠતી, ચાહ પીતી, પાનસોપારી ખાતી, બધાનાં ચાહ પીધેલા પ્યાલા વીછળતી, ચોટલો વાળવો, બધાં નાહી રહ્યા પછી નાતી. સાબુ વાપરતી. મના તો બહુએ કરતાં પણ મેં કહ્યું કે હું છેલ્લી નાહીશ પણ સાબુ તો હું વાપરતી આવી છું ને વાપરીશ. નાહીને મારૂં લુગડું હું ધોતી. ( એક મહિનો થયો હશે-બાકી બે મહિના તો મોટી કાકીએ ધોયા. પછી મેં ના જ કહી), ફર્યાં હર્યાં કરીએ, પાઠ કરીએ પછી જમવા બોલે ત્યારે અબોટીઉ પહેરી જમવા બેસીએ દશ વાગે (ઉની ઉની રોટલી કરી મુક્તાં), કોઇવાર વાસણ એકઠાં કરી ખાળે નાખતી ને કોઇક વાર અબોટ કરતી ને પછી બપોરે કંઇ કરતી નહિ. અમથી પડતી પણ ઉંઘ આવતી નહિ. રાતે પણ ઉંઘ આવતી નથી. રાતે સાત વાગતે કશલીમાં પાણી સગડીમાં મૂકી ચાહ કરી પીતી હું એકલી જ ને પછી વાળુ કરતી. કોઇવાર ભાખરી કરી લેતી. પછી ગીરજાલખમીને ઓટલે બૈરાં ફલીઆમાં બેસતાં ત્યાં જ બેસતી. મોલ્લામાં લલ્લુને ઘેર કે ગીરજાલખમીને ઘર એ બે ઠેકાણે જ જતી. નવ વાગે આવી ખાઇ લેતી, માળે જતી, પથારી કરતી, વિચાર કરતી ને બારેક વાગે ઉંઘતી.

ન૦ તાપી નાવા જતી કે ?

ડા૦ વારપર્વણીએ જતી, પડોસણો જતી હોય ને બોલાવે ત્યારે જતી; એકલી નોતી જતી.

ન૦ દેવદર્શન કરવા નિકળતી ?

ડા૦ બિલકુલ નહિ.

ન૦ સગાંવહાલાંને મળવા જતી ?

ડા૦ મોલ્લામાં ને મોલ્લામાં લલ્લુને ઘેર જતી. ચોપડીઓ વાંચ્યા કરતી. ઘરમાં તો વઢે ચોપડીઓ વાંચુ તો, એક પાનું ઘરમાં તો વંચાય નહિ.

ન૦ મામાને ઘેર, રવિભદ્રને ઘેર, રૂકમણીકાકીને ઘેર જતી ?

ડા૦ આવવાને દહાડે ગઇ હતી, બીજે કોઇ દહાડે નહિ.

ન૦ રૂકમણીકાકીને ઘેર કેટલીવાર ગઇ હતી ?

ડા૦ એકો દહાડો નહિ; તે એક દહાડો પીહેર આવી હતી.

ન૦ તેણે શું વાત કીધી ?

ડા૦ હું તો સાંભળ્યા કરતી. કોઇ આવતું તો મોટી કાકી તેની સાથે વાતો કરતી ને હું સાંભળ્યા કરતી, વચમાં બોલવા જેવું આવતું ત્યાં બોલતી બાકી તે જ વાતો કરે.

ન૦ મોટી કાકી શું શું બોલતી ?

ડા૦ કવિએ છોકરીને કાઢી મુકી, કુંચી આપવાને કહેલું ને પછી ન આપી. .......... ......... ગમતો નથી.

પેલી ચાર વર્ષ થયા મુંબઇમાં રહેછ તેથી, છોકરીની આડખીલ થાય છે. સ્વતંત્ર રહ્યા છે તેથી, એના ઉપર વાલની વીંટી છે નહિ, છોકરી કંઇ સમજી નહિ, એને ધણીને સમજાવતાં આવડ્યું નહિ. મુંબઇમાં જૈશ નહિ, જાનનું જોખમ છે.

ન૦ તું શું વચમાં ટાપસી કરતી ?

ડા૦ આવાં ભણેલાં થઇને ઘર કેમ છોડ્યું. એમ બૈરાં કહેતાં ત્યારે હું કેહેતી કે આપણે શું જાણીએ કે કુંચી આપી જૈશું કહીને પછીથી દગો કરશે, ને ફરી કાગળપત્રથી પણ ખુલાસો નહિ કરે. થોડા દહાડા તો હું તમારા પક્ષમાં બોલતી પણ જ્યારે તમારા કાગળમાં ખુલાસો નહિ ને પક્ષમાં બોલતી ત્યારે કાકી ચીડાતી તેથી વખતે વખતે હું પણં ઉભરામાં બોલતી કે આવું કરશે એ મારા સપનામાં નોતું વગેરે.

ન૦ ઘર છોડ્યું તે વેળાની હકીકત સંભળાવ.

ડા૦ ચાહ પીઇ રહી હતી તેટલે મહેતાજીએ આવી કહ્યું કે તમારા કાકી તમને બોલાવે છે તે એકવાર ત્યાં જઇ આવો, ત્યારે મેં કહ્યું કે કાલની હું ભુખી છું તે જમીને જઇશ. ત્યારે તે કહે નાજો ધોજો પછી પણ એક વાર જઇ આવો; પછી હું ગઇ. હું જઇ બેઠી એટલે કાકીએ કાગળ આપ્યો ને કહ્યું કે ગભરાઇશ મા. અમે છૈયે કેની ? હું વાંચતી હતી તેટલે મહેતાજી આવી પહોંચ્યા. મેં કહ્યું કે આજનું આજ જ આમ કરવાનો હુકમ કરેલો છે ? ને આમ કરવાનું શું કારણ તે હું સમજતી નથી. ત્યારે તેણે કહ્યું કે હવે તમારાથી ઘરમાં નહિ અવાય, તમારે જોઇતો સામાન કહો કે હું તે અહીં લેઇ આવું. મેં કહ્યું એમ નહિ બને, મારે ઘેર આવવું પડશે ને મારે જોઇતો સામાન હું જ મારે હાથે લઈ આવીશ. એટલામાં વળી મહેતાજીએ કહ્યું કે એવો મને હુકમ છે કે મારા કહેવા પ્રમાણે ડા. ન કરે તો મને તરત તાર મુકજો ને હું આવી આમલીરાનના મહોલ્લામાં એને ફજેત ફજેત કરીશ. ત્યારે મેં કહ્યું કે તેમ તાર મુકાવો. હું તો કંઇ માનવાની નથી. કાકીએ કહ્યું કે આમલીરાનના મોલ્લામાં ફજેતી કરે તે સારૂં નહિ, તે કરતાં તું અમણા એનું કહ્યું માનીને અહીં રહે ને પછી થઇ રહેશે. પછી મેં કહ્યું કે ફજેતી કરશે તો કરશે. મારે તો અહીં તેડાવા છે. હું તો નથી માનતી. મને મારો ધણી જેમ કહેશે તેમ કરીશ. મહેતાજીના કહેવાને હું વજન નહિ આપું. પછી કાકીએ સમજાવીને મહેતાજીને કહ્યું કે એને જોઇતો સામાન લેઇ આવવા દો. ત્યારે મહેતાજીએ ડોળા કાઢીને કહ્યું કે ઘરમાં નહિ અવાય, અમને કહો અમે સામાન આણી આપીએ. મેં કહ્યું હું જ આવું છું. પછી હું ગઇ. મહેતાજી મારી પછવાડે આવ્યા. ઘરમાં જઈ નાહી, પછી પાઠપૂજા કીધાં, કપડાં બાંધ્યા, એ વખતમાં મહેતાજી મારી ચોકી રાખ્યાં કરતા. હેઠળ જાઉં તો હેઠળ ને ઉપર જાઉં તો ઉપર આવતા. સામા ઘરને બારણે તાળું દેઇ આવ્યા કે હું ત્યાં જાઉં નહિં. અગિયાર બાર વાગાને હું ત્યાં ગઈ નહિ એટલે કાકીએ ગભરાઇને ઝીણુને જોવા મોકલ્યો કે કેમ હજી આવી નહિ, તેડી લાવ. પછી હું ઝીણુ સાથે ગઇ ને ગાંસડી બાંધી આપી મહેતાજીને કહ્યું કે રાતે પહોંચાડજો.

ન૦ પેહેલી પીહેર ગઈ ત્યારે કેટલા વાગેલા ?

ડા૦ સાતેક વાગ્યા હશે.

ન૦ મારો કાગળ વાંચતાં તારા મનમાં શું આવ્યું ?

ડા૦ ચાહ પીતી હતી ને મહેતાજી આવ્યા ત્યારે મેં પૂછ્યું કે કેમ તમે મુંબઇથી આવ્યા કે ગયા જ નથી, ત્યારે તેણે કહ્યું કે હું મુંબઇથી આવ્યો છું. રાતે સ્ટેશન પર પડી રહેલો; મેં કહ્યું એમ કેમ કીધું ત્યારે કહ્યું કે અમને તેમ કરવાનો હુકમ હતો વગેરે એટલે કાગળ વાંચીને મને ઘણું દુ:ખ ન થયું પણ ઉલટો ક્રોધ ભરાયો. એ ધણીને મારો ખપ નથી તો જોતા જાઓ હું એ મારૂં મોં ન દેખે તેવું જ કરીશ વગેરે બોલી હતી.

ન૦ ઘર બદલ્યાના પ્રસંગ પહેલાં મહેતાજીએ તારી તરફ શી શી ગેરવર્તણુક કરેલી ?

ડા૦ ૧. જેવામાં સુ૦ સુરત હતી તેવામાં મહેતાજી સવારના સાતથી તે રાતના દશ સુધી ફેર્યાં કરતાં જ્યાં હું બેસું ત્યાં. મેં કહ્યું કે મારી પછવાડે પછવાડે કેમ ફરો છો. ચોકીફેરાને માટે તમને કવીએ મોકલ્યા છે ? મહેતાજી કહે હું અનુષ્ઠાન કરૂં છું તેથી ફરૂં છું. અમે બેઠા હઈએ ત્યાં કેમ ફરો છો ? ત્યારે કહે એકલા હોઈએ તો બેશુદ્ધિ થવાય ને પડી જવાય એવું છે પ્રયોગમાં માટે જ્યાં માણસ હોય ત્યાં ફરવું કે મારી સંભાળ લેવાય. ઉપર જાઉં તો ઉપર ને હેઠળ જાઉં તો હેઠળ આવી ફરે ને સુ૦ને પૂછે, કે મુંબઇ માં પણ હું તેમ કરતો ને કવિ તથા સુ૦ અકળાતાં.

૨. સાંજે હું પીહેરથી જમી આવતી હતી, રતનભદ્રની વહુને તેને ત્યાં મુકી ચકલે આવી તો મોદીના બારણા આગળ લોક હતા. કીકુના ઘર આગળ તોફાન હતું. તેના બાપભાઇઓ હતા. તુળજાગૌરીને મેં પૂછ્યું કે આ શું છે ?ત્યારે કહે અમણાં ઘરમાં જાઓ નહિ તો સાક્ષીમાં જવું પડશે. હું પણ ઘરમાં જાઉં છું. પછી હું ઘરમાં ગઇ, બારણાં દીધાં. બીજે દહાડે રામશંકરે મને કહ્યું કે હું જઇને પુછી આવ્યો કે ડા૦ નું નામ કેમ આવ્યું ત્યારે કહે કે અમે એવાની જીભ કાપી નાખીએ એમ બોલતાં. (રામશંકરે કહેલું કે ભાયલો એમ બોલેલો કે ડા૦ને ઘરમાંથી નિકળતાં દીઠી તેથી અમે પાછા ફર્યાં બાકી તો અમે કોઇ બીજી બૈરી જાણી સીપાઇ પાસે પકડાવવાના વિચારમાં હતા.) જેવામાં રામશંકરે ઉપલી વાત કરી તે વખતે મહેતાજીએ ઠપકો આપ્યો કે તમારે એ ઘેડ કીકુ સાથે બોલવું નહિ, લોકમાં સઘળે હો હો થઇ રહી છે. તમારે મોડે કોણ કહે. મેં કહ્યું તમારો દ્વેષભાવ જણાય છે માટે તમારે બોલવું નહિ ને હું તમારી વાત સાંભળીશ નહિ. કંઇ જ વજન નહિ આપું. રામશંકર જે વાત કરે છે તેમાં તમે શું કરવા બોલો છો ?

૩. એક દહાડો રાતે મારી તબીએત બગડેલી ને બારીએ સુતી હતી. ઉજમને કહ્યું કે તમે ઉપર આવો તો બારણા દેતાં આવજો. બારેક વાગે ઝાડે ફરવા જવા હેઠળ ગઇ ને બારણાં ઉજમે બરાબર દીધાં છે કે નહિ તે જોયાં તો બરાબર દીધેલા

નહિ, બોલ્ટ બરાબર આવેલી નહિ. પછી મેં ઠીક દીધાં, તેટલે સામી બારીએથી મહેતાજી બૂમ પાડી બોલ્યા કે એ કોણે બારણાં ઉઘાડયાં ? કવિ આવ્યા કે શું ? મેં કહ્યું કે બારીએથી પુછવાની જરૂર નથી, અહીં આવીને જોઈ જાઓ. પછી બીજે દહાડે મારે ને તેને તકરાર થઇ, ને મેં કહ્યું કે તમે મારી આબરૂ ઉપર હુમલો કરો છો એ ઠીક નહિ, બારીએથી પૂછ્યું શા માટે ? શત્રુનું કામ કેમ કીધું, મારો ઘરસંસાર બગાડવા બેઠા છો. તમે ઓ હીચડાઓ કરી કરીને શું કરવાના છો ? હું તમારાથી કંઇ બીતી નથી. ત્યારે મ્હેતાજીએ કહ્યું કે અમે કરીશું તે કોઈ નહિ કરે. એ વેળા ભયંકર ડોળા તેણે કા... હતા. કહ્યું કે કવિને હું કાગળ લખીશ. ત્યારે મેં કહ્યું કે જાઓ લખજો, જે થાય તે કરજો.

ન૦ તારે ઘેર કોણ કોણ આવ્યા હતા તને મળવાને, દિલાસો દેવાને, સલાહ આપવાને ?

ડા૦ મોલાનાં બૈરાં અધિક મહિનામાં તાપી નવા જતાં મળવા આવતાં. તેઓનું બોલવું આ શું થયું ? કવિએ આમ કેમ કીધું, બૈરી કરતાં માણસ વધ્યું. ભણેલા થઇને કેમ ચૂક્યા. અમને પૂછવું હતે. અમે સલાહ આપત. મે મહિનામાં મામાની બે મોટી છોકરી આવેલી. તેઓએ તજવીજથી પૂછ્યું કે બારણું બંધ છે તેથી મુંબઇમાં ગઇ કે શું ? છેલ્લીવારે કહ્યું કે લોકમાં વાત થાય છે તે સાંભળી મામાને ઘણી ફીકર થાય છે માટે તું આવજે. પછી જેઠ ઉતરતે મામી ખડકીને નાકેથી વાત કરી ચાલી જતી. શું છે ? કોઇને તેં પુછ્યું ઓ નહિ. હું સાચી સલાહ આપત. ઘર કેમ છોડ્યું ? અમારી પાસેથી તારી માસીએ તુને બે જનસ અપાવી હતી તે પણ તેં સાચવી નહિ ને સઘળું જ આપી બેઠી. કાળાની બૈરીએ (અધિક શ્રાવણમાં એક જ વાર આવી હતી) કહ્યું માટીડાનો વિશ્વાસ નહિ. કવિ તો બહુ સમજુ છે. આપણે સૌ એની સલાહ લેઇએ ને એણે આ શું કીધું. અમારા ઘરમાં ટંટો થાય તો એની સલાહ લેતા. અમણાં કવિ લેવાઇ ગયા છે. ઓળખાતા નથી. કાગળપત્ર લખે છે કે નહિ. [તમે મને ચિઠ્ઠી લખો ત્યારે મેં મળીને ખુલાસો કરવાનું ધાર્યું હતું. એણે કહ્યું કે ચિઠ્ઠીનો જવાબ ન આવ્યો ત્યારે મને લાગ્યું કે વાત ખરી હશે, કેમ કે તમે જવાબથી ખુલાસો કીધો નહિ. મેં કહ્યું કે કાળાએ કહ્યું તમો તે ઉપર વજન રાખીને તમે મને ચિઠ્ઠી લખી એ તમે એ બધું સાચું માન્યું જ કેમ ? ચિઠ્ઠી લખતાં તો સંદેહ હતો પણ જવાબ ન આવ્યો ત્યારે મને ખરૂં લાગ્યું.] ગીરજાલખમી કહેતી હતી કે ગુણગ્રાહી તો નહિં. રૂકમણીકાકી-મેં તો લોકોમાં સાંભળ્યું, મને ફીકર થાય છે. તું રાંકડી છો, તારી પાસે કંઇ છે, એ છોકરી ભોળી છે. બંદોબસ્ત કર્યા વિના મોકલશો નહિ. વગેરે. મોતીભાઇના કાગળમાં સવિતાગૌરીએ લખેલું તે તેણે કહ્યું (જુલાઇમાં) ડાહીગૌરીની ખબર સાંભળી અમે ઘણી દલગીર થયાં. કેવી રીતે ક્યાં રહે છે તે લખજો. એને મળીને પૂછજો.

પુરુષમાં-(૧) રાજારામ વાણીઓ એક વાર આવેલોઃ કવિએ ખોટું કીધું, હું કવિને લખીશ; (૨) સન્યાસી (એકવાર) કાકાને કહ્યું, બાઇ બહુ સારી. સ્વામીનું વચન કોઈ દહાડો ઉથાપ્યું નથી. પણ આ બધું શું થયું ? તું કંઇ ગભરાતી નહિ. મારી બેન જેવી છે. (૩) જદુરામ (૪) ગણપતિશંકરઃ કવિએ સમજુ થઇને તુને આ શું કીધું. માણસોથી કાન ભંભેરાયા એમ લાગે છે, કામકાજ હોય તો કહેજે. (દશબાર દહાડે ફેરો ખાઇ જતા) (૫) નરભેરામ (જેઠ વદ આશાડ સુદમાં):- ઝીણુભાઇ લલિતાશંકરને બોલાવોની, મારે કંઇ કામ છે એમ કહી ઘરમાં આવ્યો ને બેઠો; હું મારે નાહી લુગડા ધોઈ ઘણીવારે ગઇ ત્યારે બોલ્યો કે બેન જરા પાનસોપારી ખવડાવોની - મેં એની પાસે વાટુવો મુક્યો. પછી વાત કાઢી. 'કેમ કંઈ જણાયું ? એક દહાડો મેં ને નવલરામે અહીં આવવાનો વિચાર કીધો પણ નવલરામે કહ્યું કે 'ડા૦નું દલગીરી ભરેલું મોડું જોવું મને ગમતું નથી. કવિ આવશે ત્યારે મળીને હું વાત કરીશ ને બે બોલ કહીશ.' મને નરભેરામે કહ્યું કે તમે ફીકર કરશો માં. એક જણનો દાખલો આપી કહ્યું કે સરેસથી (સરસતી-સરસ્વતી ?સં.) આમ પકડાઇ હતી તોપણ તેને ખરચ મળતો હતો. (એક જ વાર આવ્યો હતો, આગળથી મને પોતાને ઘેર બોલાવવાની તજવીજ કીધેલી. પંડ્યાજીને કહેલું કે મારી કમળા માદી છે તેને જોવાને બાઈ ડા.ને એની કાકી સાથે મોકલજો, એટલે હું, નવલરામ, મધુવચરામ ડા૦નો શો નિશ્ચય છે તે જાણી લેઇ વિચાર કરીશું આગળ કેમ કરવું તેનો.) (મોટી કાકીએ મને કહેલું ચાલ આવવું છે ત્યારે મેં ના કહી કે મારે કોઇને ત્યાં જવું નથી ને એ વાત કરવી નથી. પછી એ આવ્યો હતો.) નરભેરામનું મન આવું કે તમારી પાસે કંઇ છે નહિ માટે ઝાઝી બાથ ભીડવી નહિ. (નથી તેની પંચાત છે બાકી તો કંઈ હરકત નોતી.) (૬) કાળાભાઈ (પહેલો આવ્યો તે જુનની ૧૬મી આષાઢ શુદ ૧-૨ ને પછી આઠે દશે આવતો. સૌ મળીને પાંચસાત વાર આવ્યો હતો.)

પહેલો પ્રસંગઃ-ઘરમાં આવીને પૂછ્યું કેમ ડાહીગૌરી.

ડા૦ ઓહો કાળાભાઈ આજ કંઇ તમે !

કા૦ મેં આજ ખબર સાંભળી કોરટમાં એટલે આવ્યો.

ડા૦હું ખુશ છું કે આપણે લડાઈ છતાં તમે ખબર લેવાને આવ્યા છો.

(નાનીકાકી.) હવે સઘળા કવિને ઘેર બેસતા ઉઠતા સૌ દોસ્તદારો મળીને સમાધાન કરી નાંખો.

કાળાભાઈ બીજા સાથે વાત કરતા હતા તે વેળા મેં કાકાને કહ્યું કે મારે એને લડાઇ છે માટે તમે કંઇ એને મોએ બોલશો માં. મોટાકાકા થોડીવાર તો બોલ્યા નહિ પણ કાળાભાઇએ યુક્તિમાં ★ વાત કરવા માંડી એટલે પછી પંડ્યાજી ઉકળ્યા ને સઘળી વાત જે બની હતી તે કહી દીધી.

(★ અમે સારા લોક કવિને ઘેર જતા આવતા નહિ તેથી આ ત્રણ માણસોની લડાઈમાં આ પ્રસંગ બન્યો. લડાઇનો પ્રસંગ કહ્યો ને કવિના ઘરમાં જ્યારથી એઓ આવ્યાં ત્યારથી અમે જવું બંધ કીધું-અમે અસલથી એ બાબત કવિની સામા જ છૈયે. ડા૦એ પોતાનો કંઇ જ વિચાર ન કીધો કે આગળ કેમ થશે વગેરે.)

કા૦ હું કાલે આવીશ. કેમ રીતે કાગળ લખવો તે કહીશ.

બીજે દહાડે-આ પ્રમાણે લખજો-પોતે મુસદ્દો કાડી આપ્યો. (એ ડા૦ પાસે છે) તેની નકલ :

'તમારી આજ્ઞા પ્રમાણે હું અત્રે આવી છું અને તમારી અત્ર આવવાની ઉમેદભેર રહું છું, પણ મારાં માઠાં ભાએગે તમને કામમાંથી અવકાશ મળતો નથી અને મારી ઉમેદ બર આવતી નથી. આપની મરજી એમ હશે કે મારે હાલ હજુ અહીંઆ જ રહેવું તો મુને આપને જણાવવું જરૂર છે કે હું અત્રે એક વસ્ત્રભેર આવી છું અને ઘરની કુંચી મને આપવાની હતી તે ભુલથી મહેતાજી પાસે રહી ગઈ કે શું ? તેથી જો આપને આવવા વિલંબ વધુ હશે તો હું મારાં બે કપડાં ત્યાંથી અત્રે લેઇ આવું ને આપનું આવવું જલદી થવા સરખું હોય તો હું ચલાવી લઉં. જેવી તમારી આજ્ઞા ને ઇચ્છા.'

મેં કહેલું કે હું એક વસ્ત્રે નથી આવી ત્યારે કહે કે એ વાત કાઢી નાખજો.

(એ કાગળ જે દિવસે લખી મોકલવાનો તે જ દિવસે તમારો કાગળ મને મુંબઇ આવવા સંબંધીનો આવ્યો તેથી લખ્યો નોતો.)

બીજો પ્રસંગ-તમારો કાગળ આવ્યેથી પંડ્યાજીએ કાળાભાઇને તેડાવ્યો. ને એમણે આવી જે પ્રમાણે લખાવ્યું તેમ મેં લખી કાગળ તમને મોકલાવ્યો હતો. પછી દશપંદર દાડે આવી ખબર પુછતો કે કાગળનો જવાબ આવ્યો.

મેં કાળાભાઇને ઓટલે તેડી જઇ કહ્યું કે તમે આ લોકોને ઉસકેરશો મા ને મારે આગળ વાત વધારવી નથી, મારે જેમ બને તેમ વહેલું સમાધાન થાય તેવો રસ્તો પકડવો છે.

એક વાર મેં પુછેલું કે ઘર ઉઘાડીએ તો કોઇ હરક્ત ? ત્યારે કાળાભાઇએ કહેલું કે ના, ઉઘાડો, હું તમારી સાથે આવીશ. પછી વળી બીજી વાર આવેલા ત્યારે કહેલું કે ચુનીલાલ વગેરેનું કહેવું એવું છે કે ડા.એ ઘરનો કબ્જો છોડવો જોઇતો નથી. તેણે ઘર ઉઘાડીને ત્યાં રહેવું જોઇએ. ચુનીલાલ કહે છે કે ઘર સવિતાગૌરીના નામનું કીધેલું છે ને હવે તેને ઘરમાં પેસવા દેતા નથી. ડા૦એ કહ્યું કે એ વાત ખોટી છે ને તે તો મારા ઘરમાં આવતાજતાં હતાં ને તેને કંઇ કવિએ અટકાવી નથી. ત્યારે કાળાભાઇએ કહ્યું, ચુનીલાલ કહે છે કે મેં એનો દસ્તાવેજ જોયો છે. ડા૦ દસ્તાવેજ જોયો હોય તો કોણ જાણે. કાળાભાઇએ કહ્યું, તમે આમ કહો છો ને ચુનીલાલ તો આમ કહે છે.તેણે તો મારી સાથે આમ વાત કીધી છે. વળી એક વાર કાળાભાઇએ કહેલું કે ચુનીલાલ પણ કહેતા હતા કોરટમાં કે ઘડપણે કવિની અક્કલ ગઇ કે શું, આ તે શું કીધું ? અમ સરખા એ બાઇને વિષે એવું નથી માનતા તો તમે પોતીકા થઇને કેમજ માનો.

હું કાળાભાઇને બોલાવતી તે લોકમાં શું થાય છે તે જાણવાને. ઠાકોરદાસ કાએચ કહેતો કે પોતે નઠારા તો તેનું જોઇ બૈરી કરે તેમાં નવાઇ શું ? કીરપારામદાજી - હું તો ભીમાને કાગળ લખીશ. હસુની બાબતમાં પડયો ને આ બાબતમાં કેમ નથી પડતો. જગજીવનદાસ સાંભળી બહુ દલગીર થયા. મેં પૂછયું કે તેઓને કોણે કહ્યું, ત્યારે કહે કે મેં કહ્યું હતું. ઠાકોરભાઇ-કવિસાહેબે ડા.ને કાઢી મૂકયાં છે તે ફરી ન તેડવાં એવી રીતે માટે શું છે તે ખબર કાઢી આવ એમ ફકીરને કહ્યું હતું ને એ સાચો હતો.

કીકાભાઇએ રવિભદ્રને પૂછેલું ત્યારે રવિભદ્રે કહ્યું કે અમણા હું જવાબ નથી આપી શકતો પછી આપીશ, ત્યારે તેણે કહ્યું કે લોકમાં જે સંભળાય છે તે ખરૂં છે એમ તમારા જવાબ ઉપરથી જણાય છે.

ન૦ બીજું કોઇ આવ્યું હતું ?

ડા૦ રવિભદ્ર વખતે વખતે આવતો. કામકાજ પડે તો કહેજો, નાણુંબાણું જોઇએ તો મારી પાસેથી લેજો પણ પીહેરમાં માગશો મા. ઘર બંધ થાતું હતું ત્યારે હું ત્યાં ગયો હતો, ઘરમાં ઢગલા પડયા હતા. મેં કહ્યું આ શું કરો છો ત્યારે એની આંખમાં

ઝળઝળીયા ભરાઇ આવ્યાં હતાં. તે કુંચી પોતે લેઇ જવાના હતા તે હું જાણતી હતી.તમે મને પુછયું પણ નહિ ને એકદમ અહીં આવ્યાં. એના કહેવાથી મેં એને કહ્યું છે કે અગાસીમાંના કુંડા લેજો મેં તો ઘરનો રસ્તો તજ્યો છે. બીજે રસ્તે ઉમેદરામને ઘેર જાઉં છું. રવિભદ્રના કહેવાથી જાણ્યું કે હરદેવરામે પણ કહ્યું છે કે કામકાજ પડે તો કહેજો.

ન૦ બીજું કોઇ ?

ડા૦ પરભુ મેતા તો હંમેશની પેઠે ઠામઠામ બોલે છે ને મને પણ કહ્યું કે એ સાળો મહેતાજી અસલથી જ એવો છે, તમે મોટી ભુલ ખાધી, અહીં આવ્યા જ કેમ ?સગરામમાં છોકરાને લેઇ ગયા હતા તે વારથી હું તેને જાણું છું. મારા ઘરમાં એ બધું સાંભળવા આવ્યા.કાકાએ તેને કહ્યું કે સામું ઘર ગીરો મુક્યું છે. પરભુ-કોને ઘેર? ત્યારે કાકાએ કહ્યું કે ફલાણાને ઘેર. નાગરમાં કેટલાક જણે મારા મામાને પુછેલું કે તમારી ભાણેજનું શું સંભળાય છે. ઘેર કથા, એટલે ઘણા લોક્નું આવવું થતું તેથી હોહો વધારે થઇ.

ન૦ ઘર છોડયું તે દહાડે તું કીકુને મળી હતી?

ડા૦ ના.

ન૦ ઘર છોડયા પછી કેટલી વાર મળી ?

ડા૦ એકોવાર નહિ.

ન૦ કોઇ દહાડો તેને જોયો નથી ?

ડા૦ વાતચિત નથી કીધી પણ બારણેથી જતો આવતો જોવામાં આવ્યો છે. આંખો મળેલી ખરી. દોસ્તદારે જતો હોય ને હું ઓટલે હોઉં તો તેને દેખાડે કે આ કવિની ફૈરી બેઠી છે.

(એકવાર) જો પેલા રવિભદ્ર સાથે વાતો કરે છે.

ન૦ તું આવવાની ખબર તેં તેને કરી હતી ?

ડા૦ ના, ઘર છોડયા પછી મેં વાત કીધી નથી.

ન૦ લખીને કીધી હતી ?

ડા૦ ના.

ન૦ મુંબઇથી કાળાભાઇ પાછા સુરત આવ્યા ત્યારે તને શું કહ્યું?

ડા૦ પ્રથમ તો મને મળ્યા ને કહ્યું કે કવિ તમારે માથે કશું તહોમત મૂકતા નથી, ઉલટો તમારો વાંક કાઢે છે ને તમે ત્યાંથી બીડું ઝડપીને આવ્યા છો, તે પાછો જાઓ ને અહીંથી બીડું લઇ ડા૦ ને મોકલી દો.એના ઘરનાઓ એ જ વાત ચલાવી છે. પછી કાકી આવ્યાં. તેની આગળ કહ્યું કે કવિતો તમારો વાંક કાઢે છે કે વિનાકારણ હોહો કરી મુકી ને ડાહીગૌરી સગળું જાણવા છતાં કાકાકાકી સાથે મળી ગઇ એ તેનો વાંક છે ને તેથી તેના ઉપર બહુ ગુસ્સે છે.

ડા૦ કહ્યું કે તે કારણ હુંને બરાબર સાંભરતું નથી. ઝાંખું સાંભરે છે, એક વખત એવી કંઇ વાત થઇ હતી ખરી પણ આવી રીતે એકદમ કરવાનું કારણ હું સમજી શકતી નથી.

કાકી-હાથે કરીને તે દ્વેષ કરે, ઘણા પ્રસંગ આવ્યા હતા અમારે બોલવાના પણ અમે બોલ્યાં જ નથી. એના માણસો આમ આમ બોલી ગયા.

[માણસોએ કાકી આગળ જે કહેલું તે કાકીએ ડા૦ ને લખાવેલું તે ડા૦ એ આણ્યું છે. તે કાગળ આની સાથે ટાંકેલો છે.][1]

એણે ઇંદુની આગળ વાત કરી હશે ત્યારે જ ઇંદુએ આવા આવા કાગળ લખેલા કેની? અમે રાખી તેથી તો સારૂં થયું કે ઢંકાયું ને નહિ તો રખડી જાત.

[ આ પંચાતથી કાળાભાઇ આપણા ઘરની વાતથી સારી પેઠે જાણીતો થયો એ બહુ ખોટું થયું છે એમ ડા૦ નું કહેવું છે.]

કાળાભાઇએ કહ્યું કે કવિ તો કહે છે કે મારા માણસોએ કદાચ કીધું તો મને ન પૂછતાં બારોબાર આવી વાત કેમ ચલાવી? મારા માણસો તો એને વાસ્તે રડે છે. મારા માણસ એવા થાય તો દેવડી ઉપર ઉભા ન રાખું.

---

૧. આ લખાણ આ નોંધને અંતે પૂર્તિ -૧ તરીકે આપ્યું છે.સં

કદાપી માણસોએ કીધું ને તેઓએ કવિને મોડે વાત કહેલી, નહિતો કવિ શું જાણે? એમાં કવિનો દોષ કહેવાય નહિ અને તમને તે માણસોએ કહ્યું છે કે બીજા કોઇને કહેશો નહિ કે ઉપરથી સાબીત થાય છે કે કવિ પુરેપુરૂં જાણે છે.

કાકી - (કાળાભાઇને ) ત્યારે તમારો શો વિચાર ?

કાળા. મારો વિચાર તો એવો કે એવણે હવે જાવું જોઇએ. કવિની તબીએત સારી નથી ને કવિનો દોષ નથી.

ન૦ મારો છેલ્લો કાગળ આવ્યો ત્યારે શા વિચાર કીધા?

ડા૦ બે કાગળ આવ્યા તેમાં તમારો મેં વાંચ્યો ને ઇંદુનો કાકાએ વાંચ્યો.

કાકી- હવે તારો શો વિચારં છે?

ડા૦ -જાવું.

કાકા- જાવા દો એની ખુશી હોય તો.

પછી આવવાનું નક્કી કરી દીધા પછી મામા સાથે કાળાભાઇને કહેવડાવ્યું.કે આજે નક્કી જવાનું જ માટે મળજો.

કાળા.- મારે ઘેર બધા બેઠાં હતા તેઓને કહ્યું કે ડા૦એ તેડાવ્યો છે. મુંબઇ જવાના છેવટે એમ કહી આવ્યો.

ડા૦ એ સાંભળી મને હસવું આવ્યું, મોટાઇ સાંભળી.

કાળા. -લાલભાઇએ કહ્યું કે કવિએ બાપુજીને કહ્યું કે કાળો તો બેવકૂફ છે. એવી એવી ડા૦ સંબંધી વાત થતી હતી તે ઉપરથી તેડાવવાનો કાગળ આવ્યો હશે.

ડા૦ ના તેમ નથી, મેં કાગળ લખ્યો હતો તેનો જવાબ છે.

કાકી. -મોકલીએ તો ખરાં તમારા સૌના કહેવા પ્રમાણે પણ હવે તમારે ઘરમાં પેઠા પછી બંદોબસ્ત થશે તે પ્રમાણે તમે કરજો. ને ડા૦ જશે એટલે તમે અહીં આવવાના નથી માટે મુંબઇ જઇ આવો ત્યારે ખબર અંતર બધી અમને કહેજો.

(કમળ ને ઝીણુ મને સ્ટેશન ઉપર મુકવા આવ્યા હતા. ગાડીમાં મને હોરી, પારસેણ, કણબેણનો સાથ હતો ને તે પણ મુંબઇ આવનારી હતી.)

ન૦ સાડાત્રણ મહિનામાં કોઈ સગાને ત્યાં જમવા ગયલી?

ડા૦ કોઇને ત્યાં નહિ. મામાએ કહ્યું હતું ખરું, ચાર દહાડા મારે ત્યાં આવી રહેજે.

ન૦ સાથે શું શું લાવી છે ?

ડા૦ ગાંસડી તો નહિ બતાવવામાં આવે.

ન૦ ત્યારે ભાંગ હશે કે કોઇનો કાગળ કે તેની આપેલી જનસ હશે !

છેલ્લી અળગી ક્યારે બેઠી હતી ?

ડા૦ અધિક શ્રાવણ શુદ ૧૧ સાંજે ને બરોબર મહિને રાતે નવ વાગે. (સમાપ્ત)

તા. ૬ઠી

ન૦ 'કાઢી મુકી' એ શબ્દ તારા પીહેરના ઘરમાંથી બહાર પડ્યા. તને મુંબઇ તેડતાં પહેલાં ઘર બંધ કરી સોદાવાળાને કોઇ રીતની અધીર ન થાય તેને વાસ્તે તુંને તારે પીહેર રાખવી થોડા દહાડા ને પછી બોલાવી લેવી એ હેતુથી તુંને પીહેર જઇ રહેવાનું લખ્યું કે જેમ કરવા વિશે મેં આગળ પણ તુંને કહેલું જ. એકાએક કામ કરવામાં આવ્યું તેનાં આવાં આવાં કારણ હતાં. ને મારો તો શક જ છે કે તારા મનમાં પણ કાઢી મુકી એમ આવી ગઇ ને તેથી તેં તારી કાકીનો આગલો વિચાર ફેરવી પોતાને માથેથી કેટલોક અપવાદ કાઢવાને તજવીજ કીધી. પણ હવે તુંને પીહેર મોકલી તે વિષયમાં મારો, તારો, મારા માણસનો, તારાં પીહેરીઆનો વગેરેનો વિચાર, તેથી થયલા થવાના લાભાલાભ, લોક ને તારા સલાહકારનો વિચાર એ બધા વિષે સમયે અવકાશે નકકી કરવામાં આવશે ને હવે એ વિષય બંધ.

ન૦ ત્રણ વર્ષ ઘરમાં સ્વતંત્રપણે રહી, ૩ મહિના પીહેર રહી, હવે આઠેક દાહાડા અહીં રહીજો. નવી વ્યવસ્થા કરવાની છે તેમાં તારે કેવે પ્રકારે યોજાવું છે તે વિશે વિચાર કરી રાખજે અને ભા.શુ. ૪ ગણપતિ ચોથ ઉપર મારે જે કહેવું છે તે સ્પષ્ટ કહીશ. તું તારૂં સ્પષ્ટ કહેજે ને પછી ઘરની વ્યવસ્થા સંબંધી નક્કી થશે.

તા. ૯ મી

ડા૦ (મોહનલાલને) કેમ તમે જાણો છો કેની કે મેં તમારી સાથે શું કેવડાવ્યું હતું કે બાજી બધી ઉલટી થઇ ગઈ છે. માટે આ બાબત જલદીથી નિકાલ થવો જોઈએ.

મો૦ મેં કવિને કહ્યું હતું કે ડા૦ આવવાને તૈયાર છે પણ કાકા કહે છે કે કવિ આવશે તો જ મોકલીશ, માટે તમે જઇને તેડી આવો ?

ન૦ તમે કેમ ન તેડી આવ્યા ?

મો૦ મેં ડા૦ ને કહ્યું હતું કે ચાલો મારી સાથે પણ ડા૦એ ના કહી કે હું આવું પણ મોટા કાકીની સામાં થઇ મારાથી અવાય નહિ. કમળ, નાની કાકી, મોટી કાકી, મોટા કાકા, સૌના વિચાર જાુદા દીઠા કે જે સંબંધી હું કહેવાને સંકોચાઉં છું.

તા. ૬ બુધવારે ડા૦એ પીહેર કાગળ લખ્યો. તેની મતલબ તેણે કહી કે હું પોંચી છું, બૈરાંનો સંગાત ઠેઠ સુધીનો સારો મળ્યો હતો. ઈંદુ સ્ટેશન ઉપર તેડવા આવ્યો હતો ને ઘર આગળ મને પોંચાડી ગયો છે. તમે ફીકર ચિંતા કોઇ રીતે કરશો નહિ. કવિ મારા ઉપર કોઈ રીતે ગુસ્સે નથી. મને ઘટતું માન આપ્યું છે. આ બધી વાત સમજફેરથી બનેલી છે એમ મને પણ લાગે છે. ઈંદુભાઇના કાગળ સાચવીને રાખી મુકજો. કોઇને વંચાવશો નહિ. સૌને બોલાવશો.

ડા૦ એ કહ્યું કે ઈંદુના કાગળ મોટા કાકાને લખેલા ને મને જે બે લખેલા તે તો બહુ જ ગલીચ જેમાં પોતાની, કવિની, મારી આબરૂને ગરીખત (?) લાગે તેવું છે. એક કાગળ તો મેં વાંચીને ફાડી નાખ્યો છે.

ઈંદુના કાગળોની મતલબ-કે હું ઘણી દ્વેશી છું; બબ્બે વાર ભાંગ પીએ છે. તે પહેલાં દારૂ પીતી; ભાંગ, પાનસોપારી સારી પેઠે આપજો. પણ એની સખત ચોકી રાખજો નહિ તો તે ગાડીમાં ચઢી બેસશે; એ તો નીકળી જશે. કીકુ આપણા ઘર આગળ હુલ્લડ મચાવશે જેમ કવિને ઘેર મચાવતો તેમ; કવિના દુશ્મન કીકુને મળી એને ઉસકેરે છે વગેરે.

ન૦ ૧૮૮૧ તા. ૨૩ મી ડિસેમ્બરની રાતે હું સૂરતથી નિકળ્યો ને ૧૮૮૨ ની તા. ૧૬ મીએ તું પીહેર ગઈ એટલે ચાર મહિના અને ૨૩ દહાડામાં ઘર આગળ શા શા બનાવ બન્યા તે કહે.

ડા૦ રામશંકર ને કીકુને લડાઈ થયલી ને વચમાં બે ત્રણ વાર મારે બોલવું પડ્યું હતું. મારે વચમાં પડી સમાધાની કરવી પડી હતી. એ સિવાય બીજું કંઇ નથી. વળી રામશંકર, નરભેરામ, ઉજમ એ માણસોની બેદીલી હતી.

ન૦ લડાઈ કેમ થઈ ?

ડા૦ ફાગણ કે ચૈતર હશે. બરાબર યાદ નથી. પણ એક દહાડે સાંજે પીહેરથી આવી ત્યારે મોલ્લાના લોકે રેવાલાલ વગેરેએ મને કહ્યું કે આજ તો રામશંકર ને કીકુને ગલી આગળ લડાઈ થઇ હતી. રાતે રામશંકરને પૂછ્યું ત્યારે તેણે વિગતે બધું કહ્યું હતું. પછી વળી કેટલાક દહાડા પછી એક દહાડો બપોરે કીકુ પોતાના ઘરની બારીએથી મોટે સાદે બબડતો હતો કે કવિનાં ઘર વેચાઇ જવા હોઇને હું તે ઠેકાણે ઘર બંધાવીશ. પછી મને સૌ પુછવા આવશે. તે વેળા હું બોલી હતી કે ઘર વેચાઇ જશે ને અમે ભુખે મરીશ તોપણ તુને નથી પુછવાની કે મને મદદ કર. તારી હવેલી બંધાશે તેમાં અમારે શું ? એવું એવું ભાષણ મારે થયું બારીમાંથી. પછી જ્યારે તેણે વધારે બોલવા માંડ્યું ત્યારે મેં કહ્યું કે બારીએથી શું બબડે છે. આવ અહીં મોખરે. ત્યારે કહે કે 'હેં આવું, હેં આવું', ત્યારે મેં કહ્યું, 'હા આવ'. પછી તે ગલીને નાકે આવ્યો. મેં થોડાંક વચન કહ્યાં. તેમાં એવું કે તું મારા માણસને ગાળો દે છે ને તેની સાથે લડે છે, ને મારે બારણે હુલ્લડ મચાવે છે. એ તું શું સમજીને કરે છે ? તેણે તારૂં શું બગાડ્યું છે. તકરાર પડે તો મને કહેવું જોઇએ તારે વગેરે. એટલામાં રામશંકર સામાં ઘરમાંથી આવ્યા કે પછી બહારથી આવી પહોંચ્યા. રામશંકરને હાથ પકડી કીકુએ એવું કહ્યું તારી માને તારી બાને અથવા જે ગણતો હોય તેને પુછી જો. મેં તુને ગાળ દીધી છે ? તું ખોટું ખોટું ડા૦ ને સમજાવીને તેને મારી સાથે લડાવે છે ? તેં તે દહાડે મને ગાળ દીધી હતી કે નહિ, કહે સાળા ! રામશંકર બચારાએ હા હા કહ્યાં કીધી ને આટલું બોલ્યા કે હવે તારે કરવું છે શું ? કીકુએ મારવાને બૂટ કાઢ્યું ને ચોડતો જ હતો. મોલ્લાના લોક મળેલા હતા. સોનીઓ, કીકુના ભાઇઓ હતા. એમ બહુ લડાઈ થઈ. કીકુએ કહ્યું-હું કવિની કે કવિની રાંડોની દરકાર રાખતો નથી. (એ વેળા સ૦ ઘરમાંથી સાંભળતાં હતાં.) એ બધી વાર હું ઘરમાંથી બેઠી હતી તે બારીએ આવી કહ્યું કે શરમ છે કે કવિની દરકાર નથી રાખતો ને ખવાસીઓ નથી રાખતો. ને તેં તારી જાત દેખાડી. આટલે લગી બોલે છે વગેરે વગેરે. પછી કીકુએ પૂછ્યું તમારી એવી જ મરજી છે કે મારે ખાસડાં ખાયાં કરવાં ને કંઇ જ બોલવું નહિ. એમ જ મરજી છે ? મેં કહ્યું કે તારી જાતને જે ઘટતું હોય તે કર. હું તો તારા લક્ષણ જોયાં કરૂં છું. હું તો તને કંઈ કહેતી નથી, પછી કીકુ ગયો બબડીને કે હું તમે કહો છો માટે જાઉં છું.

વળી માણેકઠારી પૂનમે કીકુએ પોતાના ઘરમાંથી મોટે સાદે પીછોડીમાં પથ્થર માર્યો હતો. ને તે બાબતમાં મેં જારે પૂછેલી ત્યારે કહ્યું કે મેં ઇચ્છુભટના ઘરના તથા મહાનંદ એ બેના સંબંધમાં મારૂં બોલવું હતું.

રામશંકરે મને કહેલું કે મેં પુરાવો એકઠો કીધો છે ને હું ફરી બાર પાડનાર છું પણ હરકત માત્ર એટલી જ છે કે વખતે તમારે ત્યાં આવવું પડે. મેં કહ્યું કે મારો ધણી શહેરમાં નથી ને એવા કામમાં મારે વચમાં આવવું પડે એ મને સારૂં લાગતું નથી માટે મારી મરજી નથી. કવિને પુછાવો.

પછી રામશંકરે શું કીધું તે હું જાણતી નથી. એ કામ મેં વચમાં પડીને માડી વળાવ્યું ને કવિ જેમ સલાહ આપે તેમ કરો.

ન૦ હવે રામશંકરને બેદીલી શી (૧) ઘરસંબંધી (૨) તારા સંબંધી ને (૩) પોતાના સંબંધી ને (૪) મારા સંબંધી ?

ડા૦ (૧) 'મને તમારે જે કંઇ કામ સોંપવું તે ચિઠ્ઠીથી' એવી એવી તરહેનું; કહેલું કામ તો કરતા; સાચી તમારી, ઘરની દાઝ તો ખરી.

(૨) એવું ધારવામાં આવે છે કે તેને મારી રીતભાત પસંદ નહિ આવી હોય.

(૩) તમારા સંબંધી તો કંઇ નહિ.

ન૦ નરભેરામ સંબંધી ?

ડા૦ આગળ લખાવેલું જ છે.

ન૦ ઉજમ સંબંધી ?

ડા૦ સ૦ને ઉજમને કંઇ વાત થયેલી, મારે ને ઉજમને કંઈ વાત ન થયલી. પછી તે કંઈ ખુલ્લી પડેલી તે ઉપરથી ઉજમની બેદિલી, એક વાત નરભેરામ સંબંધી ઉજમે મને કહેલી તે કંઇ મારાથી નરભેરામને કેવાઇ ગઇલી ને તેથી ઉજમની બેદિલી.

★આજે તા. ૯ મી સપટેમ્બર, મદ્રાસ[૨] ૧૧-૫.

કહી દીધું કે ડાહીગવરીને કે તે પોતાની મેળે વિચાર કર્યા કરે. કાલના તારા બોલવાથી જણાયું કે મુંબઈમાં ગોઠતું નથી ને ગોઠે તેમ નથી, ને બીજાં પણ કારણ છે તો તારે ત્રણ વાતના વિચાર કરી મુકવા–

૧. સ્વતંત્ર રહેવું, આપણાં ઘરમાં નહીં. જુદાં ભાડાંના ઘરમાં કોટડીઓ રાખીને મુંબઈ, સુરત કે ઇછામાં આવે ત્યાં, ને હાલમાં મારી સ્થિતિ સારી થાય ત્યાં સુધી હું મહિને ૫ કે ૭ રૂપીઆ મોકલ્યાં કરીશ. પછી વધારે.

૨. કોઇના આશ્રયમાં જઈ રહેવું ને રૂ. ૫ કે ૭ મહીને મોકલ્યાં કરીશ.

૩. મારાં ખુંધા ખમવાં ને દુઃખ પામતાં પણ મારી જ સાથે રહેવું.

તા.૧૦મી

ડા૦ હંમેશને માટે પુછો છે કે મુદતને વાસ્તે ?

ન૦ હંમેશને માટે, મુદત નહિ.

ડા૦ આટલાં વર્ષ આમ, આટલાં વર્ષ આમ, એવી રીતે મુદતસર હું રહેવાને ઇછું છું.

ન૦ વારૂ, બોલ તો ખરી.

ડા૦ હજી મેં પાકો વિચાર કીધો નથી.

તા.૧૩મી સપટેમ્બર ભાદરવા સુદ ૧ બુધ.

ન૦ - ત્યારે કેમ ?

ડા૦ એકેક વર્ષની મુદત માગું છું.

---

★ આ ફૂદડીથી હવે પછીની ફૂદડી સુધીનો ભાગ 'ઉત્તર નર્મદચરિત્રમાં' 'મુંબઈ છોડતાં પહેલાં અને પુનર્લગ્ન કર્યાં પહેલાંની સ્થિતિ' શીર્ષકથી, પૃ. ૬૭-૭૧ પર પ્રગટ થયો હતો. તે પહેલાં તે 'નર્મદ જન્મશતાબ્દી' પ્રસંગે' 'વીસમી સદી'ના ૨૭-૮-૩૩ ના અંકમાં પ્રગટ થયો હતો. સં.

૨. 'મદ્રાસ' શબ્દ સ્થળવાચક નથી, સમયવાચક છે. આ સમયે ' ઇન્ડિયન સ્ટાન્ડર્ડ ટાઇમ' શરૂ થયો ન હતો. કલકત્તા ટાઇમ, મદ્રાસ ટાઇમ એમ સમય હતા. સં.

ન૦ એમ હું ઇચ્છતો નથી, કેમકે વારેવારે વ્યવસ્થા કરવી એ ઠીક નહીં.
ને તારાથી ફરીને એક પણ સ્થિતિમાં વર્તાય નહિ.

ડા૦ જો એક સ્થિતિ અનકૂળ નહિ આવે ત્યારે બીજી બદલવાની ઇચ્છા થશે ને જે લીધી તે અનુકૂળ આવી, તો બીજીનું શું કામ છે?

ન૦ ત્યારે પહેલી કેઇ લેવી છે ?

ડા૦ ખુંધાં ખમવાની.

ન૦ એ તુને ભારે પડશે. હું ઇચ્છું છું કે પ્રથમ બીજી કોઇ લે ને છેલ્લી તે લેજે.

ડા૦ બીજી કોઇ લેવાને હાલ મને અનુકૂળતા નથી.

ન૦ વારૂ, ઘર ઉઘાડી ત્યાં સ્વતંત્ર રહેવાને કહું તો ?

ડા૦ મારે ઘર સાથે કંઈ સંબંધ નથી. જ્યાં સગવડ હોય ત્યાં રહેવું.

ન૦ ત્યારે હવે એવી તજવીજ કરી આપું કે તારે માટે કોઈ ઘર ભાડે રાખું ને તું એક્લી રહે તો કેમ ?

ડા૦ છેક એક્લાં તો કેમ રહી શકાય ?

ન૦ સારો પડોસ આપું.

ડા૦ હાલ મેં જે ઉપલી ક્લમ કબૂલ કીધેલી છે, એટલે એ બીજા સવાલોની જરૂર નથી.

ન૦ ઠીક, આવી ઠેકાણે.

ડા૦ ના, આટલા માટે કે એક વાતનો પાકો અનુભવ કરી લેઈ પછી તેમાં ના પાલવ્યું ને બીજું લેઈએ તો તો પશ્ચાત્તાપનું કારણ ન રહે.

ન૦ બહુ સારૂં.

ડા૦ હું મારા મન સાથે કોઇ રીતનો વેરાગ રાખવા ઇચ્છું, તો તેના ઉપર મારી સત્તા ખરી કે નહીં ?

ન૦- વેરાગનો પ્રકાર જાણી લીધે કહેવાય, ને જ્યારે ખુંધાં ખમવાની કબૂલાત છે તો તારે કોઈ પણ વાતે તારી પોતાની સત્તા રાખવાની ઇચ્છા કરવી એ વળી શું ?

ડા૦ મારાં મન થકી હું કોઈ પણ પ્રકારના નિયમથી રહેવા માગું તો હું નથી ધારતી કે તેમાં તમને અડચણ જેવું હોય.

ન૦ તું જે નિયમ પાળવાને ઇચ્છે તે કહી જણાવવાને તુંને રજા છે, પણ અમલમાં આણવાને તો મારી પ્રસન્નતા ને આજ્ઞા હોય તો જ તારાથી તે નિયમ પળાય. તું કહીશ ખરી કે ફલાણું વ્રત કરૂં, પણ હું રાજી હોઉં ને આજ્ઞા આપું તો જ તારે વ્રત પાળવું, બાકી નહિ. હજી તારે ખુંધાં ખમવાનું નાકબૂલ કરવું હોય તો સુખે તેમ કર. મારી ઇચ્છા તો એવી ખરી કે બીજા અનુભવ કરીને છેલ્લે ખુંધાં ખમવાં પર આવવું. હજી વિચાર કર, પહેલી કેઈ સ્થિતિનો ભોગ કરવો તે. ખુંધાં ખમવાની કે સ્વતંત્ર રહેવાની ? બીજે વર્ષે સ્વતંત્રતા લેઈ પછી પાછી ખુંધાં ખમવા પર આવે તે તો હું ન જ અંગીકાર કરૂં, કેમકે ત્યારે તું અતિનષ્ટ હોય.

ડા૦ સ્વતંત્ર રહીને પણ શું હું તમને દુષણ લગાડવાની છું ? ને દુષણ લાગે તેવું તમે ન જુઓ તો ફરી રાખવામાં શો વાંધો ?

ન૦ એ વાતમાં હવે તો હું ઉદાર નહીં થાઉં. પહેલી કેઈ સ્થિતિ તે કહી દે.

ડા૦ થવાનું હશે તેમ થશે, પણ મેં તો જે પહેલું કબૂલ કીધું છે તે જ કબૂલ છે.

તા. ૧૪ મી

ડા૦ ઘણા વિચાર કીધાથી મારે માટે જોખમ રહે છે. આ તો ઇશ્ટને સોંપું છું કે તે જેવી બુદ્ધિ સુઝાડે તે ખરી. મેં જાણ્યું છે કે ભાગ્ય જ કઠિણ છે, પણ ઇશ્ટનું સ્મરણ તેને સરલ કરે છે.

ન૦ તારો ઇશ્ટ કોણ છે?

ડા૦ માનીએ તો બધા દેવને ને આપણા બ્રાહ્મણને તો શિવ નેષ્ણાતા બે જ તો.

ન૦ નાભિથી કેનું સ્મરણ કરવે પ્રીતિ ઉઠે છે ?

ડા૦ સંકટમાં તો માતા ને મહાદેવ, બૈરાને જોઈએ તો મા, પણ મને તો બાપ ઉપર વિશેષ દોડ ખરી.

[મોટી કાકી કહે છે કે મને વર્ષ દહાડો લગી કાઢી મુકી હતી. નાની કાકી કહે મને કાઢી મુકી હતી. મારી માને મારા બાપે કાઢી મૂકી હતી. માટે મોટી કાકીએ કહ્યું તું ગભરાઇશ મા. આપણે બૈરાંને તો એમ જ હોય.]

ન૦ તમે કીઆં વ્રત કરો છો ?

ડા૦ પક્ષપ્રદોષ ને શિવરાત્રિ અને શ્રાવણમાં સોમવાર.

ન૦ તારૂં નિત્ય કર્મ શું ?

ડા૦ શિવ કવચનો પાઠ એક નિષ્કામ, ને એક સકામ-ભયાદિ ટાળવાને અવશ્યે રક્ષણાર્થે, કોઈ પ્રાપ્તિની અર્થે નહિ, એ બીજો પાઠ ત્રણેક વર્ષ થયા કરૂં છું.

ન૦ તે પ્રસંગ ક્યિો ?

ડા૦ મનસી છે, હું કહેવાને લાજું છું. નહીં કહું. અને 'યા માતા મધુકૈટભ' એ શ્લોકથી શક્તિને નમન કરૂં છું નિત્યે અને એક વાર સરસ્વતીની પાઠ બૃહસ્પતિનો કરેલો.

ન૦ આચારાદિક પાળવા વિષે કેમ ? અળગાં સંબંધી કેમ ?

ડા૦ ધર્મનો બાધ નથી સમજતી, વૈદકશાસ્ત્ર પ્રમાણે કૃશ થવાને અને વ્યવહારમાં મલિનતા અને ફૂવડતા ન વધે, તેનો અટકાવ કરવાને એ પાળવું. દૂર રહેવું, પણ વખતે અડકાય તો તેની ચિંતા પણ ન કરવી.

ન૦ દેવપૂજન ને શ્રાદ્ધાદિક એમાં કંઈ પુણ્ય કર્મ સમજે છે ?

ડા૦ એ વિષયમાં મારો હજી બરોબર નિશ્ચય નથી, માટે કહી શકતી નથી; તો પણ દેવપૂજન ને શ્રાદ્ધાદિક કરવાથી દોષ છે એમ હું સમજતી નથી.

ન૦ અમારા સંબંધમાં તમારૂં શું કર્તવ્ય છે તે કહો.

ડા૦ તમારી ઈચ્છા પ્રમાણે મારે ચાલવું એ મારી ફરજ છે. તમારી આજ્ઞા પ્રમાણે ચાલવું એ મારી ફરજ છે. કેટલીક રીતની ઘટતી છૂટ આપવી એ તમારી ફરજ છે.

ન૦ મારી ફરજ વિષે તુને મેં પુછ્યું નહોતું. તે મારે સમજવાનું છે, પણ તમારા હૃદયમાંથી નિકળ્યું છે તો હું પુંછું છું કે, હું મારી ફરજ ભુલું તો તું તારી ફરજ અદા કરવામાં ગાફેલ થાય કે કેમ ?

ડા૦ કદી તમે તમારી ફરજ ભુલો તો પણ મારી તો ફરજ છે કે તમારી અનુકૂળતા પ્રમાણે બની શકે તેટલું ચાલવું.

ન૦ બની શકે એટલે શું ?

ડા૦ મારો ધર્મ તો આ જ કે તમારી આજ્ઞા પ્રમાણે ચાલવું, પણ વેળાએ પ્રકૃતિવશાત્ મારી ફરજમાં ભૂલ થાય ત્યારે લાચાર ને એને માટે દલગીર થવાનું.

ન૦ અર્થ, સ્નેહ ને ધર્મ એ ત્રણમાં તારી લાગણી કેઈ તરફ વિશેષ ?

ડા૦ અર્થ તો ગૌણ જ. સ્નેહની નીતિ કે મારો કે ઉગારો, અને ધર્મમાં તો પ્રવડો કે ન પ્રવડો પણ ધર્મ જ, માટે એ બંને સરખાં છે, તો પણ કેટલીક છૂટ સ્નેહમાં વિશેષ છે.

ન૦ ધર્મ વિનાના સ્નેહમાં છૂટ હોય. પણ સ્નેહનો ધર્મ કે મારો કે ઉગારો, એમ સમજી વર્તવું અને પ્રવડે ન પ્રવડે વર્તવું, એ બેમાં છૂટ સંબંધી શું આવ્યું ?

ડા૦ શુદ્ધ ધર્મમાં આધીનતા છે ને સ્નેહના ધર્મમાં પણ આધીનતા છે એ ખરૂં; પણ સ્નેહ વિષયમાં મનનું કારણ છે ને ધર્મ વિષયમાં બંધન કારણ છે.

ડા૦ શુદ્ધ ધર્મમાં મનને મારવાનું છે. પછી અર્થ, સ્નેહ કે શુદ્ધ ધર્મ વિષયમાં. સ્નેહના મારો ઉગારો એ ધર્મબુદ્ધિનું મૂળ કારણ ઉત્તમ સ્નેહબુદ્ધિ છે અને પ્રવડો ન પ્રવડો એ ધર્મબુદ્ધિનું મૂળ કારણ કર્તવ્યબુદ્ધિ ઉપર જ પ્રેમબુદ્ધિ એ છે. સ્વભાવે સ્નેહબુદ્ધિ ને સ્વભાવે ધર્મબુદ્ધિ જુદીજુદી, પણ મારો ઉગારો એ ધર્મબુદ્ધિ સ્નેહે થયા પછી, કે પ્રવડે ન પ્રવડે એ ધર્મબુદ્ધિ મૂળ સ્વભાવે કે બીજે કોઈ કારણે થયા પછી જે કાર્યરૂપ ધર્મબુદ્ધિ તેમાં ફેર નથી.

ડા૦ 'આપની હાર, તું પુત્ર વસુદેવના, યદ્યપિ તુજને લાજ થોડી' એ નરસહીં મહેતાએ કહ્યું છે તેમ સ્નેહની નીતિએ કહી શકાય.ધર્મની નીતિએ નહિ.

ન૦ નરસહીંએ સ્નેહભાવે છૂટ લેઈ કહ્યું અને એણે એમ ન કહ્યું હોય ને ધર્મભાવે જ કહ્યું હોય કે તારી ઇચ્છામાં આવે તેમ કર હું અધીન છું, તો બેમાં ઉત્તમ કીયું ?

ડા૦ હું તો એમ સમજું છું કે સ્નેહની નીતિમાં સમાનતાનો ભાવ કાંઇક ખરો ને ધર્મમાં તેમ નહિ. ઉત્તમ મધ્યમ તો જેણે જેમ માન્યું તે.

ન૦ નરસહીંની એ કહેવાની શૈલી સ્નેહબુદ્ધિની છૂટવાળી, પણ એ બુદ્ધિનો ધર્મ તો આ કે, આપ કે ન આપ, હું તો તારા જ ઉપર બેઠી છું, લાજ જશે તો તારી, મારી નહિ. એને અર્પણબુદ્ધિ તે ધર્મ છે એમાં અને શુદ્ધ ધર્મે અર્પણબુદ્ધિ તેમાં તો કંઇ જ ફેર નથી.

ડા૦ સ્નેહની નીતિમાં હઠ પણ હોય.

ન૦ હઠ પણ હોય તે અધીનતામાં હોય કે આટલું તમારે કરવું જ જોઈએ. એમ પણ હોય, ને કરો વા ન કરો જેમ આપની ઇચ્છા, એમ પણ હોય. ત્રાગું કરવું ને દીનતા દાખવવી એ બેમાં ઉત્તમ શું ?

ડા૦ સ્નેહ ત્યાં છૂટ છે, એમ હું સમજું છું.

ન૦ પણ ત્યારે સ્નેહ ઉત્તમ કીયો ? એક જણ મિત્રની પાસેથી પોતાનું ધાર્યું ન થયે કે તેના દોષ જોઈ તેને છોડે, એક જણ મિત્રથી દુ:ખી થાય પણ તેને ન છોડે, એવા સ્નેહના પ્રસંગમાં ઉત્તમ કીઓ ?

ડા૦ ઉત્તમ નીતિ તો આ કે મનમાં સમજવું પણ છોડવો નહીં એ જ ઉત્તમ.

ન૦ જે પોતાનો અર્થ ન જાળવતાં બીજાનું સારૂં કરે, જે પોતાનો અર્થ રાખી બીજાનું સારૂં કરે અને પોતાનો જ અર્થ જાળવે એમાં ઉત્તમ મધ્યમ કનિષ્ઠ શું ?

ડા૦ અનુકુળ પ્રમાણે ઉત્તમ મધ્યમ કનિષ્ઠ, જો કે વ્યવહારનીતિ મધ્યમ ને ઉત્તમ માટે છે.

ન૦ એક જણ શુદ્ધ ધર્મભાવે ત્યાગ કરે ને બીજો પ્રાણે પણ ધર્મબુદ્ધિ છે એમ ત્યાગ કરે, તેમાં ઉત્તમ શું ?

ડા૦ શુદ્ધભાવે તે જ ઉત્તમ છે.

ન૦ અર્થ, સ્નેહ, કે ધર્મ એ ત્રણેમાં એક જ સામાન્ય નીતિ આવે છે કે, જે વિશેષ પોતાના ભોગ આપે તે ઉત્તમ, એ તમે માનો છો કે નહીં ?

ડા૦ હા, એમ જ.★

ન૦ તારી વિલાસબુદ્ધિયે તારી ધર્મબુદ્ધિને ડાબી નાખી તુને તારા કર્તવ્યમાં ભુલાવી છે કે નહિ ?

ડા૦ છેક મારી વિલાસબુદ્ધિએ મને નથી ભાવ. તેમાં પણ દયા ને ધર્મબુદ્ધિનો રાહ તો; હા કેટલીક રીતે ભ્રષ્ટ છું. તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કીધું છે.

ન૦ મારી આજ્ઞા ઓળંગી એ તું તારા ધર્મમાં ચુકી તો તેં એ ખોટું કીધું. સ્નેહની સમાન નીતિયે કે તારા ધર્મ પ્રમાણે જોતાં પાપ કીધું ?

ડા૦ સ્નેહની સમાન નીતિયે મેં તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કીધું છે. તમારૂં નુકસાન થાય એ બુદ્ધિએ કીધું હોય તો પાપ કહેવાય. તેમ કંઇ મેં કીધું નથી, મારે તમને પત જ ન કરવા એ બુદ્ધિ નહોતી. તમે હાડ નહિ જ જાઓ એમ સમજીને કીધું છે.

ન૦ 'મને નુકશાન' એ વાત છોડી દઈ આજ્ઞાનું ઉલ્લંઘન કીધું એમાં વસ્તુતઃ પાપ છે એમ તો તું સમજતી નથી જ ત્યારે.

ડા૦ કપટ ખેલતના જેવું નહિ ત્યાં પાપ નહિ, મેં કંઈ છુપાવ્યું નથી એટલે પાપ નથી.

ન૦ આજ્ઞા ઓળંગતા પહેલાં તેમ કરવાને મને જણાવ્યું નોતું એ પાપ ખરૂ કે નહિ ? તેં તારી મેળે મને કહ્યું નથી કે આજ્ઞા ઓળંગી એ પાપ ખરૂં કે નહિ ? મારા પુછવાથી તેં લાચાર થઈ જણાવ્યું એ પાપ ખરૂં કે નહિ ?

---

★ આગળની હૃદરીથી અહીં સુધીનો ભાગ 'વીસમી સદી' અને 'ઉત્તર નર્મદ ચરિત્ર'માં પ્રગટ થયો હતો.

ડા૦ પહેલા પ્રશ્નનો જવાબ કે તમે તે સમે હાજર નોતા; બીજા પ્રશ્નનો જવાબ કે પ્રસંગ વના શી રીતે કહું; ત્રીજાનો જવાબ કે તમારૂં ભય હતું માટે.

ન૦ સમાનતાની નીતિએ આજ્ઞા ઓળંગી અને પછી વળી ભય શેનું ? સ્નેહની સમાનતામાં ભય શો થાય ? અને ભય હતું તો તેમાં સત્ય ને શુદ્ધતાને ભય શા માટે ? માટે જ મલીનતા.

ડા૦ તમે છોડેલી વસ્તુ મેં રાખેલી તેથી તમને ક્રોધ થાય એનું ભય.

ન૦ પતિના સંબંધમાં સ્ત્રીએ સમાનતાનો ધર્મ રાખવો કે તેની આધીનતાનો?

ડા૦ પસંદ તો સમાનતા પણ ધર્મની રીતે જોતાં અધીનતાની નીતિને જ કબૂલ કરૂં છું.

ન૦ એ રીતે તેં પાપ કીધું કે નહિ.

ડા૦ હા.

(રાતે)

ન૦ પહેલી સ્વતંત્ર સ્થિતિ રાખવી એમ મારૂં મત છે.

ડા૦ જેમ રાખો તેમ રહેવા સંમત છું.

ન૦ મુદતને માટે કેમ?

ડા૦ જેમ અનુકૂળ પડે તેમ કરવું. ત્રણે સ્થિતિમાં લાભહાનિ સમાન છે.

ન૦ તો સાંભળ.

એક વર્ષને માટે નહિ પણ જીવતાં લગીને માટે મારા સંબંધમાં ને મારી આજ્ઞામાં જ રહેવાની પ્રતિજ્ઞા કરે, મારી આજ્ઞાને ઓળંગવી એને મહાપાતક સમજે, મારા ગૃહરાજનું ગુહ્ય જીવ જતે બીજાને ન કહેવાની પ્રતિજ્ઞા કરે, ધણીધણીયાણીના સંબંધમાં સમાનતાની બુદ્ધિને સમુળી કાઢવાને પ્રતિજ્ઞા કરે, વિલાસવૃત્તિને જેમ ડબાય તેમ ડાબી નાખવાની પ્રતિજ્ઞા કરે, મારા ને મારા ઘરના શત્રુઓને તું પોતાના સમજે, જેનો મને ધિક્કાર તેનો તું પણ કરે તો જ તો જ હું મારા ઘરને માટે તુંને તેમાં ગણી તારે માટે નવી વ્યવસ્થા કરૂં ને તે સારી થાય તેને માટે અને અહીં તહીંના તારા કલ્યાણ અર્થે જે પ્રકારે મારે તારી પાસે કામ કરાવવું છે તે કરાવું, ને પછી ઘર ડુબેલું છે તેને તારી પ્રકાશતું કરવાને આપણે સૌ ઉત્સાહે ઉદ્યમ કરીએ.

તા. ૧૭ મી રવિવાર

ડા૦ ત્રણેમાં બંધન છે માટે હું નકકી કરી શકતી નથી.

ન૦ બંધન તો સંસારમાં સર્વત્ર છે, હું પણ અમણા બહુ બહુ રીતે નાગપાશના બંધનમાં છું. જેનું મોત જોઉ તેવાની પણ સેવા કરવી પડે છે; માટે એક વાતનો નિશ્ચય તો તારે કહીજ દેવો જોઈએ. મારાં જેવાં કઠિણ બંધન તારાં નથી જ. તારાં મનમાં શું છે તે હું જાણું છું.

ડા૦ તમે તો સેવાને સમરથ છો; મારૂં ગજું નથી.

ન૦ જેને તું તારૂં મોટેરૂં માને તેનું માન કે તેવાની સલાહ લે.

ડા૦ તમારા વિના મારે કોઇ બીજું નથી.

ન૦ ત્યારે તારે મારૂં માનવું જોઈએ, હવે કંઈ તારે બોલવું છે ?

ડા૦ ના.

ન૦ તારે તું મારાં લખેલાનો જવાબ તારે હાથે આવો લખી આપ.

ડા૦ તમે તો મારા હાથ મચકાટ લો છો માટે હું લખીને તો નહિ આપું.

ન૦ તેં મારી આજ્ઞા તોડી.

ડા૦ ક્ષમા કરવાને આપ યોગ્ય છો.

ન૦ ત્યારે લખી આપ જે ઇચ્છામાં આવે તે. જેટલો વખત જાશે તેમાં તારો ને મારો લાભ થતો અટકશે.

ડા૦ લખી આપે વધારે શું છે ? આપ સવાલ કરવાને મુખત્યાર છો. મારાથી સહન થાશે ત્યાં સુધી કરીશ.

ન૦ ને નહિ સહન થાય તો ?

ડા૦ પછી તો પ્રભુ જેમ પ્રેરણા કરશે તેમ.

'તેં મને લખી આપ્યું નહિ એ ઠીક ન કીધું તેમ હું તે વાતનો આગ્રહ પણ નથી કરતો. તું મારા ખુંદા ખમવાને હમેંશને માટે કબૂલ કરે છે પણ વળી ભયથી પણ વળી શુદ્ધભાવે તારાથી લખાવવું'....[૩]

(એક પ્રસંગે એવું પણ ભાષણ કે ભાઠેલી ગંગાએ તમને સમજાવેલા ને તેને ને મારે દુશ્મનાઈ છે, તેથી તમે આમ કરો છો ને તેણે જ કાગળ લખાવ્યા હશે. મારા તે દુશ્મનોને હસાવ્યા. મેતાજીએ તુલજાગવરીને કહ્યું કે બારણું વાસજો. એ જણાવે છે કે———ન.)

તા૦ ૧૭ મી એ ડા. ને મુંબઈ આવ્યાને ચૌદ દહાડા પુરા થયા.

તા૦-૧૮ સોમ, મદ્રાસ ૮ વાગે.

ન૦-જે કંઇ સાથે લાવ્યાં હો તે દેખાડી દો. એટલે જાણું કે હવે તારો કોઇ વાતે મારાથી પડદો નથી.

ડા૦એ પ્રથમ કહ્યું કે સાંજે દેખાડીશ. મેં કહ્યું-પંદર દહાડા હું બોલ્યો નહિ. મેં કહ્યું-બેલીફ પાસે કાચી ટાંચ જેવું કરી હું મંગાવીશ.
હજી સમજ. ઘરનાની પાસે મગાવીશ નહિ તો પડોશી પાસે ગાંસડી છોડાવીશ, પણ તું તારી મેળે સમજીને સ્વાધીન કરી દે-તારે કહે કે સાડે આઠ વાગે બતાવીશ, પછી વળી કહે કે તમારે ઝાડેબડે જવું છે. ? મેં કહ્યું એમ કર્યા કરી વાતમાં ન પડ-તારો પુછવાનો હેતુ કે હું જાઉં તો ગાંસડીમાંથી કંઇ સંતાડવા જેવું હોય તે તું સંતાડે.

સુ૦એ પૂછ્યું મને ડા૦ આજ સોમવાર કરશે-મેં કહ્યું ના.
તેણે હવે લાચારીથી ગાંસડી તથા પેટી આપી ને એક કોથળી ને એક પ્યાલી, વાડકી, સુંડી.

૧. કોથળીમાં સોપારીના બેત્રણ ટુકડા, જાયફળ અરધું, કાથાના કકડા ત્રણ, થોડાંક લવેંગ ને ચીનીકબાલા, બે ત્રણ નાના કકડા તજ (કોથળી પાછી આપી દીધી છે.)

૧ પ્યાલી તેમાં કાગળમાં દાંતનું ઓસડ તેના કહેવા પ્રમાણે છે-એ ઓસડ મેહેતાજીનું બનાવેલું કોગળા કરવાનું છે. ત્રણ વર્ષ થયાં વાપરે છે.

૧ પેટી લોઢાની ખાનાવાળી.

૧ પાકેટમાં.

૧ ચીનાઇ લોઢાંની પેટી તંબાકુ ભરેલી (મુંબઇમાં મગાવેલો બે આનેનો તેની) એ પેટી પાછી આપી દીધી છે.

૧ પોટલું - બહુ મઝેના સોપારીના ચાલીસેક ફાડચાંની ને સુરતી તંબાકુનું પડીકું એક. એ બે વનાં પાછા આપી દીધાં છે.

૧ બીજી કોથળી વગેર સેકેલી સોપારીના થોડાક ફાડચાંની. આપી દીધી છે.

૧ પોટલું ભાંગનું (ઉપર આતમારામને પહોંચે એવું લખેલું) આસરે શેર ૧ સુરતી. તરત ખાવામાં લેવાય તેવી.

૧. એક ચીનાઇ લોઢાંનો દાબડો ભાંગની મેળવણીવાળાં ચકતાંના કકડાનો (મેળવણીમાં ખાંડની ચાસણીમાં નાખેલી ભાંગ મસાલા સાથેની) આસરે શેર ૦।। સુરતી

૧. એ જ વસ્તુ પાંતરામાં ઘાલી ટોપલીમાં રાખેલી આસરે શેર૦।= સુરતી.

૧. કાથાનું એક પડીકું.

હવે પેટીમાં

૧. કમરખીના વાટુવામાં ૧ પાવલી, ૧ બેઆની ને છ પઈ

૧. એક ખાનામાં કાગળો બેત્રણ મારા મોકલેલા ને બેત્રણ ડા૦એ અહીં મોકલવાને કરેલા ખરડાના અને એક ઓસડની યાદી. ગરમી ફુટી નિકળેલી તે વારે કોઇની લખાવેલી.

૧. એક ખાનામાં કાગળીઆ

---

૩. આ અને આ પછીની દરેક લીટીની નોંધ છેકવામાં આવી છે. તેમાંથી આ લખાણ ઉકેલી શકાયું છે. બાકીનું ઉકેલી ન શકાય તે રીતે છેકાયું છે. મૂળમાં કૌંસમાં છે તે પ્રમાણે નોંધ છે. સં.

૧. મથુરાદાસને ત્યાંથી લીધેલી સાડી બે નં. રૂપીઆ ૩।। ના.

૨. તા ૮ મી આગસ્ટનો સ૦ એ ડા૦ ને લખેલો કાગળ તથા તેની નકલ ડા૦એ કરેલી તે. (અસલ કાગળ ડા૦એ વહેલો વહેલો ઉપાડી લેઈ પોતાની પાસે રાખ્યો છે-ને તે મેં પાછો લેઈ અસલ ને નકલ બરોબર મેળવી જોઈ અસલ ડા૦ને પાછો સોંપી દીધો છે.)

૧ ખોટા મોતીની બંગડીની જોડ ૧

૧. સુનાનો તાર વાલ ત્રણેકનો

ભાંગનું પોટલું, પાકના બે દાબડા, દાંતના ઓસડનું પડીકું, સ૦ના કાગળની નકલ એટલાં વાનાં સુભદ્રાના હવાલામાં રાખવા આપ્યાં છે. ટોપલીના પાકમાંથી થોડોક, પાંચેક કકડા, એક નવા દાબડામાં ડા૦ને વાપરવા આપ્યો છે. ને બાકીનો ગટરમાં નખાવી દીધો. એ વેળા ડા૦એ કલ્પાંત કીધું ને તે ઉપરથી વાપરવા આપેલા દાબડો મેં પણ પાછો લેઈ લીધો.

બહુ જ બબડાટ-કે હું તો અહીં નથી રહેવાની, હું તો સૂરત જઇશ, હું કંઈ અધીન રહેવાની નથી, ચોપડામાં લખ્યું તે ઉપર હડતાલ ફેરવો.

પછી હું તો મારે જમીને નોકરી પર ગયો.

આવ્યા પછી પૂછ્યું તો પ્રકૃતિ શાંતિમાં હતી, મુખ ઉતરી ગયલું નહિ પણ અકળામણના શ્રમ પછી જેવું હોય તેવું અને રોજ સાંજે નિશાવાળું જોવામાં આવતું તેવું નહિં. મેં કહ્યું પેટીમાંથી કકડો કાઢી આપું; તે ધીમેધીમે ઓછું કરાવવું એ મતલબથી મેં રાખ્યું છે બાકી તો બધુએ ગટરમાં નાખી દેત ત્યારે તે કહે કે ના નહિ જોઇએ.

રાતે પુછ્યું કે ભાંગ કોણે આણી આપી ત્યારે કહે કે હું જાણતી જ હતી કે તમે તે પૂછશો. મને ન પૂછો, હું નહિ કહું. મેં કહ્યું ન કહે-મને તો શક છે કે ભાંગ તથા ભાંગની મેળવણી તૈઆર કરેલી તે અને સોપારીના ફાડચા એ બધુંએ તુને કીકુએ તજવીજથી તુને મોકલાવ્યું છે ત્યારે કહે કે તમે શક કરવાને મુખત્યાર છો.

પછીથી કાળાભાઈ આવેલા-તેના કહેવાથી કે તમારા માણસે તમારા હુકમ ઉપરાંત હદથી જ્યારે કામ કરી ગામમાં હોહો કરાવી ને એ જો ખરૂં છે તો ડા૦ ના કાકાકાકીનો કંઇ જ વાંક નથી. મેં કહ્યું તે સંધુ હવે પછી જણાશે. નંદુભાઇ, કીરપારામ, વરજદાસ સૌનું બોલવું કે કવિની અક્કલ ગઇ છે તે સૌને તેમ જણાયું હશે. કીકુ આમ પણ બોલે છે ને તેમ પણ બોલે છે. એટલે તમારો પણ દોષ કાઢે છે ડા૦નો પણ કાઢે છે અને વળી પોતાનું ગરબડિયું પણ લવી જાય છે. કાળાનું મન ડા૦ વિશે 'ડયૂપ' શબ્દથી જણાયું કે ભોળી બીજાની સલાહ લેવી પડે તેવી સમજવી.ત્યારે મેં કહ્યું એ બાબતમાં તારૂં ને ગીરધરલાલનું મત સરખું.

તા. ૧૯ મી

ન૦ ત્યારે નથી જ કહેવું કે કોણે આણી આપી ને કેવી રીતે ?

ડા૦ કહું તો આણી આપનાર માણસ ઉપર ક્રોધ કરો, તો તેઓના ઉપર ક્રોધ થાય તેવું શા માટે કરવું !

ન૦ ઠીક ન કહે. સ૦ એ લખ્યું છે કે ત્રણની લડાઈમાં તે કોની ?

ડા૦ મહેતાજી, રામશંકર ને કીકુ.

ન૦ તેં તેને લખેલા કાગળનો ખરડો ક્યાં છે ?

ડા૦ તે નથી મારી પાસે.

ન૦ એ ત્રણનાં નામ તેં સ૦ ને લખ્યાં હતાં.

ડા૦ ના, મેં નામ નથી લખ્યાં પણ ત્રણ એટલું મભમ લખેલું હતું.

ન૦ વારૂ, તારા કાકાને ઘેર ભાંગ પીવાનું કેમ થતું ?

ડા૦ ત્યાં હું નોતી પીતી.

ન૦ પાકબાક ખાતી કે નહિ?

ડા૦ કોઇ કોઇ વાર તેમ કરતી.

ન૦ મારા મુંબઇ આવ્યા પછી પણ રોજ ભાંગ પીવાતી કે નહિ.

ડા૦ કોઈવાર ખરી ને કોઇ વાર નહિ.

ન૦ કોણે ભાંગ આણી આપી એ જો તું ન જ કહેતી તો એ વિશે મારા મનમાં શક રહેશે, તે મને ક્રોધ કરાવશે કોઇવાર.

ડા૦-ભાંગ તો ઘરમાં હતી, તેનું પોટલું હું ઘરમાંથી નિકળી ત્યારે સાથે લેઇ ગઇ હતી અને ખાવાને તૈયાર જેવી કરી આપી તે જદુરાય પાસે કરાવી હતી.

ન૦ આટલી બધી ભાંગનું પોટલું સાથે લેઈ ગઈ હતી. તે હું મેહેતાજીને પૂછીશ.

ડા૦ મહેતાજી શું જાણે ? તમે મારા શરીરને શિક્ષા કરજો પણ બહુ બહુ પૂછશો મા.

ન૦ શરીરને મારે ખુંદવું નથી; તારા મનને સુધારવું, તારી ઇચ્છાને અટકાવી, તારા મનનો મળ કઢાવવો એ મારો હેતુ છે. બીજું પૂછું કે ત્રણની લડાઈમાં તારા વિચાર પ્રમાણે ખરેખરો દોષ કોનો કેટલો કેટલો .

ડા૦ વાંક મારા પ્રારબ્ધનો, મારા વિચાર પ્રમાણે દોષ જોતાં તે કોઇનો નથી.

ન૦ લોક, તારા કાકાકાકી મહેતાજીનો દોષ કાઢે છે એ શું?

ડા૦ મહેતાજીએ કાકાકાકીને કહ્યું હશે મારી નિંદાનું, તેથી તેઓનો માઠો વિચાર.

ન૦ ત્યારે તું તો કોઇનો દોષ કાઢતી નથી.

ડા૦ દોષ આપણા દૈવનો, એમાં કોઇનો દોષ નહિ- બાકી કીધામાં તો કોઇએ કસર રાખી નથી-રૂકમણીકાકીને ઘરે મળવાનું રાખે છે ઈ૦ મ્હેતાજીને તેમણે કહેલું.

ન૦-એકકે જણે શું શું કીધું તારા જાણવા પ્રમાણે.

ડા૦-મારી પાછળ મારે વિષે નઠારૂં કહ્યું તે, ઘરમાં મારો કેડો લીધો ને અપમાન આપ્યા કરતા તે, લોકમાં અપકીર્તિ કરાવી તે.

ન૦ કીકુનો શો દોષ જણાવો.

ડા૦ જાહેર રીતે લડાઇટંટા કરતો, ગમે તેમ મને કહેતો વગેરે વગેરે.

ન૦ રામશંકરનો દોષ શો જણાવો

ડા૦ બેદીલી બતાવતા, મને એક ચિઠી લખી હતી કે જે વિશે મેં તમને કાગળમાં લખ્યું હતું.

ન૦ રામશંકરને ઘરમાં રાખવાથી ફાયદો કે કીકુને ? અને એ બેને હવે કોઇ પ્રકારે બને કે નહિ ?

ડા૦ હું તો કંઇ સમજતી નથી, ફાયદો જણાય તે કરો.

ન૦ સાંભળ, થયલા ઉદ્‌ઘોષ નિમિત થોડુંક પ્રાયશ્ચિત્ત તારે કરવાનું છે તે હું હવે કહીશ.

ડા૦ એટલે સાબીતી જ કે હું દોષવાળી હતી.

ન૦ તું દોષવાળી હોય કે નહિ એ વિશે, કીઆ કીઆ દોષ એ વિષે, થોડાક તો હું જાણું છું તે વિષે અહીં સ્પષ્ટ વિસ્તાર કરવાનું પ્રયોજન નથી, દોષવાળી તું સાબીત થાય વા નહિ પણ તારા નિમિત જે ઉદ્‌ઘોષ ઉઠ્યો તેને માટે અમણાના મારા વિચાર પ્રમાણે તારે પ્રાયશ્ચિત્ત કરવું પ્રાપ્ત છે ને એ આ કે,

- તારે પોતે એક બ્રાહ્મણ દ્વારા અપવાદ-પ્રાયશ્ચિત્ત ને પાપ નિવારણને અર્થે, સંક્ષેપમાં દેહ તથા મન શુદ્ધ કરવા, વાલકેશ્વર જઇ. (તા. ૨૭ વાલકેશ્વર જવું ન બન્યું ને સમુદ્રતીર સધાયું)[૪]
- પછી ૧૧ આવર્તન શિવકવચના કરવાં તારે પોતે.
- અને પછી સર્વ પાપને માટે મારી એટલે તારા પતિની ક્ષમા માગવી. (એણે મારૂં પૂજન કીધું ને પ્રણામ કીધા. તા. ૨૭)
- અને પછી ત્રણ બ્રાહ્મણને જમાડી દક્ષણા આપી જમવું. (ઘરે જમાડ્યા હતા)
- વધુ ત્રણ રુદ્રી ત્રણ બ્રાહ્મણ પાસે નર્મદેશ્વરમાં કરાવવામાં આવશે. (એ કરાવવામાં આવી. તા. ૨૮)
- વધુ એક રુદ્રી વાલકેશ્વરમાં, જમવાનું ત્યાં જ. (શિવકવચના ૧૧ આવર્તન કર્યા.)
- અને પછી ત્યાંથી મહાલક્ષ્મીનાં દર્શન કરી ઘેર આવવું. (આશો સુદ ૧૦-૧૧ રાતે)
- વળી એક પાઠ મહાલક્ષ્મીમાં કરાવવામાં આવશે. (સામુદ્રીમાં કરાવ્યો તા. ૧૫ મીએ.)

---

૪. ડા૦ પાસે કરાવેલા પ્રાયશ્ચિત્ત અંગેની નોંધો ન૦ એ જમણી બાજુની ખાલી જગ્યાએ કરી છે જે અહીં કૌંસમાં મૂકી છે. - સં

એ તારે માન્ય કરવું જ ને એમ કરવે તારી પ્રસન્નચિત્તે હા હોય તો પછી હું દિવસ નકકી કરૂં.

ડા૦ સાંજે વિચાર કરીને કહીશ.

ન૦ રાતે નવ વાગ્યા છે. હવે શું કહે છે ?

ડા૦ મારો વિચાર તો આ કે બેચાર વર્ષ તો સુભદ્રા સાથ રહો ને તેને સંસારનું સુખ આપો ને મને સુરત કે ભરૂચ કે ગમે ત્યાં રાખો, સ્વતંત્રપણે ને એક માણસ મને રક્ષણમાં આપો. તે કાળમાં હું જો ગુનેગાર માલમ પડું તો ઇચ્છામાં આવે તે શિક્ષા કરો. આ બધું હું સલાહસંતોષથી રહેવાને કહું છું.

ન૦ પ્રથમ જ મેં તુને કહ્યું હતું ને તેને માટે બેત્રણ દહાડા તકરાર થઇ હતી ને આખરે તેં મારે અધીન રહેવું કબુલ કીધું. પછી વળી મુદતની તકરાર નિકળી તે વારે પણ તું પણ સમજી નહિ. માટે હવે તો તારે મારૂં કહેલું કરવું જ પડશે.

ડા૦ મને ચાંલો થશે એમ હું ધારતી નહોતી.

ન૦ 'ખુંધાં ખમવાં' માં ચાંલ્લો થવાનો સમાવેશ તારે સમજવો જોઈતો જ હતો. હવે તારાથી કંઈ જ બોલાય નહિ અને હું મારૂં બોલવું ફેરવનાર નથી. એટલું કે જ્યાં સુધી તું ઉપર કહેલું ધર્મકાર્ય નહિ કરે ત્યાં સુધી હું તુંને દોષિત સમજીશ.

ડા૦ ના ના હું તો પ્રાયશ્ચિત્ત નહિ કરૂં, નહિ કરૂં. મારે બૈરીનું સુખ નથી જોઇતું. મને મારે જુદે ઠેકાણે રાખો. હું તમારા સંબંધમાં રહેવાને ઈછતી નથી.

ને એમ તમોગુણમાં આવી જઈ બહુ બહુ અન્યથા બોલી, મને તમારો વિશ્વાસ નથી, તમે ભેદપ્રપંચ કરે છો. ઈ૦

(એ ઉપરથી મને પણ તમોગુણ પ્રાપ્ત થયો ને મેં પણ મોટે સ્વરે કહ્યું કે આટલું થયા પછી હવે તું ફરી જાય છે ? આ તો માત્ર ઉદ્‌ઘોષ નિમિત્ત પ્રાયશ્ચિત્ત કહું છું. પણ હવે તો સર્વ વાતની તપાસકરી, જો તું આમાં અપરાધી ઠરીશ તો મહાપ્રાયશ્ચિત્ત કરાવીશ, અથવા લાત મારી બહાર કાઢીશ. એ પ્રસંગમાં ભાંગ સંબંધી તેણે મારા કપરા સમ ઓળંગેલા તેનું સ્મરણ થઈ આવે. તારા ચાંડાલકર્મ છે કે ત્રણ વર્ષ થયાં મારૂં લોહી બાળે છે. તેં તારા પીહેરના ઘરની ને મારા ઘરની બેઉ ઘરની અપકીર્તિ કીધી છે. તું સ્ત્રીજાતિમાં અધમ જેવી દેખાઇ છે ઇત્યાદિ.

તેણે કહ્યું હતું કે નઠારા બૈરાં પણ જગતમાં હોય છે કેની, ઝઝીરખડીને મરીશ, જેમ થવાનું હશે તેમ થશે, ઇ૦ પછી મેં સુ૦ને કહેલું કે ભાંગ બધી ગટરમાં નાખી દે, બકકાને કહ્યું કે ઈંદિરાનંદને તેડી લાવ. બક્કો ગયો પણ તે સુતેલા તેથી પાછો આવ્યો ને સુ૦એ ભાંગ ફેંકી દીધી નહિ, ઈંદિરાનંદને દેખાડવાની હતી માટે એ ઈંદિરાનંદ રાતે આઠ વાગે આવેલા તેને પણ ન કહેવાના વચન ડા૦એ કહ્યાં હતાં ને કેવળ અપ્રસન્ન થઇ ચાલ્યો ગયો હતો.) (કંસમાંનું લખાણ તા.૨૦ મીની સવારે લખેલું છે.)

તા. ૨૦ મી

આવી છે ત્યારથી પૃથક થયા તો છે જ ને આજથી ભાષણ બંધ ને સાથે જમવું બંધ અને તેના હાથની રસોઇ જમવી બંધ-જ્યાં સુધી તે પોતાના તમોગુણનું વિકલપણું મૂકે નહિ ત્યાં સુધી.

ચાલતું પ્રકરણ બંધથયું ને વળી શું કરવું તેના વિચાર જ્યારે થશે ત્યારે.

તા. ૨૩ મી સવારન્તા. ૨૧ મીએ રાતે કાલેવાલા. વળી ૨૨ મીએ સવારે કે આજે તમારી વર્ષગાંઠ છે માટે બોલો.

પછી ભાષણ કરવું રાખ્યું.

૧. દરરોજ સાંજે એક કકડો આપવાને કહ્યું છે તેમ લે છે. લજવાતી નથી.

૨. તા. ૨૨ મીએ ૧।। વાગે અળગી બેઠી.

તા. ૨૪ મીએ ત્રણ વાગે જાણવામાં આવ્યું કે ચોપડીઓનું પોટલું લાવી છે પણ તે દેખાડવાનું રહી ગયેલું. તે જોયું તેમાં આટલાં-

૧. ભારતવર્ષ પ્રકાશ

૨. કવિચરિત્ર

૩. હિંદુસ્થાની ગીતા

૪. ગુજરાતમિત્ર લોકમિત્રના અંકો

૫. શણની દોરી

તા.૨૫મી સવારે એ ચોથા દહાડાનું નાહી દાબડામાંનો પાક ગટરમાં ફેંકી દીધો. ભાંગના કકડાની નીચે પાંદડા તળે વળી બીજો લાલપાક હતો તેને પણ ફેંકી દીધો, કહીને આવી રીતે દગો ? ભાંગની કોથળી ગટરમાં ખાલી કીધી છે. આત્મારામના નામવાળી કોથળી પણ ફેંકી દીધી.

એ વેળા તમોગુણ એટલો કે કપાટ કુટ્યું-'મોંઘી કિંમતની વસ્તુ, નાણું ખરચેલું તે ફેંકી દીધી. કોઇ માદરબખત બ્રાહ્મણને આપી હત તો સારૂં-આ તે શું કીધું ? એમ કહ્યું. એમ કહી બબડી-હું હવે પ્રાયશ્ચિત્ત લેનારી જ નથી. બૈરી વીફરે તો શું નહિં કરે, હવે હું જુદો જ રસ્તો લેઇશ.' મેં કહ્યું તે તું વહેલો લે. તેને માટે હું તૈયારી કરાવું છું. બે કાગળ લઇ કારભાર કીધો તો શું ? વગેરે.

પછી બારીએ બેસી રડી. 'ચોપડો ફાડી નાંખીશ,' કહી પાછું વળગવા આવી. 'હું તમારા ભોપાળાં બહાર કહાડીશ, આવી જાઓ જાહેરે-સૌને દેખાડવાને જ મને આટલું દુઃખ દો છો. તમારા માથાંની સ૦ મળી છે ને હું તેને મળી જઇશ ને પછી બતાવીશું.'

(એ સઘળો સમય મેં દયા ખાઇ સાંભળ્યા કીધું. તમોગુણ મને ઉપજ્યો નહોતો.)

તા. ૨૬

ન૦ તું કાલે પ્રાયશ્ચિત્ત લેવાને રાજી છે ?

ડા૦ હા પણ ચોપડામાં ન નોંધો તો.

ન૦ ફરીથી પુછું છું કે તું પ્રાયશ્ચિત્ત લેવાને રાજી છે ?

ડા૦ આ છેકી નાખો તો હું રાજી થઇને કહું. તમે આવા નજીવા સવાલ પુછો છો વાસ્તે જવાબ દેતી નથી.

ન૦ તીજીવાર પુછું છું કે તું કાલે પ્રાયશ્ચિત્ત લેઇશ ?

ડા૦ નજીવું નજીવું લખ્યા કરવું એમાં તમને સારૂં લાગે છે ?

ડા૦ જ્યારે તું કહીશ કે હું ફલાણે દહાડે પ્રાયશ્ચિત્ત કરીશ ત્યારે હું બ્રાહ્મણની ગોઠવણ કરીશ.

ડા૦ તમારી મરજી છે તો હું પ્રાયશ્ચિત્ત કરવાને તૈયાર છું પણ મારાં મન થકિ હું એમ સમજીને કરીશ કે આગળ જે અભક્ષ્યાભક્ષ્ય કરેલું તેનું પ્રાયશ્ચિત્ત છે એ.

ન૦ પણ પ્રધાન પ્રાયશ્ચિત્ત તો તું તારે પીહેર જઈ રહ્યા પછી લોકમાં તારા મારા સંબંધમાં જે ઉદ્ઘોષ ચાલ્યો તે અપવાદ રૂપ તારે કરવાનું છે.

તા. ૨૭ મીએ પુનેમે બુધે સવારે મને કહ્યું કે તમારે જે કરાવવું હોય તે કરાવો. મેં તરત બક્કાને નાથુશંકરને તેડવા મોકલ્યો, તે મળ્યા નહિ. પછી વળી કલ્લાકેકમાં આવી પહોંચ્યા. તરત રેંકળી કરી ડા૦, સુ૦, હું, ને નાથુશંકર દરીયે ગયા. રસ્તે ભીમભાઈએ કાએચ દલસુખરામ વગેરેએ દીઠા.

૧. એક પ્રાજાપત્ય દક્ષણા-સુરતમાં ઉઠેલા ઉદ્ઘોષ અપવાદ નિમિત્ત. (એ નાથુશંકરને કહ્યો હતો)

૨. એક પ્રાજાપત્ય-આજ્ઞાનું ઉલ્લંઘન, અભક્ષ્યાભક્ષ્ય, રોજોદોષમાં સ્પર્શાદિક કીધાના દોષનો એમ ત્રણ એને કરાવ્યા.

૩. એક પ્રાજાપત્ય દક્ષણાસંકલ્પ-સૂરતમાં ઉઠેલા ઉદ્ઘોષ નિમિત્ત મેં પણ કીધોતો.

પછી એણે ને સુભદ્રાએ સમુદ્ર પરના બ્રાહ્મણ  દ્વારા મહાતીર્થ સમુદ્રનું પૂજન કીધું હતું.

એ દિવસે ૧।= નાથુશંકરને, બીજા બ્રાહ્મણને ૦)-અને બ૦ને રેકળાનું ભાડું ૦।=, મહાદેવના દર્શન કરાવ્યા ત્યાં મુકાવ્યા ડા૦ ને સુ૦ પાસે દોઢીઉ દોઢીઉ, સૌ મળીને ૧।।।-।।

તા. ૨૮ મીએ ત્રણ રૂદ્રી નર્મદેશ્વરમાં કરાવી. બ્રાહ્મણ ત્રણે સુરતના. નાથુશંકર, દોલતરામ ને એક અગ્નિહોત્રી. તેઓને પા પા રૂપીઓ દક્ષણા અપાવી ડાહીગવરી પાસે ને તેમણે વેદમંત્રે આશીર્વાદ દેઈ આસકા આપી.

૦।।। અને ૦)-પૂજાપાના. સૌ મળીને ૦।।।-

તા. ૨૯ મી

એ રોટલી કરતી ને હું જમતો, સુ૦ પાસે હતી ને તેની સાથે વાત કરતી હતી કે આવતી વખત કાકીએ મારી ગાંસડી છોડેલી

(મારી ગેરહાજરીમાં) ને મને પુછેલું કે આમાં શું છે ? મેં કહ્યું છોડી નથી .એ તો કોઈનું છે. ત્યારે કહે કે કંઈ ગંધ આવે છે. એકવાર એ પછી કાકાકાકી વાત કરતા હતા કે સાળાનો વાંક તો નહિ. છોકરીને ટેવ તો ભુંડી છે. એને કબજામાં રાખી ઠેકાણે આણવાને આપણે ત્યાં મોકલી પણ એણે તહોમત મુકીને મોકલી એટલું ખોટું કીધું.

એ જ વાત ડા૦એ બીજે દહાડે રાતે કહેલી તેમાં સાબુ બાબત તે બોલેલી કે તારા વરને ધર્મ ઉપર પાછી ભક્તિ થઈ ત્યારે સાબુ કેમ વપરાવે છે ? ત્યારે મેં કહેલું કે તે તો ના જ કહે છે પણ હું જ વાપરૂં છું.

તા. ૨૮ મીએ પ્રાયશ્ચિત્ત લીધા પછી એનું બોલવું મારી પરોક્ષમાં આ પ્રમાણે હતું-

'મેં કંઈ મારા મનથી કીધું નથી. સેલ કરી આવ્યાં વગેરે.'

અકટોબર[૫]

કેફ વિના તેને કંઈ ગમે નહિ. પછી તેણે તા. ૧ લી અકટોબરે સુ૦ પાસે રૂ૦।નું કેસર મગાવ્યું કે જે વાત એણે મને સાંજે કહી. પછી જરા જરા કેસર ચાવ્યા કરે. તા ૨૫મી એ સુ૦ અળગી બેઠી તેથી ડા૦ને નોમે બ્રાહ્મણ જમવાના તે રાંધવું પડ્યું. તે તેણે રાંધ્યું પણ કહ્યાં કરે કે નિશો લીધો હોય તો કામ સેલથી સારૂં થાય. એ ઉપરથી પાછું તા.૬એ દશેમને માટે બ્રાહ્મણને માટે રસોઈ કરવાની તેથી અને તેણે મારી આજીજી કરી તેથી મેં તેને દોડીઆનો પાક મગાવી આપ્યો. તે ખાઇને તે પસંનપણે સૌને જમાડીને જમી. (સવારે કેસર તો ખાધું જ હતું) તેણે કહેલું કે આ પાક સારો નથી. કેસરી જોઇએ. તેને માટે મેં તેને દોડીઉ આપેલું તે તેણે બક્કાને આપી મગાવેલો, અર્થાત્ એક પડીકું વધારાનું તેની પાસે રહેલું. બીજાં ચાર પડીકાં મેં છાના મગાવી રાખેલાં કે કોઇ કોઇ વખત તેને આપવાં.

તા. ૭ મી અકટબર અગિયારશે હું સંધ્યા કરતો હતો તે વેળા તેનું બોલવું-મારૂં કોઇ માણસ નહિ કે મારૂં છાનું ચિંધ્યું કામ કરે, મને ફસાવી અહીં તેડીને, દુઃખ દેવું હતું તો અહીં શું કરવા તેડી, મને પાછી કાં નથી મોકલી દેતા વગેરે કેટલુક ફાટુંફાટું બોલી. મેં તે સાંભળ્યા કીધું હતું.

હવે તા ૮ મીની વાત. સુ૦ નળે નાહી આવી તે ઉપરથી તે બહુ બબડી હતી ને સુવાવડનાં મેણાં માર્યા હતાં, હું પણ હવે ટાડે પાણીએ નાહી આવીશ. અર્થાત્ ઉઠી ત્યારથી ધુંધવાતી હતી, બપોરે મેં શિખામણ દીધી કે કોઇ પુરુષ સાથે ખાવાનો તંબાકું સારો છે એવી વાત કરવી નહિ. સૌ દેખતાં મારી સાથે તકીએ બેસે છે તેમ ન કરવું વગેરે. ઉપરથી બબડાટ બહુ કીધો હતો-એટલી એટલી મર્યાદા કે દહાડે? વગેરે ? તેટલે ઇંદિરાનંદ આવ્યા. તેના ઉપર તો ગુસ્સે એટલે બોલી જ નહિ, તે પણ બોલ્યા નહિ. પછી મેં કહ્યું ભાઇબેન કેમ બોલતાં નથી વગેરે કહી બોલતાં કીધાં. મેં કહ્યું ઇંદિરાનંદને કે અમણા વક્તવ્ય બહુ વધ્યું છે. સ્રીના હક વિષે યથેચ્છ બોલે છે એટલું જ. પછી ભાઇબેનને વાત કરતાં રાખી હું બે વાગે બહાર ગયો. બારથી આવ્યા પછી તે ઘરમાં એકલી દેવતા આગળ સુઇને રડતી હતી. મેં કહ્યું મહાદેવને શરણે સુતી છે તે તેના મનનું સમાધાન કરશે. પછી તે ઉઠીને આવી ને જોરમાં બોલી-મારી આબરૂ લો છો, મારી પછવાડે ચોકીપેરા રાખો છો, સુ૦ને નોંધ રાખવાનું કહો છો. મેં એટલો બધો શો ગુનોહ કીધો.છે કે જુલમ ગુજારો છો વગેરે. પછી મેં બહાર જતી વખત કહેલું કે રાતે તારો ધુંધવાટ સાંભળીશ.

રાતે મદ્રાસ કલ્લાક ૧૦ વાગે.

સુ૦એ કહ્યું, ડા૦ સાદડી પર સુએ છે, માટે હું પણ સાદડી પર સુઉ. મેં ના કહી. ડા૦ ગમે તેમ કરે તારે તેમ ન કરવું. પછી હું દેવી ભાગવત લેઈ પથારીમાં જઈ સુતો એટલે એકદમ મારી પાસે જોરમાં આવી બોલી-છોકરો ને સુભદ્રા મને કોઇ દહાડો મેણાં મારે માટે તમે એઓની આગળ મારી વાત શું કરવા કરો છો ? તમે ધાર્યું છે શું ? પડપડોશી સૌની આગળ મને ફજેત કરો છો. તમે મને સાસુ નણંદની પેઠે મેણાં માર્યા કરો છો તે મારાથી નહિ સહન થાય. રોજરોજ સંતાપ થયા કરે તે મારાથી નહિ સહન થાય. મારો જીવ તો આનંદી છે. મને મારે સુરત મોકલી દો વગેરે. મેં જવાબ દીધો કે ફજેતી તું તારે હાથે કરે છે. લોકને રડતાં મોડાં બતાવે છે, જે કોઈ મળવા આવે છે તેની આગળ ન કરવાની વાત કરે છે, છોકરાની આગળ ન કરવાની વાત તો તું કરે છે. સહન તો કરવું જ પડશે. તારા કાકાનો કાગળ આવે તો હું તુને મોકલી દઇશ. ત્યારે કહે હું તો આનંદી છું. જરા કેસર ખાઇને જીવ પ્રસન્ન રાખું છું, કેસરનું નામ સાંભળી કેસરથી ખરાબી થઈ છે જાણી મેં સુ૦ ને કહ્યું કે કેસરની દાબડી અને પાકનાં પડીકાં આણ. તે આવ્યાં. કેસરને ફેંકી દેવાનું કહ્યું તે વેળા બોલી કે કીમતી વસ્તુ ફેંકી કેમ દેવાય, નહિ ફેંકી દેવા દેઉ. પછી મેં કેસર દીવામાં નાખી દીધું એટલે જોરથી કપાળ કુટ્યું ત્રણચાર વાર ને પાકનાં પડીકાં છૂટાં હતાં તે સંતાડવાને ગાંડ ઘસડતી મારા ઉપર ધસી આવીને વળગી. મેં તેને હડસેલો

---

૫. આ મહિનાની નોંધ તારીખ પ્રમાણે નહિ, પરંતુ તારીખના ઉલ્લેખ સાથે, યથાક્રમ સળંગ છે.સં.

મારી વેરાયેલા પાકની કણીકાઓ સાંભરી સાંભરીને ફેંકી દીધી તેમ તેણે બીજી વગર કપાળ કુટ્યું ને અતીસેં બબડી-ડોકું કાપી નાખો, રીબાવો છો કેમ વગેરે, હાય ધણી વગેરે. ભયંકર રૂપે કપાળ કુટતી જોઈ બે તમાચા માર્યા ને ચોટલો પકડી સુવાડી દીધી. પણ તે બોલતી અટકે નહિ. વળી જોરથી કપાળ કુટવા માંડ્યું. મેં તેને વાંસામાં મારી, તોપણ ન રહે, સુ૦ ગભરાઇ, છોકરો જાગી ઉઠ્યો ને રડવા લાગ્યો. સુ૦ પડોશીને તેડવા ગઇ. મેં પાણીના લોટા તેના ઉપર રેડ્યા. તે ઓરડીમાં ભરાઈ. છોકરો રડતો તેની કોટે વળગ્યો. હરિલાલ ને તેના ઘરનાં આવ્યા ને પછે શાંતિ થઇ. (દશબાર વાર તેણે જોરથી કપાળ કુટ્યું ને મેં ચારેક તમાચા, એક વાર વાંસામાં માર્યું હતું ને ચોટલો પકડી તળાઇ પર સુવાડી દીધી હતી.)

રાતે પછી ધીમો બબડાટ કે મારૂં દાંતનું ઓસડ લેઇ લીધું છે તેથી તેણે મારા દાંત પડી જશે ને તેમાં તે રાજી છે. એ તો વખતે ખૂન પણ કરે. જડ ઉપર આટલું કરે છે તો ચૈતન ઉપર કેમ ન કરે ? મારા બાપે મારા ઉપર આંગળી નથી અરકાડી. મને પેટમાં તો માર્યું નહિં, ગાલે ને વાંસામાં માર્યું,તમાચા મારી દાંત પાડવાની તજવીજ કીધી. ડોસી કરવાને વગેરે. એનો મને શો ભરોસો વગેરે. (આ હકીકત ડા૦ના સમક્ષ ને તેના લખાવેલા કેટલાક બોલો સહિત બીજે દહાડે સવારે લખી કાઢ્યું છે.)

તા. ૧૦ મી. દાંતનું ઓસડ માગવા ઉપરથી પાછું આપી દેવામાં આવ્યું. કાલે કાગળ ૧ સૂરત મોકલ્યો પણં મને કહ્યું નથી. સુ૦ના કહેવાથી જાણવામાં આવ્યું છે.

તા. ૧૨ મી. ઘર આગળ જ ત્રણ બ્રાહ્મણ જમાડયા ડા૦ પાસે ભોજન સંકલ્પનું પાણી મુકાવીને, દક્ષણા તેણે જ આપી હતી. પાછલે વારે વાલકેશ્વર ગયલાં ત્યાં ડા૦એ નાહી ૧૧ આવર્તન શિવકવચ ભણ્યાં ને મહાદેવનાં દર્શન કીધાં. નાથુશંકરે પણ શિવકવચના ૧૧ આવર્તન રૂપી રૂદ્રી કરી હતી ને પછી ઘેર આવ્યા પછી ડા૦એ તેને રૂ ૦। દક્ષણા આપી હતી.

ખરચ ૦।।। ગાડીભાડું, ૦। નાથુશંકરને, ૦) = પરચુરણ

રાતે ઈંદિરાનંદ ને ડા૦નું પરસ્પર ભાષણ. વાત વધતાં ભુંડું કહ્યું.

તા. ૧૫ મીએ અળગી બેઠી ને તા. ૧૮મીએ સવારે નાહિ, કોટ કીડીઆસેર તો નહિ જ ઘાલું; રુદ્રાક્ષની માળા ઘાલીશ. આટલા વર્ષ આવી કોટ રહી તો વળી હવે પણ રહેશે.

તા. ૨૨ મી આશો સુદ ૧૦-૧૧ રવિવારે ધોળાં કીડીઆં વચમાં કાળાં એવી સેર પોતે બનાવી કોટમાં ઘાલી ને પછી રાતે મહાલક્ષ્મી દર્શન કરવા આવી, મેં દેવી સંકલ્પ આ પ્રમાણે માગવાનું કહ્યું :

'ભાંગ વગેરે ઉપરથી આસક્તિ જાઓ.
અનીતિની દુર્વાસનાઓ જાઓ.
ઘર રૂડી સ્થિતિમાં આવે તેવું કરો.'-

એ વેળા પૂજારી ધ્યાન દેઇને સાંભળતો હતો. હું ખસ્યા પછી પૂજારીએ એને પૂછ્યું કે શું કહ્યું ? ત્યારે એણે કહ્યું કે માતા સુમતિ આપે એવું માગવાનું કહ્યું.

તા. ૧૯ મી સપટેંબરે પ્રાયશ્ચિત્ત કરવાનું કહેલું તે તા. ૨૨ મી અકટબરે પૂરૂં થયું. એક પ્રયોગ સમાપ્ત થયો.

તા. ૨૩ મી રાતે

ડા૦ ત્યારે હવે સુરત તો મને નહિં જ મોકલો ? મોકલો તો દુશ્મન રાજી થતાં બંધ પડે.

ન૦ જેટલો કાળ દુશ્મનને રાજી થવાનું હશે તેટલો કાળ તે થશે. જડ ઘરની આસક્તિ ટળી તારા મારા સંબંધ રૂપી ઘરની કાળજી રાખવામાં ઠરીઠામ બુદ્ધિએ તારે હવે અહીં રહેવું છે. સૂરત પણ જઈશું, અમણા નહિ.

ડા૦ મારૂં ચિત્ત તો અહીં ઠરતું નથી.

ન૦ એમ જ હશે તો તું તારા રક્ષણને માટે કોઈ શોધી કાઢ કે સૂરત મોકલું. પણ ઘરમાં તો નહિ.

ડા૦ તમે તમારૂં કોઇ ખાતરીનું માણસ રાખો મારી ચોકી પહેરા સંભાળ રાખવાને.

ન૦ તે વિશે તો હું સારીપેઠે જાણું છું કે તારી પોતાની સુમતિ થયા વિના મારી તરફથી કીધેલું રક્ષણ નિરર્થક છે.

એણે કાકાનો કાગળ મને વંચાવ્યો નથી. એ આખો દહાડો ધુંધવાયાં કરે છે ને એને અહીં ગોઠતું નથી જ.

તા. ૨૪મી કહ્યું કે અમણા સુરતના ગોલાઘાંચી તરફનો વિરોધ મટ્યા પછી તારા સંબંધી વિશેષ વાત કરવામાં આવશે.

તા.૨૩ મીએ રાતે મારા સૂતા પછી બોલતી હતી કે અહીં તો કંઈ માને તેમ નથી માટે મારે મારો રસ્તો સોધવો જોઇએ. દીવાળી પછી કાંઇ કરવું જ.

તા. ૭ મી જાનેવારી ૧૮૮૩, ૧૯૩૯ના માગસર વદ શિવરાત્રિ રાત્રે ૧૦ વાગે.

વાત કરતાં એકદમ ઉસેકરાઈ જઈ બોલી કે, હાય રે ઘર, હાય રે ઘર, બળ્યું ઘર, સુરત શહેરમાં ઘણી આગ લાગે છે તે કોઈ દહાડો બળી જવાનું છે. એ રહેવાનાં તો નથી જ. ગીરધરલાલ કહેતા તેમ બૈરાં રખડવાનાં છે, તેવું પ્રત્યક્ષ જોવામાં આવે છે. ને તમે રખડાવ્યા ને મારી ફજેતી કીધી. ચારે દહાડે વેચાઈ જવાનું છે છતાં ભોગવવા નથી દેતા. આ આઠ મહિના થયા, ચાર પીહેરમાં કઢાવ્યા, ચાર અહીં થયા પણ હજી મને રીબાવ્યાં કરો છો. મારી નાખવી એ સારૂં પણ રીબાવવું એ બહુ નિર્દયપણું છે. તમે મારા ધણી શાના. હોય તો દાઝ ન આવે? ને જાણે કે પીહેરમાં કેમ પરવડશે. તમને મારી કંઇ જ દાઝ નહી વગેરે.

નવેંબર ડિસેંબર એ બે મહિનામાં બબડાટ કોઇકોઇ વાર કીધેલો પણ તે ઘણો ઉગ્ર નહિ. થોડા દહાડા પ્રકૃતિ ચીડાયલી રહેતી જોવામાં આવી પણ પછી શાંતિમાં હતી. જ્યારે ત્રણ દોડીઆની વસ્તુ નવી પાસે છાની મંગાવેલી તેની ખુલ્લી પડી ગઈ ને ચરચાઈ અને છોટા પાસે ભુકી મગાવે છે એવો શક બતાવવામાં આવ્યાં કરતો, ત્યાર પછી તેણે જાયફળ ખાવા માંડેલા ને તેથી બંધકોશ રહેતો ને પ્રકૃતિ બગડતી. હાલમાં શું કરે છે તે જાણવામાં નથી ને હું તે વિષે બેદરકાર છું. રતનો સુરત જઈ આવેલો તેની સાથે વાત કરવામાં ઉલટ લેતી ને તેને કહ્યું કે ગયા તે અમને જણાવ્યું નહિ.વગેરે. ઘણુંખરૂં સુભદ્રા ઉપર ચડભડાટ કર્યાં કરતી ને પોતાની સ્થિતિને શાપ દેતી. નહીં છોકરૂં કે તેને ઊંફ. નાગરી નાતમાં હોય તેવું મારે થવું છે. મા નહિ બાપ નહિ ને ધણીનું આટલું દુઃખ. હોય, દોષ કીધા હોય, પણ તેના ઉપર આટલો જુલમ, ઓ પ્રભુ શાં મેં પાપ કીધાં.

હવે તે નરમ પડી છે. તેને પોતાની સસ્પેંડ(?) હાલતનું દુઃખ સારી પેઠે થયું છે. ને તેનાં બળતાં મારી સાથે તો નહિ પણ સુભદ્રાની ઉપર વાત કરી કાઢે છે. હજી દુર્વાસના ગઈ નથી, પણ બહાર પડતી બહુ ઓછી છે તેમ તેની ભોળી પ્રકૃતિ જોતાં જીવતાં લગી રહેશે એમ લાગતું તો નથી, તેમ તે વાસના ઉપર મારા બોધથી તેને અંતરનો ધિક્કાર આવે તેમ પણ થનાર નથી, તો પણ પ્રભુના કરવાથી ને મારી તરફથી આદર તેને થવાથી તે ઠેકાણે આવી પણ જાય, પણ નક્કી કહી શકાતું નથી.

તા. ૮ મી જાનેવારી

નિશાનું પ્રકરણ બંધ કરી આજે બીજું પ્રકરણ માંડ્યું. પણ પૂછેલા સવાલનો ઉત્તર ન દીધો. રાતે વળી વાત કરવાની હા કહી ને બેઠા પણ વળી જવાબ ન આપ્યો. બોલી કે તમારો ભરોસો પડતો નથી, તમે જ જાણીને બેસી રહેશો.

પછી વાત કરવી બંધ રાખી.

પણ જોકે નિશાનું પ્રકરણ બંધ રાખેલું તોપણ એક બનાવ આજે બન્યો તે નોંધવો જરૂરી છે, કે રામશંકર મંગલજીએ નોકરી પર જતી વખત ઘરમાં આવી કોઈ વસ્તુ ઝડપથી ફેંકી ને તે ડાઠએ પેટ આગળ સંતાડી. મેં નોકરી પરથી આવી ખોળ કીધી તો ન વપરાતી તળાઈમાંથી પાકનું પડીકું મળ્યું- કે જે મેં રાતે તેને દેખડાવ્યું સુભદ્રાના દેખતાં ને કેટલીક વાત કહી તે તેણે લજ્જિતપણે સાંભળ્યા કીધી.

એક બીજી વાત કે તેણે પડોશીની બૈરીને પોતાના ધણીની સામાં ઉત્તર દેવા જેવો બોધ કીધો કે જે ઉપરથી પડોસીએ પોતાની બૈરીને આ ઘરમાં આવતી બંધ કીધી.

બીજા પ્રકરણમાં સવાલ કીધેલો કે મનસા વાચા કર્મણા તારૂં.......................[૬]

તે વિશે મારી ખાતરી છે જ. હવે કાયિક કંઈક ખરૂં કે નહિ તે વિષે બોલ. મારે જાણવાની જરૂર નથી. પણ તું કેટલી સાચાબોલી છે તે જાણવાને કહે અને ઇંષ્ટદેવ જે શિવ તેનું સ્મરણ કરીને કહે કે જુઠ્ઠ કહું તો મારૂં સર્વ પુણ્ય નિષ્ફળ થાઓ. યથાતથ્ય કહે કે હું જાણું કે તું સાચી છે ને પછી તારા અનુગ્રહ માટે યોગ્ય વિચાર કરૂં. ઉત્તર કે 'ઇંષ્ટના સોગન તો નહિ લેઉં.'

(રાતે પડીકું જડ્યા પછી) હું ઇચ્છું છું કે તું તેની સાથે યથેચ્છ રહે. હું કોઈ રીતનો દ્વેષ નહિ રાખું ને સુરતના ઘરમાં રહે. ક્ષમાની ઉદારતા ઘણામાં ઘણી જેટલી થાય તેટલી મારે કરવી છે. ઉત્તર કે તેની સાથે મારે પરવડે નહિ કે લાયક નથી. જેનાથી આખો મહોલ્લો ત્રાસ પામ્યો છે ને તે જે મને ગમતો નથી તેની સાથે કેમ રહું ? મેં કહ્યું, ગમતો નથી એ જો ખરૂં છે તો આ દિવસ આવત જ નહિ. માટે જુઠ્ઠ શું કરવા બોલે છે. મારા ઉપર તારી પ્રીતિ નથી, પ્રતીતિ નથી, અહીં તને સુખ નથી માટે ઉત્તમ રસ્તો બતાવું છું તે તું કર. જવાબ, 'એ તો નહિ.' (પછી મેં પડીકું આપ્યું તે તેણે ના ના કરતાં લીધું હતું.)

તા. ૯ મી જાનેવારી

નo ૧૯૩૮ના પોષસુદ ૪. તા. ૨૪ મી સપ્ટેંબર ૧૮૮૧ એ હું મુંબઈ આવ્યો અને વૈશાખ વદમાં એ ઘર બંધ કીધું. પાંચ મહિનામાં તારી તરફથી જે જે બનેલું તે તારા કાગળથી અને અમને મળેલી ખબરથી મારા જાણવામાં છે.

---

૬. ન વંચાય તે રીતે છેકવું છે. સં.

મેં મુંબઈથી આવતી વેળા તને સખત મના કરેલી કે તારે તેની સાથે ભાષણ ન કરવું છતાં તેં શા માટે કીધું ?

ડા૦ મના કીધી હતી એ ખરી વાત. તેની દીવાનીના જેવી હાલત દેખીને મને દયા આવી તેથી એને સમજાવવા માટે.

ન૦ આપણા ઘરમાં આવતો કે નહિ?

જવાબ કે 'નહિ'.

ન૦ રાતે તું તેડતી હતી કે નહિ?

જવાબ કે 'નહિ'.

એમ વાત કરતી વેળા તેણે તેનું નાલાયકપણું બતાવ્યું હતું: 'તે કુવડ, હીણા મીજાજનો, તેના ઉપર પ્રીતિ કેમ થાય ?'

મેં પૂછ્યું કે તું સુરતમાં એકલી રહીશ, ત્યારે કહે,'ના.' મેં કહ્યું, 'એક ગાળો તારા નામનો કરી આપું છું. તું ત્યાં એકલી રહીશ.' ત્યારે કહે, 'ના'.

ન૦ એક પ્રસંગ તેં દીવાના સમ ખાધા હતા, ને માત્ર તેને જ માન્યા હતા, બાકી મારા મનમાં સંશય તો ખરો જ. આ બીજે પ્રસંગે તું ઇષ્ટના સોગન ખાવાની ના કહે છે. ગમે તેમ પણ બે પ્રસંગથી જ્ઞાતિના લોકમાં તેં તારૂં જીવતર કલંક્તિ કીધું છે, હવેને માટે તારી સ્થિતિ તારૂં નિરાશ્રિતપણું જોઇ તારી સાથે મારે કેમ વર્તવું તે વિશે હું બહુ જ અંદેશામાં છું. તું નથી કહેતી કંઇ તો હું કહીશ.

તારી દુર્વાસના ગઇ નથી ને જતી નથી. તું મારી સાથે સત્યથી વર્તતી નથી. તારા ઉપરથી મારો વિશ્વાસ છેક ઊઠી ગયો છે. ગયે વર્ષે માગસર વદમાં કહ્યું હતું કે તું ત્યાગને પાત્ર છે ને આજે માગસર વદમાં પણ મારે તેમ જ કહેવું પડે છે. એક મહિનાની મહેતલ આપું છું. તારે હવેને માટે તારો સુધારો કેવી રીતે કરવો છે, તારે તારી નિંદિત વાસનાના ઉપર ધિક્કાર કરવો છે કે નહિ, મારી આજ્ઞા ને કરડી આજ્ઞા પ્રમાણે વર્તવું છે કે નહિ તે વિષે વિચાર કરજે. અને એક અઠવાડિયામાં જો મને તારામાં યોગ્ય સુધારો નહિ જણાય તો તને સુરત અથવા મુંબઇમાં સ્વતંત્રે રાખીશ. લોકમાં છો કહેવાય કે મેં તારો ત્યાગ કીધો. અન્નવસ્ત્ર પૂરાં પાડીશ અને તારાં પલ્લાનાં બદલામાં એક ગાળો તારા નામનો કરી આપીશ.

તા. ૨૦ મી જાનેવારી સોમવાર

ન૦ તા. ૯ મીએ મેં જે છેલ્લું કહ્યું હતું તે ઉપર તું વિચાર કરતી જણાતી નથી-કેવળ નધરોળપણું તારૂં જોવામાં આવે છે-કંઇ સાંભરે છે મેં શું કહ્યું હતું તે ?

ડા૦ મહિનો દહાડો તું કેવી-----તે દેખાડ એમ કહ્યું હતું.

ન૦ ના મેં એમ નથી કહ્યું-ફરીથી સંભળાવીશ.

સવાલ- તું તારા દોષ કે ન દોષ વિશે શું ખાતરી આપે છે?

જવાબ- મારો સ્વભાવ ને નીતિથી તમે ઘણા વર્ષના અનુભવથી જાણો જ છો ને ખાતરી કરવાની.

સવાલ- હવે શું ખાતરી આપે છે?

જવાબ- જે કહો તે.

[ફરીથી વાંચી સંભળાવ્યો તા. ૯ મીનો ઠરાવ]

૧૯૩૯ પોષ વદ ૩ શુક્ર તા.૨૬ જાનેવારી ૧૮૮૩

હું મારા ઇષ્ટદેવ સાંબના શપથ લેઈ કહું છું હવે પછી તમે મારા ધણી મારી વર્તણુકથી અપ્રસન્ન થાઓ તેવું આચરણ કરવાની બુદ્ધિ નહિ કરૂં- કરૂં તો મારૂં પુણ્ય જે કંઇ આજન્મનું તે મિથ્યા થાઓ.

૧. મનસા વાચા કર્મણા પતિવ્રત પાળીશ. પરપુરુષ પ્રતિ સ્નેહબુદ્ધિ નહિ કરૂં.

૨. પતિની આજ્ઞાને વ્રતની પેઠે પાળીશ.

૩. ઘરની વાત જીવ જતે કોઇ પરાયા જનને કે બેનપણીને નહિ કહું.

૪. ઘરમાં સવિતાગૌરી કે સુભદ્રા સાથે બેનભાવે જ વર્તીશ.

૫.તમારા આપ્યા વિના કોઇપણ સમયે જો હું ભાંગ કે બીજી કેફનો ઉપયોગ કરૂં તો કાકવિષ્ટા ખાઉં.

આગળથી ન વાંચતા દેવતા આગળ જ વાંચવાને કહ્યું.

એ પ્રમાણે કરવાને મેં કહ્યું; તેણે ઢીલે મને તેમ કરવાને કબૂલ કીધું; પણ તેટલે કેટલીક વાત નિકળી કે જે ઉપરથી ઉપરની

પ્રતિજ્ઞા અમણાં કરવાની નહિ એમ જણાવ્યું ને વાત બંધ રાખી. સુભદ્રા સાથે મળીને નહિ વર્ત્તે તેવી વાત, ભાંગ વગેરે ઉપરથી દિલ નહિ ખસેડે તેવી વાત, સ્ત્રીઓ નિર્લજજપણે વર્તનારી તે પણ સંસારમાં હોય છે, હાય, પાપ પણ થાય છે, પુણ્ય પણ થાય તેવી વાત. પુરુષના હક જેટલા જ સ્ત્રીના છે તેવી વાત. હજી તેને પોતાના કર્મોનો - પશ્ચાત્તાપ નથી, હવેને માટે કાળજી નથી; ને વળી પોતાનું દુઃખ રડ્યાં કરે છે.

તા. ૩૧ મીએ સવારે સુભદ્રાએ મને જાણ કરી કે રામશંકરે એક ભુરૂં પડીકું ડા૦ની આગળ ફેંક્યું ને તે તેણે હાથમાં સંતાડી કહીં મુક્યું છે. એ ઉપરથી મેં ડા૦ને પૂછ્યું ત્યારે કહે કે મને જાયફળ આપ્યું, પડીકું આપ્યું નથી. પછી મેં તે પડીકું કેસરનું ખોળી કાઢ્યું ને પૂછ્યું કે આ શું છે ? ત્યારે કહે કે કેસર મગાવ્યું હતું તે આપી ગયા છે. તે પડીકું કેસરનું ન જણાયાથી મેં પુછ્યું શું હડતાલ મગાવી છે? ત્યારે કહે ના. પછી સુભદ્રાએ ચાખ્યું ત્યારે કહે કંઇ તુરાસ જેવું છે. પછી મેં તેમાંથી થોડુંક કાઢી જુદું પડીકું કરી ગણપતરામ વૈદ્યને ત્યાં તપાસને માટે મોકલવાનુંકીધું, પણ વળી તે વિચાર માંડી વાળ્યો. રાતે દશે વાગે રામુભાઈ આવ્યા તેને પુછતાં તેણે કહ્યું કે વૈદ્યને ત્યાંથી કેસરની મેળવણીવાળું પડીકું છે. મેં ચાખ્યું તો ઝેરક્યુરા જેવું કડવું લાગ્યું ને રામુભાઈને ચખાડ્યું ત્યારે કહે અફીણ છે. ને પછી મેં રામુભાઇને ઠપકો દીધો. મને ઓટકાર ઉપર ઓટકાર આવવા લાગ્યા ને આફીસમાં વાયુસ્રાવ થવા લાગ્યો. મેં નકકી જાણ્યું કે અફીણ જ છે. પછી ઉપર ઉપરથી ડા૦ ને ઠપકો દેઇ વાત માંડી વાળી. કોઇક દહાડો ડા૦એ અફીણ ખાધેલું નહિ. તે જો તેણે ખાધું હોત તો હેરાન થાત. મુદતના દિવસે પાસે આવે છે. તે તો——છે જાણી અને દેવ આગળ વંચાવવું એ બળાત્કાર જોવું થશે એમ વળી વિચાર કરી તેને તા.૧ લીએ વંચાવ્યું. ત્યારે તે કહે કે હા હું બધી વાતે તેમ કરીશ પણ નિશાની વાતને માટે માફ કરો-એથી મારી દલગીરી જાય છે. એ તો મારે છોડવું મુશ્કેલ છે. હું તમારે શરણ છું. એટલો આગ્રહ છોડો-મેં કહ્યું તારી દયા જાણીને લખ્યું છે કે હું આપું ત્યારે લેવું બાકી તે પણ ન લખત. મારે તારી પાસે તેનો ત્યાગ કરાવવો છે. તેણે તે માન્યું ને પછી વાત પડતી રહી.

તા. ૨૦મીએ ડા૦ની તબીયેત જાયફળ છાનાં ખાધેથી બગડેલી. તે તેણે કબૂલ કીધું છે. તે વાત મેં ઇંદિરાનંદને કરી ત્યારે તે કહે કે એને પૈસા શું કરવા આપો છે. ત્યારે મેં કહ્યું કે હું મારી યુક્તિએ ઠીક જ ચાલું છું.

તા. ૭ મી માર્ચ, મોટી શિવરાત્રીએ રાત્રે દેવપૂજન કરતાં મોટો કંકાસ કીધો હતો. પણ પછી પશ્ચાત્તાપ કરી મારી પાસે ક્ષમા માગી હતી.

તા.૧૭મી માર્ચે, ફાગણ શુદ ૯ એ વળી પ્રતિજ્ઞાપત્રક મેં લખી તેને સહી કરવાને કહ્યું. તેણે કહ્યું એમાં થોડોક ફેરફાર કરવો જોઇએ-મેં કહ્યું જેમ તને લાગે તેમ કર. પછી તેણે પોતાને હાથે લખી આપ્યું. તે પ્રતિજ્ઞાપત્રક જુદું આ ચોપડીમાં આ પાનાની પાછલી બાજુએ વળગાડેલું છે.*

ચૈત્ર મહિનાના ત્રણ વારનો નિયમ રાખવાનું કરેલું પણ ફાગણની હોળીને માટે તેની આતુરતા જોઈ કેટલીક ગોઠવણ રાખી હતી. જે એમ બારસે તેની સાથે પ્રસંગ પાડયો, વળી તેરસે, તેમ કરી પછી તેની વૃત્તિ જાવાને મેં સેજ વાત કરવા માંડી તેટલે તો રીસમાં બારણે ગઇ ને પછી આવી માથા કુટી કકલાણ કીધું ને મેં પણ ઠોકી. 'ખાઇશ નહિ, ખાવા દઇશ નહિ, ઇચ્છામાં આવશે ત્યારે તમને પટાવી લૈશ' વગેરે બોલી. અર્થાત્ તેણે પોતે કરેલી પ્રતિજ્ઞા પાળવી નથી. મને દગો દીધો ને મારો નિયમભંગ કરાવ્યો. તે દિવસથી મેં પણ તેની સાથે કોઇ ઝાઝી વાત કરવી બંધ રાખી છે.

તા.૧૨ મી એપ્રિલે ઇંદુ સાથે ૧।। કલાક વાત કીધેલી તે તેણે મને જણાવેલું નહિ. તેરમીએ પીહેર કાગળ લખ્યો પીહેર, તે તા. ૧૪ મીએ સવારે વાત ચરચાઈ ત્યારે જણાવી. વળી પડોસના છોકરા પાસે, ભાણા પાસે જાયફળ તથા કેસર મંગાવેલા ને તેણે સૌના દેખતાં આપેલાં તેથી રખેને બીજું કોઇ મને કહે તેની ધાસ્તીમાં મને કહ્યું કે એક દહોડીઆનું જાયફળ કેસર મગાવ્યાં છે. (મગાવ્યા હતા બે દહોડીઆનાં)-એ બાબતની ચર્ચા થતાં મેં કહ્યું કે મને પૂછ્યા વિના, વંચાવ્યા વિના કાગળ સુરત મોકલ્યો ને મારી આજ્ઞા નહિ. તેં પ્રતિજ્ઞા કરી છતે, જાયફળ મગાવ્યું એ ઘણું ખોટું કીધું, અવણાં મારે વધારે બોલવું નથી. જે પડોસણો સાથે બોલવાની મના કરેલી તેઓની સાથે વાતો કરે ને ઘરની,પોતાના દુઃખની વાત જણાવે.

---

* આ બંને લખાણ આ નોંધ પૂરી થતાં, પૂર્તિ ૨ તરીકે મૂક્યાં છે.

'તમે તો હવે મને ઘરમાંથી કાઢવાના છો. સુભદ્રા સાથે માલવામાં હરકત ન પડે, તેમ તેને જ ઝંખી રહ્યા છો'–એવું એવું બબડ્યાં કરે છે ને કંકાસ કરવાને પાછી ધુંધવાય છે.

તા.૧૫ મી-રામનવમી. આજે સવારે કહ્યું કે તમે તો તેને અથડાયા કરો છે ને એમ કહી પોતે મને અથડાઈ બતાડ્યું.

તા.૧૬મી અપરેલ ૧૮૮૩, ચૈત્ર શુદ ૯-૧૦ ડા૦ને બોલાવીં કહ્યું:

– મેં તમ લોક સાથે રાત્રિયે વર્તવાને ચૈત્રથી તે દીવાળી સુધીનો જે નિયમ રાખવાનું ઠરાવ્યું હતું તે મેં રાખવા માંડ્યો છે. અમણાં સ૦ના નિમિતના દહાડા છે. પરમ દહાડેથી તારા નિમિતના આવશે તો હવે સ્પષ્ટ કહી દે. તારે તે નિયમમાં આવવું છે કે ના? મારી ઇચ્છાને અધીન થવું છે કે નહિ ?

ડા૦ (૧) અખંડિત સુખ મારૂં ગયું ને હવે છિન્નભિન્ન મળ્યું તેથી શું વિશેષ છે?

(૨)સુ૦ ને સંતતિ થાય તે નિમિત્તની સેવા મારે કરવી પડે એ મને કંટાળો છે.

(૩) ઘરમાં સગવડ નથી ને તમે તેની સાથે સયન કરો તે મારા જાણવામાં છતે ને પાસે ને પાસે છતે તે મારાથી સહન થાય જ નહિ.

અર્થાત્ દીવાળી સુધી તો હું તમને આધીન રહેવાને ઇચ્છતી નથી.સ૦નું તેમ મારૂં રાખજો અને સુ૦ના દિવસોમાં મને બહાર મોકલજો.[૮]

ભાગ્યવશાત એકની ત્રણ થઇ તો હવે ત્રણને માટે જે ઉચિત ધર્મ તેણે વર્તવું જોઇએ- અને એ સ્થિતિ તમારા કલ્યાણને માટે છે. લાગણી દાબવાને, ભોગેચ્છા ઓછી કરવાને અને સ્વધર્મે રહેતાં ઉત્તમ જ્ઞાન સમજવાને.

મર્યાદા કેમ રાખવી એ હું જાણું છું ને આ ઘર મર્યાદાએ તેવી સગવડનું છે. માત્ર મનમાં રહેલા ઇર્ષાના વહેમથી દુઃખ થાય પણ તેને બદલે તું જો પોતે નિયમધર્મના પાલણમાં હોય તો દુઃખ ન થાય. ધર્મના પાલણમાં લાગણીઓને હોમી દેવી એ જ રૂડી બુદ્ધિ સમજવી.

ડા૦ અવણાં તો મારી વૃત્તિ તમે કહો છો તેવી થતી નથી. થશે ત્યારે રહીશ.

ન૦ સુ૦ના દિવસમાં તને દુઃખ થાય તો તે સહન કરવું પડશે. પણ તેમાં જો કંઇ ઉગ્રપણું કે સ૦થી જોવામાં આવશે તો પછી દીવાળી પછી પણ નિયમ બદલવા ઘટિત જણાશે તોપણ તારી સાથે સંબંધ કોઇ દહાડો નહિ કરૂં.

સુ૦ ને પૂછ્યું કે આગળ તેં કહ્યું કે ડા૦ જો નિયમમાં ન આવે તો હું પણ દીવાળી સુધી નિયમમાં આવવાને ઇચ્છતી નથી. એને જ તારે વળગી રહેવું છે કે મારી ઇચ્છાને આધીન થઇ રહેવું છે?

ઉત્તર: હું કંઇ જાણું નહિ.

ઉપલું સગળું જોતાં બંનેની અડથી ચૈત્રથી નિયમ રાખવાનું માંડી વાળ્યું છે.

તા.૧૬થી સમજાવવાનું પ્રકરણ ચલાવેલું તે ૧૮મીની રાતે ૧૦ વાગે પૂરૂં થયું ને પછી હું ચંપકપુષ્પની સુવાસમાં નિરાંતે ઉંઘ્યો.

ચૈત્ર સુદ ૧૫, તા. ૨૨ મી અપરેલ

સવારેથી તે બપોર સુધી કંકાસ કીધો.

ડા૦ ૧, અનેક રીતે હું દુઃખી છું તેમાં ભાંગ પીવાની નહિ એ મને મોટું દુઃખ છે. એ જો મળતી થાય તો હું મારે ચૂપ થઇને બેસી રઉં ને મારૂં દુઃખ મને જણાય નહિ.(થોડીવાર ચૂપ રહેવાય પણ બીજે દહાડે તેની માઠી અસર થાય જ. તમોગુણ વધારવો નીશાનો અવગુણ છે. માટે તેની છૂટ હું નથી આપતો, ને તે કર્તા તેમાં પણ અમુક દિવસે કે હું આપું ત્યારે એવો કોઇ નિયમ તો કરે નહિ. મારી ખરાબી ભાંગથી થઇ છે એ મારા મનમાંથી જતું નથી માટે હું નિયમ વિના નહિ આપું. ન૦)

૨. રાતે મેં હવે આટલો નિશ્ચય કીધો છે કે કલહ ન કરવો, શાંતિ જ રાખવી. તમે તમારે જેમ ઇછો તેમ કરો.(બહુ સારો નિશ્ચય છે. ન૦)

---

૮. તા.૧૬ મી એપ્રિલની પુરી નોંધ એક ઊભી લીટી કરી છેકવામાં આવી છે.સં

૩. દિવસ મુકરરની બાબતમાં તમે ગમે તેમ કરો પણ તે જાણે તલપે બળે ને મારે તેમ કરવું એ મને ઠીક લાગતું નથી ને હું જાણું બળું ને તે તેમ કરે એ પણ ઠીક નથી માટે એ વાત છોડી દેવી.

ન૦ મેં કહી દીધું કે જ્યાં સુધી તું કોઇ પણ નિયમને નહિ વળગે-તું તારૂં મોટમ રાખતાં નહિ જાણે- તું તારો સ્વધર્મ નહિ જાણે-તું ઘરની દાઝ નહિ જાણે ત્યાં સુધી હવે મારાથી તુંને કોઇ રીતે મુખ્યપદે થપાશે જ નહિ. હું અન્યાયી દુઃખદ પક્ષપાતી કાનવાળો એવાં માઠા વિચાર તારા મનમાં પેસી ગયા છે તે નિકળશે નહિ ત્યાં સુધી મારાથી તને પસંદ પડતું કંઇ પણ બની શકશે નહિ.

સુ૦ ના સંબંધમાં આટલા દોષ અવશ્ય વિશેષ બહાર પડેલા જોવામાં આવ્યા. અતિઅધીરતા, અતિ આકળાપણું, અતિ બબડવું, ક્યારે પેટમાંનું ઓઠે આણી દેઉં, વળી છુપી રીતે જોવા સાંભળવાની ટેવ અને મારે વિશે પણ હલકો વિચાર કે હું તેની ખુશામત કરૂં છું.

જ્યારે કોઇ રીતે ડા૦ સમજી જાય તેવો વખત આવે ત્યારે સુ૦ આડી પડે ને પોતે પોતાના નિયમ બહાર કાઢે જેથી વળી કાર્ય થતું દૂર જાય.

તા. ૨૬ મીએ પાછલે પહોરે ચારેક વાગે મેં ડા૦ પાસે ભાંગ કરાવી પીધી પણ તેને પીવાનું કહ્યું નહિ. એ ઉપરથી તેનું બોલવું થતું કે તમે મને દુઃખ દો છો ને તે આટલા માટે જ મેં કહ્યું કે આજે હું શાંત છું ને ઇશ્ટની શમક્ષ કહું છું કે તુને કોઇ રીતે દુઃખ દેવું એ મારા મનમાં નથી. તું દુઃખ પામે છે તે તારે જ દોષે.

તા.૨૮ મીએ સાંજે ડા૦એ પાછો બબડાટ ચલાવી કહ્યું કે તમે મને સુરત નથી તેડી જતા તે મારા દુશ્મનને હસાવવા છે, તમે મારૂં સર્વસ્વ પીખી નાખશો, તમને મારૂં રહ્યુંસહ્યું અડકવાનો હક નથી.

મેં કહ્યું, શું છાના કોઇના કાગળ છે?

ડા૦ ના, મારી પાસે તો કંઇ તેવું નથી પણ ડાયરી વગેરે કંઈ હોય તે તમે જુઓ.

મેં કહ્યું, એમ જ્યારે મારો વિશ્વાસ નથી ત્યારે તારો મને કેમ હોય? વારૂં તું ઘરની વ્યવસ્થા તારી ઇચ્છા પ્રમાણે કેવી રીતે કરવા ઇછે છે તે લખી આપજે.

ડા૦ ના, હું તો કંઇ નથી લખવાની.

બેત્રણ દહાડા ધુંધવાટ ચાલેલો તેનું કારણ સુ૦ના કહેવાથી કે તે સાંભળતો હતો,-------આવતો વગેરે.

તા૨૯ મીએ ચૈત્ર વદ રવિએ રાત્રે પાછું તોફાન-કહી દો મારો નિકાલ કેમ કરો છો તે; મેં કહ્યું, તેવા જ વિચારમાં છું.

પછી બબડાટ ચલાવી પડોશીને જણાવ્યું.

મેં કહ્યું, તુંને મારો વિશ્વાસ નથી, મને તારો વિશ્વાસ નથી. હવે તારે મારે એકાંતમાં શી વાત કરવાની છે? એ તો નક્કી જ કે વિશ્વાસ ઉઠી ગયો છે.

પછી દુર્ગાના ઉપર ઉલટી-મને જ્ઞાન સમજાવા આવ્યો.પોતાની વાત તો વિસરી ગયો વગેરે.

તમે તો મને હલકી પાડો છો ને પડાવો છો. મને ઘેલી કરી કાઢી, ઇછીત ભોગ ભોગવ્યા છે. ના ના, જ્યાં સુધી મારૂં કલેજું ફટક્યું નથી, તેટલા લગીમાં મારૂં નકકી કરી દો.

મેં કહ્યું, તું મારું સમજી શકતી નથી. તારી તરફથી કોઇ હીમાયતી આવશે તેની સાથે વાત કરીશ.

ત્યારે કહે કે મારા હીમાયતી સાથે તો તમારે તુટેલી છે.

મેં કહ્યું, ત્યારે ધીરજ રાખ. વિચારીને નિકાલ કરીશું. હવે જે કરવું છે તે છેલ્લું જ.

તા.૧૯ મી મે,૧૮૮૩ વૈશાખ શુદ ૧૩

આગલી રાત ને પાછલી રાતની વાત કહી તે ન પાલવી. નિયમમાં હોય તે સારૂં એમ કહ્યું.

ડા૦ એક બળે ને એક રમે એમાં હું રાજી નથી એમ કહ્યું. તમારી તબિયેત બગડે છે એથી દાઝું છું કહ્યું ઇ૦.

ન૦ વાત તો ખરી, પણ હવે કરવું કેમ? સ્થિતિ તો આવી છે.

## પૂર્તિ-૧

(સૂરતમાં બનેલા બનાવ અંગેની ડાહીગૌરીએ પોતાના હસ્તાક્ષરમાં નોંધેલી વિગતો સં.)

પહેલા રામશંકર મારી કાકી પાસે આવ્યા ને કહ્યું કે હું તમને એક વાત કેહેવાને આવ્યો છઉં કે ડાહીગૌરીને તમારે સંભાળવા કારણ કે વખતે કવિસાહેબનો કાગળ આવે ને તેથી એ અકળાઇને નાનીબેનની જેમ ન કરે. ત્યારે તે સાંભળીને મોટાં કાકીએ મેહેતાજીને બોલાવ્યા ને પૂછ્યું કે રામશંકર આમ કેહે છે તે શું છે ? ત્યારે તેણે કહ્યું કે મોટી કાકી તમારે કંઇ એ વાત પુછવાની નથી. એ કીકુ જોડે એનો ઘણો જ બગાડ છે ને એ કામ હાથથી ગયું છ ત્યારે મોટી કાકીએ કહ્યું કે અમે એ વાત સાંભળી નથી ત્યારે એણે કહ્યું કે તમે શું જાણો મોહોલ્લામાના મોટા મોટા માxxxx હxxxx સુxનો છોકરો વગેરેના નામો ગણાવ્યાં ત્યાં મો૦કા૦એ કહ્યું કે હમે આજ સુધી એ છોકરીના ચેન એવાં દીઠાં નથી ને એવી હોય તો આટલું સહન કરીને રેહે નહી. ત્યારે મો૦કા૦એ કહ્યું જો એવો વેહેમ હોય તો થોડા દહાડા અહીં રાખો અથવા મુંબઇ તેડી જાઓ. હું કંઇ એ વાત જાણતી નથી. તમને જો વેહેમ હોય તો. પછીથી મારા કાકીની ખાતરી કરી આપવાને માટે ઘણીઘણી વાતો કરી પણ જે ઉતારતાં પાર આવે નથી. મારાથી છાના બંન્યો જણા મારા કાકી પાસે ફેરા ખાતા ને અહી સુધી કહ્યું કે કવિ(ને) કોઇએ નનામો કાગળ લખ્યો છે એ વિષેનો તે કવી પણ ગુસ્સે થયા છે. તેણ કોણ જાણે શું કરશે. એવો પાયો રચીને મુંબઇ આવ્યો ને

ઉજ્જમમે પણ ધમકાવીને કહ્યું કે તમે બધું જાણો છો ને જાણી જોઇને તમે કરાવો છો રાતનો તે સુવા આવે છે પણ તમે છાંનું રાખો છો વગેરે કહીને તેને(અવાચ્ય) બનાવી ત્યારે તેણે કહ્યું કે અમે કંઇ એવી વાતમાં સમજતાં નથી ને અમને આખો આમલીરાનનો મોહોલ્લો ઓળખે છે ને મકુભાઇના ઘરમાં ભાડા વના રહીએ છઇએ તે જો એવા હત તો અમને કોઇ રાખે. એ લોકોએ એવી એવી વાતો ફક્ત મારા ઉપર દ્વેશ થકી જ બધુ કીધું છે તેની સાબીતીઓ મારી પાસે ખુલી છે.

## પૂર્તિ-૨

### (અ)

(ડા૦ એ લેવાની પ્રતિજ્ઞાનો ખરડો)

સંવત ૧૯૩૯ ના ફાગણ શુદ ૯ વા.શનિ

હું મારા ઇષ્ટદેવ સાંબની સમક્ષ સત્ય કહું છું -

સુરતમાં ચારેક વર્ષમાં મારાથી મારો સ્વધર્મ સચવાયો નથી-મારા પતિના સંબંધમાં, ઘરની નીતિના સંબંધમાં ઘણુંક અઘટિત કીધું છે કે જેને માટે હું સાંબ પાસે ને મારા પતિ પાસે ક્ષમા માગું છું. અને હવેને માટે આ પ્રમાણે પ્રતિજ્ઞા કરું છું.

૧. મારા પતિ મારાથી અપ્રસન્ન થાય તેવું આચરણ કરવાની બુદ્ધિ નહિ કરૂં. કરૂં તો મારૂં પુણ્ય જે કંઇ આ જન્મનું છે તે મિથ્યા થાઓ. મનસા વાચા કર્મણા પતિવ્રત પાળીશ.

૨. પતિની આજ્ઞાને વ્રતની પેઠે પાળીશ.

૩. ઘરની વાત જીવજતે પરાયા જનને કે બેનપણીને નહિ કહું

૪. ઘરમાં સવિતાગૌરી તથા સુભદ્રા સાથે મોટીનાની બેનને ભાવે જ વર્ત્તીશ.

૫. પતિના આપ્યા વિના કોઈપણ સમયે હું માદક પદાર્થનો ઉપયોગ નહિ કરૂં.

અને મારા પતિને પ્રણામ કરી પ્રાર્થના કરૂં છું કે મારો અનુગ્રહ કરો.

આ કાગળ ઉપર સહી કરવી ઠીક ન લાગી તેથી બીજો કાગળ લખી આપ્યો છે એ જ મતલબનો પણ ટુંકામાં સુઘડ રીતે. તેથી આ કાગળ રદ કીધો છે. પણ તે બંને કાગળ સાથે રહેશે.(ન.)

### (બ)

( ડા૦એ લીધેલી પ્રતિજ્ઞા, મૂળપ્રત તેના જ હસ્તાક્ષરમાં છે. સં.)

હું મારા ઇષ્ટદેવની સમક્ષ સત્ય કહું છું કે મારાથી મારા સ્વામિની કેટલીએક આજ્ઞાનું ઉલ્લંઘન થયું છે કેટલાએક કારણથી તેમ થયું છે તોપણ તે મારા ધર્મથી ઉલટું થયું છે એમ જાણી હવેથી હું મારા ઇષ્ટ ને પતિ પાસે ક્ષમા માગું છઉં અને હવેને માટેએ એવી પ્રતિજ્ઞા કરૂં છું કે મારા પતિ અપ્રસન્ન થાય તેવું આચરણ કરવાની બુદ્ધિ નહિ કરૂં અને કરૂં તો મારા સત્યને દુષણ લાગશે. મનસા, વાચા, કર્મણા પતિવ્રત પાળીશ. પતિની આજ્ઞાને એક વ્રત માનીશ. ઘરની ગુહ્ય વાત કોઇને કહીશ નહી. ટુંકમાં આજ્ઞા પ્રમાણે ચાલીશ એટલે બધું આવી ગયું અને મારા પતિને પ્રણામ કરી પ્રાર્થના કરૂં છઉં કે જેવી હતી તેવી પાછી મને તમારી પ્રીતિમાં લો.

લા.આ. ડા.

સંવત ૧૯૩૯ના ફાગણ સુદ ૯ શનિ.

# ૭ : સવિતાગૌરી સંબંધી★

તા. ૧૦ મી સપટેંબર ૧૮૮૨ રવિવાર ૧૯૩૮ શ્રાવણ વદ ૧૩.

ત્રંબકરાવ આવેલા. તેને મેં કહ્યું કે કેટલાક મારા કામમાં મારે તમને લેવાના છે પણ પ્રથમ તો તમે કાનફીડેન્સ કેવી રીતે પાળો તે વિષે મારી ખાતરી થશે ત્યારે. પાછી વળી કેટલીક વાત ચાલી. સ. નો પ્રસંગ મેં કાઢ્યો કે તેના સંબંધીઓને મારે વિષે શું વિચાર છે તે મારે જાણવું છે. ત્યારે બોલ્યા કે તે હું જાણતો નથી પણ સ. નો વિચાર તમારાથી છૂટા પડવાનો છે એવું જ્યાં ત્યાં સંભળાય છે ખરૂં. તે તેમ હો પણ એ જ વિષયમાં મારે કેટલીક વ્યવસ્થા કરવાની માટે હાલ તમારે બારોબાર બની શકે તો ખબર કાઢી જણાવવું કે તેની તબીએત કેવી છે, તે ક્યાં છે, તે દીવાળી ઉપર સૂરત આવનાર છે કે નહિ, કે પછી હું જાતે જાણી લેઉં કે તમારી મારફતે કે હરકોઇ બીજી રીતે તે નક્કી થાય. પાંચેક દહાડા ઉપર સવિતાનારાયણને મેં પૂછ્યું હતું, તે ક્યાં છે ત્યારે તેણે જવાબ દીધો હતો કે અમણાં કાગળ નથી આવ્યો, ગોધે હશે.

તા. ૧૬ : ત્રંબકરાવ કહી ગયા કે ગોધે છે. છોટાલાલ પાલીટાણેથી ગોધે આવે છે બૈરીને ને બેનને મળવાને. ધનવંતરામની બૈરીને અધરણી છે તેથી દીવાળી ઉપર સુરત જાય પણ ખરા.

તા. ૨૨ : ત્ર્યંબકરાવે સુરતથી આવી કહ્યું કે શ્રાદ્ધ પક્ષ ઉપર આવશે ને ગવરીશંકરની બેન માંદી છે તેથી તેણે સુરત બોલાવી છે.

તા. ૧૭ મી અક્ટોબર ૧૮૮૨ : રવિભદ્રના કાગળમાંથી, 'આજ કેટલાક દિવસ થયા સવિતાગૌરી સુરત આવેલાં છે. તેમણે મને પરમ દિવસે બોલાવ્યો હતો અને આપને પત્ર લખી પુછાવ્યું છે (મારી પાસે) કે આપના ઘરમાં એના ઓરડામાં એની ચીજવસ્ત છે તે એને શી રીતે મળી શકશે ? તથા એની તમારા રેવાના મકાન તરફની બારી એ જતી વેળા બંધ કરીને ગએલાં તે પણ સઘળી અડધી (કાચ તથા લાકડાની) ઉઘાડી છે તે પણ તમને લખી જણાવવાનું મને કહેવાથી લખી જણાવ્યું છે.'

તા. ૫ જાનેવારી ૧૮૮૩ : ગણપતરામે કહ્યું કે મનસુખરામની સ્ત્રી સ.ને મળવા ગઈ હતી. અહીં છે ને સવિતાના કાકા કાકી સાથે રહે છે.

તા. ૪ ફેબરવારી : ત્ર્યંબકરાવ આવેલા. તેનાથી જાણ કે મારો મિત્ર હકીમ તે પાલીટાણાના ઠાકોરને સારી પેઠે ઓળખે છે. બહુ જ ડાઘીલો છે. નોકરોને પગાર આપે તે પગાર નોકરને દેશ ન જાય પણ રાજ્યમાં જ રહે ને નોકર નોકરી છોડી જીવતો પોતાને ગામ જવા પામે નહિ એવી ત્યાંની પરિસ્થિતિ છે. છોટાલાલ જાણે કે મારી સલાહ વિના ઠાકોર કંઈ કરતો નથી, ઠાકોર જાણે કે હું એને રમાડું છું.

તા. ૨૩ મી માર્ચ : હોળી પછી ગયા બપોરે ઘેર આવેલી. તેણે ડા. તથા સુ. આગળ કહેલું કે ભોજાઈ એકલી સુરતમાં છે ને પોતે મુંબઈમાં રહે છે તેથી તેનાં પીહરીઆં બહુ બબડે છે.

તા. ૭ મી અપરેલે ગણપતરામે આવી કહ્યું કે શવલાના છોકરાએ સ.ની આગળ જઈ વાત કરી કે ડા. તથા સુ. તમને મળવાને ઈછે છે ત્યારે તેની સાથે કહેવડાવ્યું કે હા, હું ગણપતરામને ઘેર તેઓને મળીશ. સ. એ તે તથા બીજાઓને કહેલું છે કે મેં કવિને રૂપીઆ આપ્યા છે તેના બદલામાં તેના ઘરના એક ગાળામાં રહું છું.

૧૮૮૩, તા. ૨૨મી મે,[1] ૧૯૩૯ ના વૈશાખ સુદ ૧૫-વદ ૧, મંગળે રાતે સ્વપ્નમાં-ડા. સાથે તકરાર થતાં તે બોલી કે હું દેખડાવું છું પછી ચાલી ગઈ કુવામાં પડી પણ વળી ગભરાઈને——— ને બાઝી પડી પાછી નીકળી આવી. એ વેળા સ. ઘરમાં ફરતી હતી ને ઘરની એક હતી એમ જણાતી હતી. બે જણ સ્વપ્નમાં દીઠાં. સ્વપ્ન પુરૂં થયે ઘડિયાળ જોયું તો બરાબર ૧૨ વાગેલા)

તા. ૨૪મી એ સુ. ઘરને ત્રીજે માળે દેખાવ દીધો.

તા. ૨૩ જુન ૧૮૮૩, જેઠ વદ ૪ શનિ યે રાત્રે :

ગણપતરામે આવી કહ્યું કે મનસુખરામની બૈરી કહેતી હતી, સ. પરમ દહાડે સુરત જવાની છે.

તા. ૧૮ જુલાઈ આ.શુ.૧૩ : એક છોકરાએ આફીસમાં આવી કહ્યું કે સુરતના ઘરની કુંચી જેની પાસે છે તેને લખો કે તે ઘર ઉઘાડે કે સવિતાગૌરી પોતાનો સામાન કાઢી લે. તેને કહ્યું કે એમ નહિ બને. તેણે મને કાગળ લખવો જોઈએ.

તા. ૬ અગસ્ટે, શ્રા. શુ. ૩ સોમ : રાતે ચિઠ્ઠી કે અમણા સ. ને શયનાદિનિયમ નિમિત્ત ગણનામાં લેવી જોઈએ.

---

★ શીર્ષક સંપાદકે આપ્યું છે. 'ધર્મતંત્ર' શીર્ષકની ડાયરીના અંતે, ફાગણ શુદ ૧૩ની નોંધના અનુસંધાનમાં વાંચો. સં.

૧. તા. ૨૨ અને ૨૪ મેની નોંધો છેકાઈ છે, છતાં વાંચી શકાઈ છે. -સં.

તા. ૭મીએ ચિઠ્ઠી કે સ. પાછી આ ઘરના સંબંધમાં આવશે. (એ ચિઠ્ઠી બક્કાએ ડાબે હાથે ઉપાડેલી તેથી વહેમ આવેથી તથા બીજી વાર ચિઠ્ઠી મૂકી તેમાં વિશેષ આ કે આવીને સંબંધ કરાવશે તો તેની ના આવી. વળી ત્રીજી વખત મુકી તો તેમાં ન આવી.

તા. ૧૯મીએ રાતે સ્વપ્નમાં એક ઓરડામાં ત્રિ. બાંક ઉપર સૂતેલી ઉંઘાડે સાથે. મોઢું મારી તરફ રહે નહિ તેમ, સ. ઉભી ઉભી વાત કરે તેની સામાં પણ નહિ. હું ત્રિ. ની પાસે હતો ને સ. આવી હતી. એવું કાંઈ કે ત્રિ. સ.ને સમજાવતી હતી કે તારે ઉગ્ર થવું.

તા. ૨૨મીની રાતે ને ૨૧ મીની વહાણે : એના સંબંધી વિચાર આવ્યા જ કરે. ખસેડ્યા ખસે નહિ. ક્ષમાના વિચાર, ત્યાગના વિચાર, ક્રોધના વિચાર, દેવાના તેના સંબંધી વ્યવસ્થાને માટે મંડળ કરવાના તેના સંબંધી, વળી કંઈજ કરવું નહિ અવજ્ઞા ઈત્યાદિ.

તા. ૫ સપટેંબર, ગણેશ ચતુર્થીની રાતે સ્વપ્નમાં સ. સાથે મૈથુન. ( જો કે તેના સંબંધી વિચાર ઘણું ખરું કાઢી નાખેલ તે છતાં.)

તા. ૩૧ અકટાબર ૧૮૮૪, તાબુતને દહાડે : ગણપતરામે ઘરમાં કહ્યું કે સ.ને સ.નારાયણ સાથે ટંટો થયો છે ને તે જુદો થયો છે.

સ. ને ત્યાં પાનાચંદની વહુ શું શી બાબત આવે છે ?

તા. ૨૯ અપરેલ- ચૈત્ર વદ ૭-૮ રવિ. સુભદ્રાને ડાહીના દેખતાં કહી દીધું કે હું પરદેશ હોઉં કે હૈયાત ન હોઉં ત્યારે તારે તો છોકરા સાથે ડા. થી જુદાં જ રહેવું-એકએકને મળવું વગેરે વહેવાર રાખવો પણ સાથે તો રહેવું જ નહિ. અને ઘણું કરીને મુંબઈમાં જ રહેવું. તારે સુરતની કે સુરતના ઘરની જરા દરકાર કરવી નહિ.[2]

---

૨. આ લખાણ છેકાયું છે, પરંતુ સ્પષ્ટ વાંચી શકાય છે. સં.

# ૮ : રામશંકર★ સંબંધી

તા. ૨૨ ડિસેંબર ૧૮૮૧

તમે મને કહી જણાવ્યું કે વર્ષ બે વર્ષ સુધી હું તમારા વિના ઘરના કોઈના સાથમાં રહેવાને ઈચ્છતો નથી.

૨૬ મીએ – ટંટો થયા પછી, તા ૮ મી જાનેવારીએ તમે જણાવ્યું કે મારૂં રહેવાનું મુંબઈમાં કરવાનો વિચાર કરવો, નહિતર છ માસની રજા આપશો. એ રજાનો વખત કન્યાળી કે મુંબઈ કે સુરત કાઢીશ.

ફેબરવારીમાં તમે લખ્યું કે મને મુંબઈ બોલાવી લો કે ડા. ને તેડાવી લો.

ફાગણ સુદ ૨ જે મુંબઈ આવ્યા ત્યારે ચારેક દહાડા રહી પાછા સુરત ગયા.

તા. ૧૫ માંર્ચે મારા લખવાથી ડા.એ તેઓને રજા આપી. પણ તે પોતાની કોટડીમાં રહેતા.

વૈશાખ વદ ૦।। એ ઘર બંધ થયા પછી સૂરતમાં હતા.

આષાઢ શુદ તેરસે કન્યાળી ગયા તે આશો વદ ૮એ સૂરત આવ્યા.

કારતક વદ ૧એ મુંબઈ આવ્યા.

તા. ૧૦ જાનેવારી ૧૮૮૩, ૧૯૩૯ પોષ સુદ ૧ વાર બુધે.

રામશંકરની સાથે વાત કરી ને તેણે જણાવ્યું કે હું હાલ મુંબઈ રહેવાને ઈછું છું, પણ જુદો રહેવાને ઈછું છું ને વાલકેશ્વર રહેવાને ઈછું છું.

મેં કહ્યું કે હું ત્રણ મહિના સુધી દર મહિને રૂા. પાંચ આપીશ ને તમારે હું જે લખવાનું આપું તે લખવું ને બીજા જોઈતા રૂપીઆને માટે તમારે બીજા કોઇ મિત્રો પાસે લેવા. પાંચથી વધારે હાલમાં મારાથી અપાશે નહિ. અહીં વપરાતું વાસણ જોઈયે તો લેઇ જજો ઘર માંડવાને.[1]

રામશંકરે પોતાની ભ્રમણામાંથી ખસવાને ચિઠ્ઠી નાખી નક્કી કર્યું કે દ્વારકે જવાનું માંડી વાળી મુંબઈમાં રહેવાનું નક્કી કીધું. એ ઉપરથી મેં —— પાસે ખટપટ કરાવી તા. ૧ લી માર્ચથી વિદ્યાલયમાં નોકરી અપાવી. પછી હોળીની રજામાં મને ન જણાવતાં રાજીનામું આપી —— ત્યાંથી વળી પાછા આવ્યા. પછી વળી ગામ ગયા. ને વળી મુંબઈ આવ્યા. એને મેં તા. ૪ થી અપરેલે કહ્યું કે હું તમારી ભ્રમણાથી કંટાળેલો છું હવે તમારે મારા ઉપરથી મોહ ખસેડી, મને મુવો જાણી મારી પાસેથી દૂર રોહ. સ્થિરચિત્ત થયે ફરી મળવું હોય તો મળજો. તેણે કહ્યું કે ત્રણેક વર્ષ હું સંન્યાસીઓના સહવાસમાં જ રહેવાનું નક્કી રાખીશ. મેં કહ્યું હવે મને તમારે કંઈ પૂછવું નહિ.

એટલું છતાં તે હજી ઘર છોડતો નથી. તા. ૧૬ મીએ – રામનવમીએ સવારે તેણે મને કહ્યું કે મારાથી એક અપરાધ થયો છે. તે કહી દેઉં છું. તમારી ઇછા કે કે છોટુલાલ સાથે કંઈ પણ કાગળપત્ર લખવા નહિ તે છતાં મેં મહિના બેએક ઉપર એક કાગળ લખ્યો છે ને તેમાં લખ્યું છે કે સ. બેએક વર્ષમાં પોતાની હતી તે સ્થિતિમાં આવશે – તમારા સંબંધમાં રહેનાર નથી. મેં પૂછ્યું કેવી સ્થિતિમાં? ત્યારે કહે કે આપણા ઘરમાં. મેં કહ્યું તમે શા ઉપરથી લખ્યું ? તમે સ.ને મળ્યા હતા ? ત્યારે કહે કે મારા તર્ક ઉપરથી મારાથી લખાયું હતું. મેં કહ્યું, ખોટું કીધું.

તા. ૩૦મી અપરેલ ૧૮૮૩, ચૈત્ર વદ ૮ સોમવારે સવારે તે પોતાને ગામ ગયા. પાંચ રૂપીઆ આપ્યા છે. તેણે લેવાની ના કહી પણ મેં કહ્યું કે તમારે કહીયે તે કરવું. પછી લીધા હતા.

તા. ૩ જી જુન ૧૮૮૩ એ સુરતથી કાગળ મોકલેલો તેના કવર પર લખેલું 'જે વાત મેં મારો અપ્રાધ ગણી માફી માગી હતી તે વાત સુરતમાં બહાર પડી છે.'

એ શિવરાત્રિની રાતે રામશંકરની મૂર્ખાઈ, છોટુ ને સ. એની મૂર્ખાઈ ને ઝંખના ('વિચાર' છેકીને સં.) ઉંઘમાં આવ્યા કીધા હતા. એક વાગ્યા સુધી.

તા. ૨૧ અકટોબર ૧૮૮૪, સંવત ૧૯૪૧ કારતક સુદ ૩ વા. ભોમે.

રામશંકરે કહ્યું કે જો વ્યવહાર કામ કરવાનો નિશ્ચય થશે તો તે હું સ્વતંત્ર ઉદ્યોગે કરીશ, રહીશ અને તેવું કામ મળતાં લગી જો મને જરૂર પડશે તો હું તમારો આસરો (દ્રવ્ય સંબંધી) માંગીશ.

ઘરના સ્રીજન વિષે એનો બહુજ માઠો વિચાર છે ને તેને માટે મારે માટે પણ કંઈ ખરો આવી રીતનો – હું યથાધર્મ વર્તતો નથી અથવા તેમ વર્તવાને નિર્બળ છું.

---

★ કવિનો એક કારકૂન. શીર્ષક સંપાદકે આપ્યું છે.

૧. શરૂઆતથી અહીં સુધીની નોંધ પર ઊભો લીટો છે. સં.

મારે આટલું જ માગી લેવાનું કે ચડી આવેલી વાદળી જોઈને જીવને ઉચાટમાં રાખવો નહીં- બહાદુર કપતાનની પેઠે તોફાનમાં ધીરજથી હંકારી આવવું.

ધીરજ હિંમત રાખવી,
ગાવાં હરિના ગુણ;
શી માયા છે તેહની,
નથી તેમાં કંઈ ઊણ.

પ્રેમ સાચા નર્મદના આશિષ.

# જદુનાથજી મહારાજને

**(જદુનાથજી સાથે પુનર્વિવાહનો વાદ કરવા સારુ સભા ભરવા સંબંધી મારા કાગળો.*)**

(૧)

જદુનાથજી મહારાજને વિનંતી કરું છઊં કે જ્યારે હું સુરતમાં હતો, ત્યારે તમે મને પુનર્વિવાહવિશે વાદ કરવાને તેડ્યો હતો, પણ તેમ કરવાની મને ત્યાંહાં જોગવાઈ મળી ન હોતી. તમે અહીં આવતાં વારને પણ ઘણાએકને મોહોડે કહ્યું હતું કે મારે નર્મદાશંકર સાથે પુનર્વિવાહ વિશે વાદ કરવો છે. પરંતુ હાલમાં તમે એ વાત કંઈ બોલતા નથી. તમે મને કહ્યું હતું કે 'હું અહીં ચાતુર્માસ રહેવાનો છું.' હવે ચાતુર્માસની આખર આવવા માંડી છે ને તમે એમના એમ જતા રેહેશો અને તમારો મનોરથ પાર પડશે નહીં એમ મને લાગે છે. માટે હવે હાલ બીજાં કામો મુલતવી રાખીને પેહેલી જ જોગવાઈએ પુનર્વિવાહ ન કરવો એવિશે તમારો, મારી સાથે વાદ કરવાનો ઘણા દહાડાનો જે આગ્રહ છે તેને અમલમાં લાવવાસારુ તમારે કોઈ ત્રાહીતને ઘેર એ કારણસર જાહેર સભા ભરવી. જ્યાંહાં કે પારસીભાઈયો પણ આવી શકે.

આ વિનંતી તમે માન્ય કરશો તો ખરો ખોટો વાદ લોકના જાણ્યામાં આવશે અને બુદ્ધિવર્ધકના સુધરેલા સભાસદો, અને સુધરેલા શેઠીયાઓ જેઓ તમારી મારફતે ઘણાં સારાં કામ કરાવવાને આતુર છે અને જેઓ ઘણા દિવસ થયા એ બાબતનો નિવેડો જોવાને ઘણા અધીરા છે તેઓના ઉપર મોહોટો ઉપકાર થશે. તેમ પારસી ગૃહસ્થો જેઓની મદદ હિંદુસુધારામાં ઘણી છે, તેઓને પણ થોડી ખુશી નહીં થશે.

તા. ૧૫ મી આગસ્ટ ૧૮૬૦. લા. નર્મદાશંકર લાલશંકર.
સુધારાની તરફથી.

(૨)

જદુનાથજી મહારાજ,

વિશેષ ગઇ કાલે સાંજે આસરે છ કલાકે તમે મને ચિઠ્ઠી લખી જણાવ્યું કે લાડની વાડી બદલીને ફિરંગીનાં દેવળ આગળ ધીરાજી મહારાજની જગા છે ત્યાં સભા ભરવાનો ઠરાવ તમે કીધો છે. પણ એ જગા સભા ભરવાને લાએક નથી. એ કામનેવાસ્તે કોઈ સારી જગા જોવાની ઘણી જરૂર છે કે જેમાં સારા લોકોને આવવાને હરકત રેહે નહીં, તથા જેમાં ઘણા જણાનો સમાસ થઈ શકે.

---

* મુંબઈના સુધારાવાળા વાણીઆ ભાટીયાઓને (શેઠિઆઓપણ) જદુનાથ મહારાજને વિશે એવું મત ધરાવતા હતા કે એ કોઈ સુધારાને ઉત્તેજન આપનાર છે અને તેથી તેઓ તેને મોટું માન આપતા હતા. હું અને એક મારો કાએથ મિત્ર જે સુરતના, તે હમે સારીપઠે સમજતા હતા કે જદુનાથ મહારાજ કેટલા સુધારાવાળા છે. મેં ઘણી ઘણી રીતે મારા મિત્ર કરશનદાસ મુળજી વગેરેને સમજાવ્યા કે તમે પછવાડેથી પસતાશો, પણ તેઓની નજરમાં કંઈ મારી વાત આવી નહીં. મેં નનામાં ચરચાપત્ર લખ્યાં હતાં. પણ તે સત્યપ્રકાશ ને રાસ્ત ગોફતારના અધીપતીઓની તરફથી દાખલ કરવામાં આવ્યાં નોહતા. ને સત્યપ્રકાશના અધીપતીએ તો એક વખત તા. ૧૨ મી આગસ્ટ ૧૮૬૦ ના પત્રમાં મારે વિષે પોતાના પત્રમાં એવી મતલબનું લખ્યું હતું કે મહારાજ તો સારા છે પણ હમારા કેટલાક મિત્રો મહારાજની સાંમા છે તે જોઈને હમે ઘણા દલગીર છૈયે. હું લાચાર એકલો રહ્યો. હું ને કાએથ મિત્ર તો મહારાજના પ્રપંચો પ્રથમથી જ જાણતા હતા, પણ હરીલાલ મોહનલાલ નામનો એક વાણીયોમિત્ર અને બીજા કેટલાએક, જેઓએ મહારાજને કેટલાક ધર્મ સંબંધી પ્રશ્નો કર્યા હતા (સમશેર બાહાદુર જોવું) તેઓની પણ ખાતરી થઈ હતી કે મહારાજ પોતાના સેવકોને જુદું સમજાવે છે અને સુધારાવાળાઓને જુદું સમજાવે છે. જદુનાથ મહારાજ, સુધારાવાળાઓને એવા તો માનીતા થવા આવ્યા હતા કે તે મહારાજે નર્મદાશંકર કેવળ નાસ્તિક છે એવું પ્રગટ સભામાં ઠરાવવાને લખમીદાસ ખીમજીની મારફતે એક સભા ભરવાની ગોઠવણ ખાનગી કરી હતી. તે વાતની મને ખબર પડી કે મેં તરત ઉપલું હેન્ડબીલ છપાવી પ્રગટ કર્યું. મતલબ કે સુધારાવાળાઓ ન ઠગાતાં પાછા વ્હેલા વ્હેલા ઠેકાણે આવે. એ હેન્ડબીલ નિકળ્યા પછી મારા સાથીઓ મને ઘણું બીવડાવતા હતા ને મારી ઘણી મશ્કરી કરતા હતા ને કહેતા કે હમે તમારી સાથે નહીં આવીયે. હું કેહેતો કે 'દીયર ઉપર શું દીકરી જણી છે ? જાઓ જાઓ બાયલાઓ, હું એકલો જઇશ, ખરે તેઓ પછી સભાને દાહાડે આવ્યા જ નહીં. મારો કાએથ મિત્ર પણ આવ્યોજ નહીં. આવનારમાં લખમીદાસ ખીમજી, ત્રિભોવનદાસ દુવારકાદાસ, મોતીરામ ત્રિકમદાસ, બાવા કિસનદાસ, ગંગારામ અને રઘુનાથ બાબાજી એટલાજ હતા. ભાઈ ઝવેરીલાલ ઉમીયાશંકરે મને જદુનાથ સામે વાદ કરવામાં સારી મદત કરી હતી. તેમ અજ્ઞાનીઓની તરફથી થવાના હુલ્લેડની સાંમે થવામાં પેહેલવાન બાવા કિસનદાસ અને છાતીવાળા રઘુનાથની મને સારી કુમક હતી. પણ પછી હુલ્લડ તો થયું નોહોતું, પણ હો હો ઘણી થઈ રહી હતી. એ સભા તા. ૨૧ મી આગસ્ટ ૧૮૬૦ એ મળી હતી તેનો સવિસ્તર હેવાલ તા. ૨૬ મી આગસ્ટના સત્યપ્રકાશમાં છે. તેમાં મારા કાગળો, મહારાજની તરફના જવાબો અને હમારી વચ્ચે ચાલેલો સંવાદ પણ છે.

૨. તમે આજે બપોરનાં બે કલાકે સભા ભરવાનો વખત રાખ્યો છે, તે મારે તથા મારા મિત્રોને અનુકુળ નથી. મારા ઘણાએક મિત્રો જેઓ એ વખતે પોતપોતાના ઊદ્યમમાં લાગેલા હોય છે, તેઓથી આવવાનું બને તેમ નથી.

૩. વળી મારા સાંભળ્યામાં આવ્યું છે કે, તમે પોતાને બેસવાસારૂ ખુરસી અથવા કોચની, અને બીજાઓને ભોંયપર બેસાડવાની ગોઠવણ કરી છે, તે યોગ્ય નથી, માટે તમારે કૃપા કરીને સહુને વાસ્તે એકસરખી બેઠક કરવી જોઇએ. અથવા સેઠ મંગળદાસની ઈસકોલમાં થોડા દહાડા ઉપર તમે પધાર્યા હતા તે વખતે જે ગોઠવણ થઇ હતી તેવી ગોઠવણ થાય તો પણ સારૂં. કેમકે એ સભામાં સભ્ય વિદ્વાન પ્રતિષ્ઠિત ગૃહસ્થો આવશે એવી અપેક્ષા છે. માટે તેઓનો તેઓની યોગ્યતા પ્રમાણે સત્કાર થવો જોઇયે.

૪. જે પ્રમાણે અત્રે સુપરીમકોર્ટ વગેરે ઈનસાફની જગામાં વાદી પ્રતિવાદી પોતપોતાના હીમાયતિઓની મદદથી સલુકાઈથી પોતાનું કામ ચલાવે છે તે પ્રમાણે આપણું કામ ચાલે અને કાંઇ ઊતપાત ઊઠે નહીં, તેને વાસ્તે પોલીસની તરફનો તમે શો બંદોબસ્ત કીધો છે તે કાંઈ જાણવામાં આવ્યો નથી.

૫. પુનર્વિવાહ સરખી ઘણી અગત્યની બાબતમાં બંને તરફથી જે તકરાર ઊઠે તે લખી રાખીને તેના ઉપર નિષ્પક્ષપાત અભિપ્રાય આપવાને, તથા લોકોમાં પ્રસિદ્ધ કરવાને રાખરખાવટ ન રાખે એવા પ્રમાણિક પંચ નેમવાની જરુર છે. એ પંચ, સભામાં વાદવિવાદ કરવાસંબંધી જે કાયદાઓ ઠેરવે તે પ્રમાણે ચાલવાને બંને પક્ષવાળાઓએ અગાઉથી કબુલ થવું જોઇયે.

૬. વાદવિવાદ કરવાનું કામ ગુજરાતીભાષામાં જ રાખવું, કે જેથી કરીને તમારા વૈષ્ણવ વગેરે જેઓ ત્યાં એ વિષય સાંભળવાને હાજર થયા હોય, તેઓ સમજી શકે.

૭. એ ઉપર લખેલી કલમો વિશે તમે શો બંદોબસ્ત કરવા માંગો છો તે કૃપા કરીને આ ચિઠ્ઠી પોંહોચ્યા પછી બે કલાકની અંદર તમારે હમને લખી જણાવવું, કે જેથી હમને વિચાર કરવા સુઝે, પુનર્વિવાહ સરખી ઘણી અગત્યની બાબત વિશે સભા મેળવવી, તથા કામ શી રીતે ચલાવવું એ બાબત આપણે બેઉએ અગાઉથી બંદોબસ્ત પત્રદ્વારે કરવો જોઇયે. સંવત ૧૯૧૬ ના ભાદરવા સુદ ૫ વાર ભોમ્મે ૮ કલાકે. તા. ૨૧ મી આગસ્ટ ૧૮૬૦

લા. નર્મદાશંકર લાલશંકર.
સુધારાની તરફથી.

(૩)

તા. ૨૧ મી આગસ્ટ ૧૮૬૦

જદુનાથજી મહારાજ,

તમારો પત્ર આજે ૧૧ કલાકે મળ્યો તે વાંચી જોતાં હમને કંઈ મનપતીજ ખુલાસો થયો નથી.

સમય થોડો રહ્યો છે તેને લીધે હમે તમને એટલું જ હાલ જણાવીયે છૈયે કે શેઠ જગંનાથ શંકરશેઠ, શેઠ મંગળદાસ નથુભાઈ તથા દાક્તર ભાઉદાજી તમારી વિનંતિ ઉપરથી પુનર્વિવાહસંબંધી તકરાર સાંભળીને પોતાનો અભિપ્રાય પ્રસિદ્ધ કરવા કબુલ થયા હશે તો તમોએ હમારી સંમતિ લીધા વગર જે જગા તથા વખત સભા ભરવાને નેમ્યાં છે તેને અનુસરીને હમે આવવા તૈયાર છૈયે. તમારી તરફના ઠરેલા સદરહુ પંચ સભામાં આવીને બિરાજ્યા છે એવી હમને સૂચના થતાં જ હમો તરત આવીને જે હમારે વિદિત કરવાનું છે તે તેઓની આગળ કરીશું.

આજે બેથી તે પાંચ વાગતાસુધી જો તમારી તરફના સદરહુ શેઠિયાઓ, સભામાં આવ્યા તો ઠીક ને જો તેઓ એટલી વખતમાં આવ્યા નહીં તો તેઓ સભામાં હાજર થવાને રાજી નથી એમ હમે સમજીશું.

મહારાજ— ! ! ! તમેં એવું તો કદી મનમાં લાવતાજ નહીં, જે હમો તમારી સાથે પુનર્વિવાહ સંબંધી તકરાર કરવા એકવાર જાહેર રીતે કબુલ થયા પછી છટકી જશું. કદાપિ રખેને કેહેવત પ્રમાણે તમારા હઇડાંની વાત તમારે હોઠે આવતી હોય ! હમે તો તમારી યોગ્યતા ઉપર નજર રાખીને ઉત્તમ બંદોબસ્ત કરવા સંબંધી પત્ર લખ્યું હતું. હાલ, એટલું જ.

લા. નર્મદાશંકર લાલશંકર.
સુધારાની તરફથી.

તા.ક. - માત્ર સભાસદ એ શબ્દ રાતી સાહીથી છેકેલો છે.

ન.લા.

૨

# નવલરામ લક્ષ્મીરામ પંડ્યાને

(૧)

મુંબઈ તા. ૨૪ મી માર્ચ ૧૮૬૩

મારા પ્રિય નવલરામ, - મુ. સુરત

તમારી ચોપડીનાં દર્શન આજ મને છાપખાનામાં થયાં છે એ ઉપરથી જાણજો કે તમારી ચોપડી અહીં પોંહોંચી છે ખરી. મારો એક મિત્ર થોડા દહાડા ઉપર અમદાવાદ ગયો હતો તેના કહેવાથી જણાય છે કે કવિ દલપતરામના એક શિષ્યે મહારાજ કેસ કવિતામાં કરવો શરૂ કર્યો હતો પણ પછી વચમાંથી મુકી દીધો છે, ને આજ લગી તમો સિવાએ કોઇ બીજો ઉમેદવાર નથી.

તમે તમારી ચોપડી મને દેખડાવ્યા વગર બારોબાર મોકલી દીધી તેને સારૂ તમે પસ્તાવો કરો છો એ જોઈ હું દલગીર છઉં. પસ્તાવાની કંઇ જરૂર નથી. કરેકશન પછી પણ થઇ શકશે, હવે તો તમારે પરીક્ષકોના છેલ્લા ઠરાવ થતા સુધી (પાંચેક મહિના સુધી) નિરાંતે બીજાં કામો કર્યા કરવાં. હવે એ વિષે તમે જેટલી કાળજી રાખશો તેટલી ફોકટ જશે.

ચંદ્રાવળા મેં બહુ સાંભળ્યા છે અને નમુનાને માટે બનાવ્યા પણ છે. ચંદ્રાવળા કરવાની અને ગાવાની રીત ઘણી સેલી છે, પણ તમારા સાંભળવામાં નહીં આવેલી તેથી તમને ઘણી મુંઝવણ પડી હશે. મને ચંદ્રાવળાની કવિતા ઘણી ગમતી નથી, તો પણ એ કાઠીઆવાડી ઉદાસી ઢાળ કરૂણારસમાં સારો લાગે તેવો છે ખરો.

તમે મશ્કરીમાં લખો છો કે 'પ્રસિદ્ધ રીતે કહોની, તે કવીશ્વર તમારો ઘણો જ પાડ માનશે અને પાડ માનવાને તેને કંઈ સાધારણ કારણ મળશે એમ પણ નથી.' તમે પ્રસિદ્ધ કહેવડાવવા માંગતા હો તો તેમ કરવાને હું તૈયાર છઉં. હું બીજાને માન મળતું જોઈ જેટલો ખુશી થાઉં છું તેટલો પોતાને માટે નથી. xxxxx

હવે તમે તે અહીં મોકલવા વિષે મારી સલાહ પુછો છો તો તે આ પ્રમાણે છે. ઘણું કરીને એવું જોવામાં આવે છે કે જે વાતમાં આપણી ખાતરી હોય તે વાતની બીજાને ખાતરી થાય અથવા ન થાય, પણ જે વાતની આપણે પોતાને ખાતરી નહીં હોય તો તે વાતની ખાતરી બીજાને થવી મુશ્કેલ. માટે તમને જો તમારી કૃતિ વિષે ખાતરી હોય તો બેલાશક તે મોકલી દેવી. દલપતરામના શિષ્ય સાથે તમારે મુકાબલે આવવું એમાં કંઇ હીણપત જેવું છે એમ મને લાગતું નથી, ને કદાપી સરસ ઉતરવાને બદલે એકાદિ પાયરી ઉતર્યા તો તેમાં કંઇ અપયશ જેવું છે એમ પણ મને લાગતું નથી. રડવા કુટવાના નિબંધને પ્રસંગે મારે ચારની સાથ મુકાબલે આવવું પડ્યું હતું. કવિતાની નવી શાળા આગળ જુની ટકનાર નથી એ વાત ઘણું કરીને ખરી છે, પણ પરીક્ષા પ્રસંગે પરીક્ષાનું પરિણામ...... પરીક્ષકો આગળ ઉમેદવારોની વિરૂદ્ધતા ઉપર, મતલબિયા અને સ્વૈચ્છિક પરીક્ષકો આગળ, એઓની રૂચી ઉપર અને પક્ષપાતી પરાધીન પરીક્ષકો આગળ વગવસીલા ઉપર આધાર રાખે છે. માટે તમારે તમારો ગ્રન્થ મોકલવો તો ખરો પછી તમારી મરજી હોય તેમને મોકલો કે તે હું જોઈ 'દફતર આશકારા' માં મોકલું અથવા ત મને પાછો મોકલું. તમે જે ચરણો લખી મોકલ્યાં છે તેટલાથી તમારા ગ્રન્થ વિશે મારાથી કશું અનુમાન થઇ શકતું નથી.

'ગોંદરે ભેંસ ને ઘેર ઝડકા' તેમ શું કરોછ ? તમારા ગ્રન્થનું પરિણામ જણાયા પછી તમારે જેને અર્પણ કરવો હોય તેને કરજો, પણ એવો તે કોણ છે કે જેને તમે છેક જ છાપરે ચડાવો છો ? એવો તે કોણ છે કે જેણે અલગ દૂર પડેલા અને ચાર પાસ ફરતા કોહ આવી રહેલા એવા કવિતા......કિલ્લામાં (પિંગળ શાસ્ત્રમાં) તમને પ્રવેશ કરાવ્યો અને ખરા... જ્ઞાનનાં અને બુદ્ધિનાં પુસ્તકો... ... ... ... ડ્યાં' અને જેનો તમે એ ... ... ... ...કે તમે કવિ દલપતરામ વિષે... ... ... ...

'કવિતાની જુની શાળા .... .... ... ..... ઉદય જાહેર હોવો જોઇએ-' એમ .... .... .... .... નવી શાળાને પ્રથમ જન્મ ..... ..... .... .... યો એ સમજવાનું અને .... ..... .... .... દાખલ પેહેલું માન પણ કોઈને ઘટે છે પુરૂં .... .... .... .... સ્ટર ઓફ ધી સ્કુલને માટે આચાર્ય લખો છો તે ધર્મમત સંબંધી હોય તો ચાલે પણ કવિતાને માટે નહીં ચાલે. હું ધારૂંછ કે માસ્તર ઓફ આ પોએટિક સ્કુલને માટે નામ આપવાની જરુર નથી. નામ આપ્યા વગર પણ નિવેડો થઈ શકશે.

હું તમારી ઇચ્છા પ્રમાણે હાલમાં કોઈને કંઇ જણાવતો નથી.

તમારો સાચો શુભેચ્છુ-

નર્મદાશંકર.

---

(આ પત્ર સ્થળે સ્થળે ખંડિત છે. સં.)

૩

## નંદશંકર તુલજાશંકર મહેતાને

(૧)

તા. ૧૭ અકટોબર ૧૮૬૮

ભાઈ (?) નંદશંકર

જો કે કેટલાએક જણે તમારા ખોરીલા સ્વભાવ વિષે મને દાખલા સાથે કહ્યું છે ને ડાંડિયામાં મોતીરાય વિષે લખેલા તમારા કાગળે તમારી કંઈ એક સુઘડતા બતાવી છે. તોપણ મેં જે તમારા સ્વભાવ વિષયમાં મારા ત્રણ વરસના અનુભવ ઉપરથી (અહીં રહેવા માડ્યું તેની પહેલાં હું તમારે વિષે કંઈજ જાણતો નહીં) જે મત બાંધ્યાં હતાં, તેમાં એક આ હતું કે તમે કેટલાએક કામ જોસ્સામાં કરો છો ને પછી પસ્તાઓ છો. પણ પછવાડેથી બે ત્રણ દાખલા તમારી વર્તણુકના મારી જાતના અનુભવમાં આવ્યા છે તે ઉપરથી તમારા થંડા લોહી ને હૈયામેલ વિષે મારા મનમાં નક્કી જેવું થવા આવ્યું છે. છેલ્લો દાખલો આ કે-

ઈનામના નિબંધ વિષે તમારૂં મત માગવાનું કારણ આ જ કે તે ઉપરથી કંઈ તમારૂં મન જાણી લઉં. જો નિષ્પક્ષપાત ક્રિટિક દાખલ નિબંધ રદ કર્યો હોય- રદ કર્યો હોય તોપણ હું જરાકે મનમાં સંકોચ ન આણતા ઉલટો તમને સાબાશી આપું એવો હું છઉં, એ વાત મારા અંતઃકરણની પ્રકૃતિ જે મિત્રોને મારી સાથે ઘણો સહવાસ છે તે સહુ જાણે છેજ. અગર તેમ ન હોય તો જાણી શકું કે ક્રિટિક દાખલ તમારૂં જ્ઞાન ઓછું છે અથવા દ્વેશભાવથી જ ખોટું મત આપ્યું છે. તમારે માટે મેં ભાંજગડ કીધી-કમીટી ખોટી રીતે પણ નારાજ થઈ- મને મત ન મળ્યાં. (તમે જ તે ન અપાવવાને કાં ન પ્રયત્ન કર્યો હોય ?) મને મોટો સંતોષ છે કે મેં મૈત્રીની પરીક્ષા કીધી છે. હું તમને નથી પુછતો કે તમે શું મત આપ્યું છે ? તે હવે મારે જોઈતું જ નથી. પણ તમારાથી જે હું આટલા દહાડા ઠગાતો હતો તે હવે નહીં ઠગાઉં, એ તમને જણાવવાને આ લખું છઉં કે તમને 'સીરિયસનેસ' ગમતું નથી. 'લાઈટનેસ' જ ગમે છે ને મારાં લખાણથી ફુલાસો કે એને કેવો ચિડવ્યો છે, પણ સુખે ફુલાજો. હૈયામેલ ને બહાર વિવેક એ રીતે રાજખટપટમાં છાજે. લોકમાં પણ બે રીત છે. જહાં બંને જણાં જાણે છે કે હમે એકમેકના હરીફ છૈયે ને જહાં એક ભોળો છે ને બીજો મનમાં ગાંઠવાળી મુંગો માર મારે છે. બંને રીત મને પસંદ નથી.

કુલીનતા ને મૈત્રી વિષે પુરૂં સમજવું ને તે પ્રમાણે વર્તવું એ સજાત માણસનું કામ છે. નિંદા કરવી, પુઠના ઘા કરવા, બહારથી વિવેક ને મનમાં મેલ રાખવો એ બાયલાપણું છે. મેદાન પડી ઘા કરવો એ મર્દાઇ છે. એકમેકને જાણ કરી ઉંચપણે લડવું એમાં મોટાઇ છે. સુઘડ બૈરાં પણ બોલે છે કે 'જુદ્ધેથી લડવું શૂંજથી ન લડવું.' હું એમ સમજું કે તમારૂં મન નિર્મળ છે ને તમે તારે હૈયામેલા હોઈ ભીતરમાં મારી નિંદા કરો ને મારી સાચી મૈત્રીને ભોળી ગણી કેટલાંએક હલકાં કામ કરી તેમાં ફુલાઓ. એ છતાં હું (થોડા સહવાસને લીધે) મૈત્રીમાં સાચો રહી તમારે વિષે સારો વિચાર રાખું, પણ જારે તમારી તરફથી અતીસેં થાય ત્યારે મને શક પડવો જ જોઇએ ને એ શકને ચાર પાસથી પુષ્ટી મળે ત્યારે અતઃપરને માટે મારે સાવધ રહેવું જ જોઇએ. તમે ઓદ્ધેદાર છો, હું નથી. તમે વગવાળા હશો, હું નથી, તોપણ મારા શુદ્ધ અંતઃકરણને ઉંચી નીતિનો અભિમાની છઉં. તેથી હવે મંડાવાની બાજીમાં તમને જીતવાની વાત તો કેમ કહેવાય, પણ મારે પોતાને માટે યશસ્વિ હારનો પણ સંતોષ પામવાની આશા રાખું છઉં.

અમે કેટલાએક મિત્રો ઘરમાં ને બહાર વેળાએ પરસ્પર વાદમાં અથવા મશ્કરીમાં ઘણા જ કડવાં વેણ વાપરીએ છૈયે, તો પણ હુને પાણીએ આગ લાગતી નથી. તેમ હમારામાં વિરોધ થતો નથી. કારણ કે હમારામાં મળ નથી. અગર થોડી વાર મળ ફાવ્યો તો શું થયું ? અંતે તો મળ જ નિંદાશે. જેઓ પોતે કાળા છતાં ગોરા છૈયે એમ બતાવવાને સામાં ગોરાને કાળા કહેવાને મથે છે, તેઓ પોતે જ પોતાની કાળાસ નિરખાવવામાં લોકને તેડે છે એવું મેં ઘણું જોયું છે. મને નથી જણાતું કે ગુજરાતી દેશીયોમાં ઐક્ય વ્હેલું થાય. એ થવામાં પ્રથમ મોટાં મોટાં મંડળોમાં સાચી મૈત્રી થવી જરૂર છે, ને જારે તમારા સરખા મૈત્રિ સમજતા નથી ને તે વળી મારા સંબંધમાં, તારે હવે પરમાર્થને માટે સાચી મૈત્રી-ની કહાં આશા રાખવી ?

તમારી તરફથી ને તમારી કંપની તરફથી જે હીણી ચાલ મારી તરફ ચલાવવામાં આવી છે ને તમારી તરફ જે ચાલ મેં ચલાવી છે, તે સંધું કદાચ કોઇ વખત એકઠા મળવાનો દહાડો આવવા જેવું હોસે તારે તો તે સઘળું માલમ પડી આવશે.

હવે વધારે લખવાની જરૂર રહી નથી. મરતી મૈત્રીની સેવામાં તેને છેલ્લાં આપવાનાં ઓસડમાં મારી તરફથી કંઈ ઊણું ન રહેવું જોઇયે, માટે ઉપર પ્રમાણે લખ્યું છે. પછી તે જીવો કે મરો. મરવા તો પડી છે ને હું તો મોયલી જ સમજું છઉં. હૈયામેલ ને ભણેલાની ઠગાઈ કરતાં ખુલ્લું દિલ ને ન ભણેલાની અવિવેક જેવી લાગતી લાગણી વધારે સારી સમજું છઉં. તમારી જેવી ચાલ ચલાવનારા બીજા કેટલાક મારા સંબંધમાં હતા ને છે, પણ તેઓને આવો કાગળ લખ્યો નથી. તમારે વિષે જે કેટલુંક સારૂં મત મારા મનમાં અગાડીનું ઠસેલું છે તેથી જ આ લખવાનું ટેકવાળું સમજું છઉં. જોઇએ હવે-

લી. જેવો તમે સમજો તેવો નર્મદાશંકર.

તા. ૨૧ અક્ટોબર સને ૧૮૬૮

ભાઈ નંદશંકર

પ્રથમ ક્રોધ ને પછી શાંતિ એમ તમારા કાગળનાં બે રૂપ જણાય છે, ને એ મારાં પોતાનાં બાંધેલાં મતને પુષ્ટી આપે છે. લોકના કહેલાં તથા તમારા કહેવા પ્રમાણે મારાં માની લીધેલાં મત ખોટાં છે, તે પ્રસંગો ઉપરથી સમજાશે ને તમારા લખવા પ્રમાણે આશા રાખું છું કે તે ખોટાં ઠરે.

ખરૂં જાણજો કે નિબંધ નાપાસ થયેથી લોકના કહેવાને મેં કાન આપ્યો નથી જ, પણ મને તમારે વિષે શક ઉત્પન્ન થયેથી એ શક દૂર કરવાને તથા નિબંધના દોષ જાણવાને મેં મત માગ્યાં હતાં. 'ધર્મ બજાવ્યો છે, દોસ્તિ અથવા વેરની સત્તા ચાલવા દીધી નથી.' એમ જ છે તો તે હું ખરૂં માનું છઉં ને મત વિષે તો જાણ્યા વના ક્યમ બોલાય - 'Advanced school boy' ને શોભા આપે તેવો છે-હતો, પણ scholarની પાસથી જેવા નિબંધની આશા રખાય તેવો નોતો એમ કહો છો તે તેવો પણ હોય; પરંતુ મારા ધારવા પ્રમાણે એવું ખરૂં કે વિદ્વાન પરીક્ષકોએ માત્ર પોતાના કલ્પેલા સ્ટાંડર્ડ પ્રમાણે નિબંધ ન આવ્યો માટે જ રદ કરવો ને નીચલી વાત ધ્યાનમાં ન જ લેવી, એમ ન હોવું જોઇયે:-

ગુજરાતી વિદ્યાર્થીઓનું કેટલું ગજું છે તે જાણવું જોઇયે. તમે તો લખો છો કે આડવાન્સડ સ્કૂલ બોયને શોભા આપે તેવો છે, પણ હું તો કહું છઉં કે ઈંગ્લંડની ગ્રામર સ્કૂલના ફર્સ્ટ ક્લાસના છોકરાને પણ શોભા આપે તેવો પણ ન હોય, તેમ જાહેર ખબરમાં માગેલા વિષયને જેટલું જોઇયે તેટલું લખાણ, હાલના ગુજરાતી વિદ્યાર્થીમાંથી આશા રાખી શકાય તેટલું લખાણ થયેલું છે કે નહી તે જોવું જોઇએ; ઇનામનો નિબંધ કેળવણી પર નથી માગ્યો, સ્ત્રી કેળવણી ઉપર નથી માગ્યો કે જેમાં ઘણીક વાત લખાય, પણ સ્ત્રી કેળવણીના લાભ વિષે માગ્યો છે, માટે એટલા જ પ્રકરણમાં શું અધુરૂં છે તેનો જ વિચાર કરવો જોઇયે. જેમ કેટલાક નિબન્ધીઓ માગેલા વિષયથી આડા ફાટી લખે છે તેવું શું મારે લખવું જોઇતું હતું ? 'વળી અગર કોઈ બીજો લખે તો સ્ત્રીકેળવણીના લાભ વિષે પુનરૂક્તિ વગર કેટલું વધારે ને વધારે સારૂં લખી શકે તે પણ વિચારવું જોઇયે. વળી હાલમાં જેટલા નિબંધ લખાયા છે તે કેવા છે, તેને કેટલાં ઇનામ મળ્યાં છે તે પણ જોવું જોઇયે. ચુંથાયલા વિષય ઉપર વરસ દહાડાની મુદત છતાં બસેંના ઇનામ માટે એક જ નિબંધ આવ્યો એનું કારણ શું ? મતલબ કે પોતે કલ્પેલા ઊંચા સ્ટાંડર્ડ (આંક્સફર્ડ કે કેમબ્રીજની યુનિવરસિટિના ?) પ્રમાણે એ નિબંધ તપાસવાનો નહતો, પણ ગુજરાતી વિદ્યાર્થિઓનું ગજું જોઇ તપાસવાનો હતો. નિબંધ કેમ લખવો એ વાત જ આપણા વિદ્યાર્થિઓમાં થોડા જ જાણે છે. હું મારી સમજ પ્રમાણે કહું છું કે એ જ નિબંધમાં લખનારે જે પેહેલી ચાર બાજુનું લખાણ કર્યું છે ને જેવી રીતે ગોઠવણ કરી છે ને જેવી ભાષામાં નિબંધ લખ્યો છે તેવું મેં હજી લખાયલા થોડા જ નિબંધમાં જોયું હશે ! માગેલો વિષય ને તે ઉપર આડું ન ફાટતાં જેટલું લખવું જોઇયે તે ઉપર મેં ઘટતું ધ્યાન આપ્યું છે ને ઇનામને લાયક હતો એમ મારી સમજમાં હજી પણ છે. કમીટીએ બસેંનું જ ઇનામ આપવું ને પછી પરીક્ષકોએ ઊંચો સ્ટાંડર્ડ કલ્પિ તે પ્રમાણે નિબંધ વિષે મત બાંધવું, એવું અનુભવી પરીક્ષક તો ન કરે. દલગીર છઉં કે તમારો સ્ટાંડર્ડ મારા જાણ્યામાં નથી. તમારો મત મારા જાણ્યામાં નથી ને એથી મારા લખાણના દોષ મારા જાણ્યામાં આવતા નથી ને મારે પોતાને માટે ઘણો ખિન્ન છઊં કે મારા નિબંધમાં મેં શું અધુરું રાખ્યું છે કે જેથી તે ઇનામને પુરતો લાયક ન ઠર્યો, ને એથી કમીટીએ હવે એમ જ કેમ ન જાણ્યું હોય કે બે બે વરસ થયાં નિબંધ લખાવીએ છૈયે ને કોઇ લખતું નથી અથવા સારૂં લખતું નથી. માટે નિબંધ લખવાને કોઇ ગુજરાતી વિદ્વાન શક્તિમાન નથી ને એથી તેણે હવે ભાષાંતરને માટે જાહેરખબર છપાવ્વી ! શું એ વિચાર મારો નિબંધ નાપાસ થયે બંધાયો ? એ મને બહુ લાગે છે ! અલબત મારે પરીક્ષકોના સ્ટાંડર્ડ અને મારી ભુલ એ જાણવાં જ જોઈયે. ને અગર પરીક્ષકો તથા બિજા વિદ્વાનો એક મતના હોય તો મારે મારી ભુલ કબૂલ કરી ચાનક રાખી સુધારો કરવો જોઇયે. હું શક્તિમાન છઊં અથવા નથી. પણ એકાદા આપેલા વિષય ઊપર હું પરીક્ષકો વિસ્મય પામે તેવો ઇલાબોરેટ એસે લખવાને હિંમત ભિડું તેવો છઊં. ઇનામના મૂલ પ્રમાણે મેં માગેલી વસ્તુ આ દેશના ભાવ પ્રમાણે આપી છે-જે વસ્તુ બિજા દેશના ભાવ પ્રમાણે મૂલ પ્રમાણે ન હોય માટે શું મારી વસ્તુ મૂલને લાયક નહીં ? પણ હશે-મત જુદા પડે જ. મેં મત માગવાને ચિઠ્ઠી લખી તેની પોંહોંચ પણ ૨૪-૨૫ દાહાડા ફરી ન વળી, તારે મેં મારી ખરી લાગણી બતાવીને એ કમીટીની નજરમાં અસત્ય લાગી. મારા વિચાર પ્રમાણે કમિટીએ ઉદાર મનથી તે ઉપર વિચાર કરવો હતો. કમીટી સાથે મારે તકરાર હતી તે નામ જાણી તપાસ્યો એ બાબતની હતી ને એ વિષે મેં છેલ્લો કાગળ દફતરે દાખલ રાખવાને કમીટીને મોકલ્યો છે તે તમારા વાંચવામાં આવ્યો હશે જ. હવે એ વિષે લખવું નિરર્થક છે એમ સમજી બંધ રાખું છું ને તમે પણ તેમ કરચો.

તમારા કાગળે કેટલીક વાતે મારા મનનું સમાધાન કર્યું છે-એટલે તમારા ક્રોધ વચનની સામાં મારાથી હવે તેવું લખાતું નથી તો પણ કંઇ લખવું તો જોઇયે ખરૂં. 'ખરૂં ખોટું ઓળખવાની તથા માણસના ગુણ દોષ પારખવાની શક્તિ વિષે મારો વિચાર ઉંચો હતો તે કંઇક હલકો થયો છે-' હું દલગીર છઉં કે તમારો કંઇક જ હલકો થયો-ઘણો થયો હોત તો વળી હું તમારા વિચારમાં પાછો ઊંચો થવાનો યત્ન કરત.

'મારા જેવો આ પ્રાંતમાં કોઇ લખનાર નથી એવું તમને અભિમાન છે એવું હું અંતઃકરણથી કહી શકું છું.' સ્વાભાવિક અભિમાન તો દર માણસને હોવું જ જોઇયે-ને તે મારામાં છે. હવે લોકમાં તે અભિમાન જોઇયે તેથીં વિશેષ અર્થમાં વપરાય છે. વળી સકારણ અભિમાન ને મિથ્યાભિમાન એમ પણ બે પ્રકાર છે ? સકારણ અભિમાન (લૌકીક અર્થમાં) મારામાં કેટલું છે ? સહવાસ નહીં એટલે તમે કાંથી જાણો ? ને કહ્યા વના તમારા વિચાર બંધાય નહીં ને કહ્યાથી અભિમાની કહેવાઊં તો પણ કહું છઊં-(અભિમાની કહેવાવાને).-હું સમર્થ વિદ્વાનોનાં કર્મો જોઇ વિસ્મય પામું છઉં ને વેળાએ આંખમાં ઝળઝળીયાં આણુંછ કે મારી એવી શક્તિ કેમ નહીં ! હું પણ ક્યારે મારી બુદ્ધિમાં વધારો કરૂં ? એઓની આગળ તો હું કંઇ જ ગણતીમાં નથી !- એવા એવા વિચારે હું ઘણો જ નમ્ર છઊં પણ જારે કેટલાએક બળીએલો મારે વિષે થતી રૂડી વાતો સાંભળી મારી નિંદા કરે છે, જારે કેટલાક પોતાની કાચી સમજ છતાં મારી સાથે મિથ્યા વાદ કરે છે, જારે મારે સામાને ખરૂં ખોટું જુદું પાડી પાડી યથાર્થ સમજાવવાનું હોય છે અથવા જારે હું મારા શ્રમનો બદલો નથી મળતો એવા ખ્યાલથી દલગીર હોઊં છું અથવા વેળાએ રમુઝ કરતો હોઊં છું, તારે મારી લાગણી ઉશ્કેરાય છે ને હું મારે વિષે અહીં ન વિદ્યાર્થિઓના મુકાબલામાં વધારે બોલું છું. જેને કેટલાક અભિમાન કહે છે-એ રીતનો હું છઊં, એમ જો તમે મત બાંધ્યું હોય તો તમે ભૂલ નથી કરી એમ હું પણ કહું છઊં.

મારા ગ્રંથ ઉપર જે સમજ વગર અથવા વિદ્વત્તા વગર ખોટી ટીકા કરે છે તેની હું દયા ખાઉં છું અથવા હાંસી કરૂં છઉં, પણ જે દ્વેશ ભાવથી કરે છે તેના ઉપર તો હું ચીડાઉં છઉં જ ને એ ચિડાવાને તમે અવગુણ કહો તો કહો. વળી શકને દૂર કરવાને અને વાજબી ઇન્સાફને માટે ગેરઇન્સાફથી ગભરાયેલો જે માણસ પોતાના મનમાં મળ ન રાખતાં ઉશ્કેરાયલી લાગણીમાં ખરી હકીક્ત કહે તેને તમે ઉદાર બુદ્ધિથી ક્ષમા, સજ્જનપણાથી વિવેક ને ન્યાયબુદ્ધિથી ન્યાય બતાવવાને બદલે આપવડાઈ ને પેતરાજી કરે છે એમ કહો તો કહો-હશે-હવે એ વાત ફરી ફરી કરવી નથી ચાહતો-પણ અગર કદાપી કમીટી સાથે થયલું મારૂં લખાણ પબ્લિકમાં મુકું તો તેથી તમે માઠું લગાડશો નહીં. કમીટી ને હું, ને તમે ને હું એ સંબંધ હું જુદો સમજું છઊં.

તમે મારી નિંદા નથી કરતા, તમારા મનમાં મેલ નથી ઇ. વાક્યોથી હું મારી તરફથી ઉપજેલો શક દૂર-સમૂળો દૂર કરૂં છઊં. તમને મારા કાગળથી માઠું લાગ્યું છે ને દલગીર થયા છો, પણ મેં મારો શક દૂર કરવાને જેવું મને લાગ્યું હતું તેવું લખ્યું છે તે જોઇ અને મૈત્રિ તોડવાને હું ઇચ્છતો નથી, એમ જે તેમાં છુપું છુપું બતાવ્યું હતું તે જોઇ તમે મારૂં નિખાલસ મન જોયું હશે.

જેમ તમે ઇચ્છો છો તેવી મારી ઇચ્છા પ્રથમથી હતી-ને સુરત આવ્યા પછી તમને સ્હોડમાં રાખી ઘણું કામ કરવાની મેં આશા રાખી હતી પણ તેમ ન થયું-હશે. હું કાનનો કાચો હતો તો તમને કાગળ લખત જ નહીં. હું કાનનો કાચો નથી ને તમારી કંપની વિષે જે શક હજી મને છે તેનો ખુલાસો વળી થઇ રહેશે. તમે પછવાડેથી કેટલીક વાત લખી છે તેની હાલ જરૂર નોતી, તેમ તમારે એટલાં નમ્ર થવાની પણ જરૂર નોતી. ખુલ્લા-મનને અગર કદી બહારથી મેલ વળગ્યો હોય તો તે કહાડવાને નિર્મળ પાણી જ બસ છે-ચરબીવાળા સાબુની જરૂર નથી તો વળી મોઘા અંગ્રેજી સાબુનું શું કામ છે ? ને એમ કરતાં સાબુની જ જરૂર હશે તો વિવેકને ભાવે અથવા દયાને ભાવે અથવા મૈત્રિને ભાવે અથવા મોટાઇમાં મેહેનત લઈ સાબુથી તે મેલ ધોઇ નાખશો, તારે હું શું ઉપકાર નહીં માનું ને મનમાં નહીં ફુલાઉં કે હવે ખરી મૈત્રિનો લ્હાવો લેવાના દાહાડા પાસે આવ્યા છે !

તમારા મનમાં મારે વિષે સ્વર્ગ જેટલો ઉંચો કે પાતાળ જેટલો નીચો વિચાર હો, તમે મારા કટ્ટા વેરી કે સાચા સ્નેહી હો, તો પણ હું તમારા શહેરમાં એક ક્યારેક્ટર છઉં, પછી ગમે તેવો. એ જ વિચાર તમને મારૂં અભિમાન રખાવવાને બસ છે એમ હું અભિમાનથી કહું છઊં ને તમે એ અભિમાન ઉપર હસશો જ-હસો હવે.

આ કાગળ બંધ કરતાં મરતી મૈત્રિ પાછી ઉઠી તેની ખુશાલીમાં હું મારાં પાન સોપારી ખાઊં છઊં ને તમે તમારી તપખીર સુંઘજો.

લી. સજ્જનની સજ્જનાઈમાં મગ્ન રેહેતો,
નર્મદાશંકરની સલામ.

## ૪

## કવિ હીરાચંદ કાનજીને

સુરત તા. ૫ માર્ચ ૧૮૬૮

કવિ ભાઈ હિરાચંદજી

ફાગણ સુદ ૭ નો પત્ર આવ્યો તે વાંચી સમાચાર જાણ્યા છે. જ્ઞાનસમુદ્ર મને પોંચ્યો છે. મારો ગ્રંથ હાલમાં તમને મુંબઈથી મળે તેમ નથી. થોડી એક નકલો બંધઈને આવી હતી, તેમાંની થોડીએક હું અહીં લાવ્યો છઉં ને થોડીએક નાનાભાઈયે વેચી છે. હજી દુકાનમાં પણ વેચવા મુકી નથી ને થોડીએક મિત્રોને પણ આપવી બાકી રહી છે. કાઠિયાવાડમાં મારે એ ચોપડીઓ મોકલવી છે, તેમ એક તમને પણ મોકલીશ.

હાલમાં વેચવાના મારા ગ્રંથમાં, કવિતાના મોટાં પુસ્તક શિવાએ બીજું કંઇ જ નથી. તમારા છાપેલા ગ્રંથમાંના અખા ભક્તની વાણીનો ગ્રંથ લેવાને કોઇ કોઇ વખત ગામડાંના લોક મારી પાસે આવે છે. માટે એ ગ્રંથની નકલ ૨૦ એક મારી પાસે હોય તો સારૂં. મહીપતરામ વિષેનો ગ્રંથ અને તમારા દુઃખનો ગ્રંથ એ બે મારે જોવા છે, માટે બને તો કોઈ પાસ નકલ કરાવી ગમે ત્યારે પણ મોકલવા. કાઠિયાવાડ ગયા પછી પણ વખતે વખતે કાગળ લખતાં રહેવું. ને તેણી તરફના સમાચાર જણાવ્યા કરવા.

મિથ્યાભિમાન ખંડન તમે કીયા પ્રસંગથી લખ્યો છે, એ વિષે મારે મારી હકીક્તમાં લખવાનું છે; ને એને માટે મને બહારથી કેટલીક ખબર મળી છે કે ભોગીલાલે તમારી ચોપડી લીધી નહીં, તેથી ડેપ્યુટીઓ ઉપર અને દલપતરામના કહ્યાથી મારા ઉપર તમે લખ્યું છે. ને એ પાછલું તો તમે પોતેજ મને કહ્યું છે, પણ એ બંને વિષે સવિસ્તર હકીકત જાણવી છે માટે જે સત્ય હોય તે યથાસ્થિત લખી મોકલવું. કાગળ નાટપેડ મોકલતાં સંકોચ આણવો નહીં. એજ વિનંતિ.

લા. નર્મદાશંકરના જે પરમાત્મા વાંચવા.

તા. કઃ- ભાઈ આપણે જે ઘણાએક બપોર વાતચિતમાં કહાડ્યા છે તે મને બહુ સાંભરે છે, તેમ ગત પુરૂષનું ચાંચલ્ય હજી મારી આંખ આગળ રમે છે.

## ૫

## ધનસુખરામ ઓચ્છવરામને

(૧)

પરમ સ્નેહી ભાઇ ધનસુખરામ ઓચ્છવરામને - મુ૦ વડોદરૂં

મુંબઇથી લા. નર્મદાશંકરના નમસ્કાર. તમારો પ્રેમપત્ર વાંચી ઘણો પ્રસંન થયો છું. તમે દયારામભાઇની છબી મોકલી તેને સારૂં તમારો મારા ઉપર મોટો ઉપકાર થયો છે. જે જે ચોપડીઓ તમે મંગાવી છે તે વિષે જાણવું કે તે ચોપડિયો ઘણાં વર્ષ ઉપર છપાઇ છે-હાલ મળતી નથી-જોવામાં પણ આવતી નથી. માટે જે નથી તે કંઇ મોકલાઇ શકાતી નથી તો પણ ખંતથી ખોળમાં રહી જેમ જેમ મળતી જશે તેમ તેમ મોકલાવતો જઇશ. અહીંના કાએચ વગેરે લોકો જેઓએ દયારામભાઇને સારી પેઠે જોયલા ને તેમની પાસ રહેલા તેઓ કહે છે કે એ છબી દયારામભાઇની નથી, એ તો રણછોડના જેવી લાગે છે-ચહેરામાં. મેં પણ એ છબીમાં જોતાં વારને રણછોડભાઇની છાયા જોઇ. તમારી રણછોડભાઇ વગેરેની ખાતરી છે કે એ જ છબી દયારામભાઇની છે. હશે ઉભય પક્ષને લીધે તમારી મોકલેલી છબી દયારામભાઇની જ છે એમ મારાથી કહેવાઇ શકાતું નથી. અહીંના મિત્રોએ રણછોડભાઇને જોયલા તેઓએ તો જોતાં વારને કહ્યું કે એ તો રણછોડની તસવીર છે.

હવે મારી ઇચ્છા એવી છે કે રતન સોનારણની પાસે જે છબી છે ને જેને તમે ખોટી ને ખરાબ કહો છો તે જ છબી, જેવી તમે જોઇ હોય તેવી જ મને તાકીદે મોકલી દો તો સારૂં.

અહીંના લોકોનાં વર્ણન પ્રમાણે સવિતાનારાયણે સોનારણ પાસે જોયલી તસવીર મળતી આવે છે, માટે જેમ એક સુંદર છબી મોકલવાની આપે તસદી લીધી તેમ પેલી બીજી તસબીર જેવી તમે જોઇ હોય તેવી કૃપા કરી તાકીદે મોકલવી. તમે અત્રે પધારવાના છો એ સાંભળી હું ઘણો ખુશી થયો છું કે તમ સરખા સ્વન્યાતી ગુણિજન સાથે મૈત્રિ બંધાય. તમે અત્રે આવશો ત્યારે હું મારા પેલા મિત્રો પાસે તેડી જઇશ અને પછી તમારી મરજી હોય તો તેઓના વર્ણન પ્રમાણે બીજી તસવીર લેજો. મારો વિચાર એમ કે ત્રણ તસવીર ઉપરથી એક નવી તસવીર ઉપજાવવી કે જેને સહુ લોકો કબુલ કરે. તમને ચોપડી મોકલતાં વાર લાગવાથી તમે મારે વિષે કંઇ જુદો જ વિચાર લાવી સોનારણવાળી તસવીર મોકલાવતાં વિચારમાં પડશો એમ હું ધારતો નથી. આટલો ઉપકાર કર્યો છે તેમાં

પેલી તસવીર તાકીદે મોકલીને ઉમેરો કરશો એવી આશા છે.

તમને વડોદરે સરનામું કરવું તે શી રીતે તે લખી મોકલજો ને મારું તમે આ રીતે કરજો. નર્મદાશંકર લાલશંકરને મુંબઇ મધ્યે કુંભાર ટુકડામાં લુહાણાની વાડીની પાસે નંબર ૯૧ વાળા ઘરમાં પહોંચે. કામકાજ લખવાં.

લા. તમારો દર્શનાભિલાષી.

(૨)

તા. ૧૮ એપરેલ ૧૮૬૫.

ભાઇ ધનસુખરામજી- મુ. વડોદરું.

આ પત્રનો ઉત્તર આવેથી છબી તાબડતોબ મોકલાવી દઇશ. તામસ, અધીરાઇ અને આકળાપણું દર્શાવંતો છટાથી વાંકામાં લખેલો આપનો પત્ર વાંચી મને સારી પેઠે હસવું આવ્યું છે. મને તમારી છટાથી લખતાં આવડે છે ખરું પણ તમે મારા ઉપર ઉપકાર કીધોછ. (છબીના બદલામાં અધીરાઈથી ચોપડીયો માંગોછ એટલે ઉપકાર કહેવો તો ન જોઇયે,) તેથી હું તમારી છટાથી લખવું દુરુસ્ત ધારતો નથી. તમારી મેહેનતના બદલામાં મેં રૂપીઆ આપવાનું કહેવડાવ્યું હતું પણ તેની તમે ના પાડી હતી. માત્ર મૈત્રિની નિશાનીમાં તમે મહેનત લીધી એમ હું જાણતો હતો. પરંતુ જ્યારે તમે ચોપડીના બદલામાં છબી આપો છો ત્યારે તે મૈત્રિની નિશાની ન કહેવાય. તમે મારે વિષે ખોટો વિચાર લઇ જાઓ છો એ જોઇ હું ઘણો દલગીર થાઉં છું. મેં તમને ચોપડીઓ મોકલવાની ના નથી કહી. ખાંતથી ખોળ કરી મોકલતો જઇશ, એમ લખવા છતાં તમને ખોટું લાગ્યું તો હવે ભાઈ સાહેબજીને વિનંતિ કરુંછ કે મારાં માણસોથી તમારું દીલ દુખાયું તો કોઇ પણ રીતે તેના બદલામાં મને હજી વધારે શિક્ષા કરી ક્ષમા કરો તેમ છો ? કહો તો તનથી માફ માગું એટલે નાક લીસોટી તાણી જાઉં, કહો તો મનથી માફ માગું એટલે તમારી સાથે કામ પાડ્યાથી જે પશ્ચાત્તાપ મને તમારા કાગળથી થયો છે તેને વધારે દહાડા ચલાવ્યાં કરું. અને કહો તો ધનથી માફ માગું, એટલે મારા ગજા પ્રમાણે તુળસી પત્ર અર્પી સાહેબને રીઝવું. 'છબી મોકલજો કે દરસણથી આપનું સ્મરણ રેહે' એમ તમો લખો છો તેમ હું પણ તમને લખુંછ કે હું તમારી ખુબીના કાગળો જોઇ જોઇ તમારા ક્રોધરૂપી વિછુ સાપના ડંસથી આકળવિકળ થઇ જઇ પશ્ચાત્તાપ કર્યા કરી તમારું સ્મરણ રાખ્યાં કરીશ. હું મારા માણસોનો પક્ષ નથી કરતો. કર્યો હોત અને મારા મનમાં કપટ હોત તો હું તમારી સાથે કાગળથી પ્રસંગ કરી ચોપડી મોકલવાની વાત લખત નહીં. હવે ગઇ ગુજરી વાતનું લંબાણ કરવું ન જોઇયે, તો પણ કોઈ બીજા સદ્ગૃહસ્થો તમારા હમારા કાગળો વાંચે તેઓને ઉભય પક્ષ સમજાવવામાં આવે માટે લખું છું કે તમને જે વેળા ડભોઇ જવાનું કહ્યું તે વેળા તમે એવું નહોતું કહ્યું કે ચોપડી મંગાવી આપો તો જ હું તમારી સાથે આવું. એમ ન કહ્યું એ તમારી મોટી ભલાઇ અને મૈત્રિ. છબી પાડ્યા પછી આગ્રહ ધર્યો કે મંગાવી આપો તો જ લઇ જાઓ ને હું કેવો માણસ છઉં એ વિષે સારી પઠે ચોકસી કરી નાચારીથી છબી આપી અને પછી પાછા હમણાં મારા કાગળથી નારાજી થઇ જઇ છબી પાછી મંગાવી લો છો એ પણ તમારી ભલાઇ અને મૈત્રિ. તમને સોનારણવાળી તસવીર પસંદ ન પડેથી અને તેવી તસવીર મુંબઇ સરખા શહેરમાં તમારી યશસ્વિ કલમને બટ્ટો લાગશે એમ સમજી તમે તે તસવીર રદ કરી. તમને યશ મળે તેવી બીજી ઉતારી. મેં મારા માણસને સોનારણવાળી જ ઉતારવાનું કહ્યું હતું પણ તેઓએ તમે અપ્રસન્ન ન થાઓ માટે અને તમારા કહેવા પર ભરોસો રાખીને તમે જે કીધું તે કરવા દીધું. રંગદાર અને ખુશમિજાજની તસવીર કરતાં મને સાદી અને ઉદાસી તસવીર વધારે ગમે છે ને ગમે તેવી તે તસવીર નઠારી હતી તો પણ મને તેની ઇચ્છા હતી. તે ઉપરાંત તમે રણછોડની સંમતીથી નવી બનાવી મોકલી એ તમારો મોટો ઉપકાર. ને એ ઉપકાર જાણનાર તમારા દિલમાં અપકારી જણાયો એ જોઇ મને કૌતુક સરખું ભાસે છે. જેવી ધીરજ તમે ડભોઇ જતાં પહેલાં રાખી હતી તેવી તમે પછવાડેથી રાખી શક્યા નહીં, એવે પ્રસંગે મારાં માણસો જેઓ એમ સમજેલાં કે નર્મદાશંકર આખા મુંબઇની ચોપડીઓ વિષે જાણે છે તે ગમે તેમ કરીને ખોળ કહાડી વેહેલી મોડી મોકલાવશે જ. એવા વિચારથી તેઓએ તમને નક્કી મોકલાવીશું એમ કહ્યું. તમે પાછળથી અધીરા થયા અને હું તમારો હિતેચ્છુ તે તમે મારે વિષે વગર પ્રસંગે ખોટા વિચાર કીધા એને વિષે તમે તમારા દિલને એકાંતમાં જ સમજાવજો. મારાં માણસો રે હું તરતની તરત ચોપડી ન મોકલી શક્યો તેટલા ઉપરથી તેઓને વિષે ને મારે વિષે ખોટા વિચાર કરો છો એમાં અમને તો અમારો દોષ કંઇ જણાતો નથી. કારણકે ચોપડીઓ મોકલવાની ના નથી કહી. 'ચાનક રાખી ખોળ કરી મોકલતો જઇશ' એમ લખ્યા છતાં તમે આકળા પડી જાઓ છો અને મૈત્રિના અંકુરને ક્રોધમાં ચાંપી નાંખો છો. કોઇ એક માણસે બીજાને કહ્યું કે હું તમને અગિયાર વાગે મળીશ ને પછી કેટલીક અડચણને લીધે તેનાથી બાર વાગે મળાય અને જેને સારૂ પેહેલો માણસ વિવેકમાં રહી બીજાની પાસે

માફ માગે અથવા પેહેલો માણસ અધોકથી મરી ગયેથી, બીજાને ન મળી શકે ને તેથી તે બીજો કોપાયમાન થાય તો તેમાં ને બીજા માણસનું ભલામણપણું ને સાચી મૈત્રિ (?) અને પ્હેલા માણસનું ખોટાપણું અને ખોટી મૈત્રિ ખરી (?). છબી મોકલવાને કંઇ જ વાર નથી પણ તમારા જેવો હું આકળો ગણાઉં માટે આ પત્રનો ઉત્તર આવતાં સુધી વાર લગાડું છઉં. આ પત્રના ઉત્તરની સાથે નીચલા પ્રશ્નનો ઉત્તર પણ લખી મોકલશો. લોકો કહે છે કે દૂર પડેલા ને ન દીઠેલા એવા પરદેશીની સુજનતાની પરીક્ષા કરવામાં વડોદરાનાં બૈરાં તહાંના પુરુષો કરતાં વધારે ચતુર છે તે વાત ખરી છે ? મનમાં મેલ રાખ્યા ના કરતાં તડ ને ભડ કહી દેવું એ મોટી નીતિ છે. સોનારણવાળી પેનસીલની જ છાયાવાળી છબી મોકલવાને મેં તમને લખ્યું હતું તે વિષે આપ ક્રોધમાં કંઈ જ લખતા નથી. એ જે તમારી કાગળ લખવાની ચાતુરી તે શિખવામાં હવેથી હું તમને ગુરુ ગણીશ. હું જ લખું છ કે હવે તમે તે મોકલવાની ખટપટમાં પડશો જ નહી. તમારો મેરૂ જેટલો ઉપકાર હું અળસિયાંથી કેમ ઝીલાય ! આ ઉભરો ગમે તેવો પણ શુદ્ધ અંતઃકરણનો છે; માટે ક્ષમા ધારણ કરી પાછો પ્રીતિનો ઉમળકો લાવશો. એ જ વિનંતી.

નર્મદાશંકર લાલશંકર.

(૩)

તા. ૧૯ એપરેલ ૧૮૬૫.

ભાઈ ધનસુખરામ-મુ. વડોદરું.

તમને કાગળ બીડ્યા પછી જે માણસોને મેં તમારી ચોપડીઓની ખોળ કરવાને કહ્યું હતું તેમાંના એક જણે આવીને કહ્યું કે 'જે પારસીએ તે ચોપડીઓ મરેઠી ઉપરથી ગુજરાતીમાં કરી છપાવેલી છે તે તો તમારો ફલાણો સ્નેહી છે. તેણે તમને સલામ કહેવડાવી છે ને કહ્યું છે કે એ સાતમાંની હોડ વિદ્યાવાળીની એક જ પ્રત તેની પાસે છે ને બીજી તો નથી. એ બધી ૨૨ રૂપીએ વેચાતી હતી. તમને ઘણીજ જરૂર છે તો હું જેમ બનશે તેમ તમને પેદા કરી આપીશ.' ભાઈ સાહેબ ! હવે જોતા જાઓ. જેણે છપાવી છે તેનીજ પાસે નથી તો એકદમ કેમ મળી આવે ? એ તો ખુણાઓમાંથી ખોળવાની છે-દુકાનોમાંથી ખરીદ કરવાની નથી. પણ ધીરજથી સહુ મળી આવે છે.

એ જ શખસ થોડે દહાડે મને તે ચોપડીઓ પેદા કરી આપશે જ; એ સ્હેજ જાણવા સારૂ લખ્યું છે-વારુ તમારે નિમિત્તે મારું તો કામ થશે. કેમ કે મ્હારે ઘેર જેટલાં ગુજરાતી પુસ્તકોનો સંગ્રહ છે તેટલો આખા ગુજરાતમાં કોઈ ઠેકાણે નથી. એ સાત ચોપડીઓની જાણ તમારાથી જ થઈ, તે હવે મારા સંગ્રહમાં રહેશે. મારા અસંખ્યાત ઓળખીતામાં મારે વિષે વગર કારણ ખોટો વિચાર આણનાર એક આપની જ અધીરાઈ હોય.

નર્મદાશંકરના નમસ્કાર

(૪)

ભાઈ ધનસુખરામજી -મુકામ-વડોદરું.

મુંબઈથી લા. નર્મદાશંકરના નમસ્કાર. તમારો વદ ૧૧ નો લખેલો આજ વૈશાખ સુદ ૩ જે આવ્યો તે વાંચ્યો છે. સેવક માગી લેછ ને હવે બીજા પંદર દહાડાની છબી મોકલવાની મહેતલ આપશો કે વારૂ એટલામાં જો ચોપડીઓ મળી જાય તો મોકલાવી દઉં. તમે એમ ન જાણશો કે છબી મોકલવાની આનાકાની કરે છે-મારી પાસ રહી કે તમારી પાસ રહી તો શું ? તમારું ઘર તે પણ હાટકેશ્વરનું જ છે. ને મારી ઇચ્છા દયારામનાં દર્શન કરવાની હતી તે તમે પૂર્ણ કીધી. તમારી અધીરાઈથી હું તમ ગુણીજન પાસ આવતો અટકી પડ્યો છઉં માટેજ મારે લાંબો કાગળ લખવો પડ્યો હતો, પણ નીતિ છે કે એક જો જોરથી બોલે તો બીજાએ પણ બોલવું કે જેથી બંને ધીમા પડી જાય ને તેમ થવાને વખત આવે છે. મને એટલી તો ચટપટી છે કે કહારે ચોપડીઓ મળે ને હું વડોદરે આવું-તમને નમસ્કાર કરું-ને તમારાં ચરણ આગળ ચોપડીઓ ને તસવીર ધરું.

એ પંદર દહાડામાં જો કોઈ ઓળખીતું માણસ અહીંથી વડોદરે જતું જણાશે ને તે તમને ઠાવકી રીતે પોહોંચે તેવું હશે તો છબી તો હું તેની સાથે જ મોકલી દઈશ. ધનસુખરામભાઈ ! છબી ધીરવા સરખો પણ હું નહીં ? મારી ઇચ્છા ગઈ ગુજરી વિસરી વિસરાવી પરસ્પર પ્રેમ બાંધવાની છે. પછી તો આપની મરજી.

લી. દર્શનાભિલાષી નર્મદાશંકરના નમસ્કાર.

## છગનલાલ વિ. સંતોકરામ દેસાઈને

(૧)

સુરત આમલીરાન, તા. ૧૪ અક્ટોબર સને ૧૮૬૯.

સ્નેહકૃપાર્ણવ દેસાઈ શ્રી છગનલાલ વિ. સંતોકરામ, મુ. ભાવનગર.

રાજશ્રી ભાઈ,

૧. આપનો તા. ૧૦ અક્ટોબરનો સ્નેહદર્શક તા. ૧૩ મીએ વાંચી ૧૦ વર્ષ ઉપર થયેલા સમાગમનું સ્મરણસુખ પામ્યો છઉં ને આપ 'પત્રવ્યવહાર જારી રાખવાની ઉમેદ' રાખો છો એ ઉપરથી આશા રાખું છઉં કે આપને હું કેટલાંએક કારણોથી જાણે એકમેકને છેક જ ઓળખતા ન હાઈયે તેવી સ્થિતિમાં આવી રહ્યા હતા તે પાછા પત્રરૂપી નેત્રદ્વારાએ પરસ્પર રસ આપતા થઈશું ઇ.

૨. 'આપને આપણા દેશસુધારા ઉપર ઉલટ અને પ્રીતિ છે તે વાત હરેક પ્રસંગે સાંભળી અંતઃકરણને ઘણો જ આનંદ પ્રાપ્ત થાય છે' એ વાક્યો આપના પત્રમાં આપે જણાવ્યાં એથી મને પણ થોડો સંતોષ નથી. કારણ કે આપ શ્રીમાન પણ દેશને અર્થે થતાં કર્મો તે સંસારમાં ઉત્તમ પરમાર્થ છે એમ અંતઃકરણથી સમજો છો – ઇતિહાસો વાંચ્યાથી જણાય છે કે સુધારાનાં કર્મો મધ્યમ વર્ગના જનોથી થયાં છે ને પછી પ્રથમ વર્ગના જનોએ મોટી સહાય કરી છે કે જેથી પેલા વિશેષ ફાવ્યા છે.

આપણામાં હજી અનુભવવિવેકે સુધારાના વિચાર ફેલાવનારા થોડા છે, ને કામો કરનારા તો વળી બહુ જ થોડા છે; અને કેટલાક શ્રીમંતો સ્વાર્થથી, મોટાઈથી ને શરમમાં પડ્યાથી સહાય કરનારા છે, પણ શુદ્ધ વિચારથી ને શુદ્ધ બુદ્ધિથી સહાય કરનારા બલકે નથી એમ કહું તો તે ખોટું નથી ને આપે જે દિલ દાઝથી મને પત્ર લખ્યો છે, તે જોતાં આપ શ્રીમાન વર્ગમાં સુધારાને શુદ્ધ બુદ્ધિથી સહાય કરનારાઓમાં પ્રથમ ને પ્રથમ માનને યોગ્ય થાઓ ખરા.

૩. રા. ગોપાળજી સુરભાઈ સાથે મારે કોશ સંબંધી પત્રવ્યવહાર ચાલેલો તે સમયે મારો વિચાર માત્ર ત થી હ લગીના શબ્દોને માટે ૩૦૦ પ્રત છપાવવાનો હતો ને તેને વાસ્તે બે અઢિ હજારની છપાઈ થશે એટલી અટકળ બાંધી હતી. ગયા અપરેલ માસથી મારો વિચાર છપાયલો ભાગ રદ કરી નવેસરથી અ થી તે હ સુધી ફરીથી શુદ્ધ કરી નવા શબ્દો વધારી છપાવવાનો ને હજાર પ્રત કહાડવાનો થયો છે. ડાઈરેક્ટર પાસે પંદર હજારની મદદ (૫૦૦ નકલ ૩૦ ને ભાવે આપવાની શરતે) માંગી હતી. એક વર્ષમાં છાપી બહાર કહાડવાનો કુલ ખરચ (કાગળ, છપામણી, કપડાંના પુઠાં વગેરે) સુરત મૈરિશ મિશનના એસ્ટિમેટ ઉપરથી છ હજાર રૂા. થાય છે. દર પ્રતના રૂા. ૨૦) ભાવ રાખતાં ૩૦૦ પ્રતે રૂા. ૬૦૦૦ પુરા થાય. બીજા છાપખાનાનો એસ્ટિમેટ ૫૦૦-૭૦૦ ઓછો પણ થાય ખરો.

૪. 'મારી જાતથી જેટલી મદદ થઈ શકે તેટલી કરી આપે લીધેલા પ્રયાસનાં ફળ સહુ ચાખે એ હેતુથી' આપ મને ખરચનો આંકડો પુછો છો તો પછી કોશને બહાર પાડતાં શી વાર છે ?

૫. એટલી રકમનો આશ્રય મળવાનું આપની તરફથી બનેથી એ આશ્રયના બદલામાં સર્વ ગુજરાતી તરફથી ને મારી તરફથી મારે જે ઉપકાર માનવાને થશે તેના પ્રકાર સંબંધી હું આપને જણાવીશ.

આપના શુદ્ધ સ્નેહનો અભિલાષ રાખનાર
નર્મદાશંકર લાલશંકર

(૨)

સુરત આમલીરાન, તા. ૨૪ અક્ટોબર ૧૮૬૯.

રાજશ્રી દેસાઈશ્રી છગનલાલ વિ. સંતોકરાય-મુ. ભાવનગર

સ્નેહીશ્રી ભાઈ,

આપના તા. ૨૧ મીના પત્રના ઉત્તરમાં ઉપકાર માનવા સંબંધી વિશેષ વિવેક કરવો મૂકી દઈ નીચે પ્રમાણે લખું છઉં.

આપને ઉત્તર લખ્યા પછી અમદાવાદના યુનાઈટેડ કંપનીના છાપખાનાના મેનેજર મારી પાસે આવ્યા હતા. તેણે મારા કોશ સંબંધી એસ્ટિમેટ (૧૦૦૦ નકલનો ખર્ચ, કંપોજ તથા સારા કાગળ ઉપર છપામણીનો રૂા. ૩૫૦૦) તથા રૂા. ૧૦૦૦ કપડાંના પુઠાંનો મળીને રૂા. ૪૫૦૦ નો આપ્યો છે ને પાંચ મહિનામાં (હું જો અમદાવાદ રહું તો) છાપી આપવાનું કહ્યું છે. તેમ મુંબઈથી પણ હવે કાગળો આવે છે–એ સ્હેજ જણાવું છઉં.

કોશ સરખા પુસ્તકને આશ્રય આપનારને માન છે તેમ જે છાપખાનામાં છપાય તેને પણ માન છે. ચાર પાંચ હજારનો વિષય મને ભારે પડે તેમ નથી ને કોશ છપાએથી તેટલો તર્ત આવી શકશે એવી મને ખાતરી પણ છે; તોપણ કેટલાંએક કારણ જે પ્રસ્તાવનામાં લખવામાં આવશે તેથી અને મોટાં પુસ્તકની સાથે કોઈ મોટાનું નામ જોડાય ને તે તેવા જ પ્રકારનો જોઈયે એવી મારી ઇચ્છા, તેથી હું કોઈ તેવાને શોધતો હતો.

૧ ઈશ્વરેચ્છાથી આપ સાનુકૂળ થાઓ છો ને નંગને કુંદનથી શોભાવો છો તો મારો આત્મા પ્રસન્ન થવો જ જોઇયે-વિશેષે આ રીતે કે નાગર ગ્રંથકર્તા, નાગરનો આશ્રય ને નાગરનું છાપખાનું.

સુખે જ્ઞાનચંદ્રોદયમાં છાપો. પ્રુફ સંબંધી અડચણને માટે હું આમ વિચાર રાખું છઉં-જો છાપખાનામાં વિશેષે કોશનું જ કામ ધમધોકારે ચાલે તેવું હોય તો હું મારું એક માણસ પ્રુફ તપાસવાને માટે ભાવનગર રાખું ને વચમાં વચમાં હું આવતો રહું; જો ધીમે ચાલે તેવું હોય તો પોસ્ટની મારફતે હું પ્રુફ તપાસી મોકલ્યાં કરૂં. ધીમે ચાલે તોપણ ઘણું તો એક વર્ષ એટલામાં છપાઈ રહેવો જોઈએ; જો છએક મહિનામાં છપાય તેહેવું હોય ને મારૂં અથવા મારા માણસનું ભાવનગર રહેવું થાય તો એક બીજો લાભ થાય કે-કોશમાં ન આવેલા એવા (કાઠિયાવાડના) બીજા શબ્દો પણ તેમાં ઉમેરાય.

જ્ઞાનચંદ્રોદયનો એસ્ટિમેટ મારા ધારવા પ્રમાણે અમદાવાદનો જોતાં ઘણામાં ઘણો રૂ. ૪૦૦૦) નો થશે ને એટલા અવેજનો આશ્રય આપ મને આપશો, પણ એ સંબંધી હું જાણવાને ઇચ્છું છઉં કે પુસ્તકની પ્રતો ખરીદ કરી આપ અવેજ વાળી લેશો કે મારે જ વેચાણનાં નાણાંમાંથી તે વાળવો કે શી રીતે ?

દિવાળી કરીને મારે મુંબઈ જવું છે, માટે હવે દશબાર દિવસમાં તમારી તરફનો નક્કી ને ખુલાસાનો વિચાર મારા જાણવામાં આવે તેમ કરવાની આપ ખંત રાખશો; તેમ અગર આપને ત્યાં છાપવાનું ઠરે તો કી દાહાડેથી આરંભ થશે તે પણ જણાવશો-એ જ વિનંતિ.

મૈત્રિ-સ્નેહ-પ્રેમનાં ઐક્ય યશ સુખની હોંસ રાખનાર
નર્મદાશંકર લાલશંકર.

સરનામું
રાજમાન્ય રાજશ્રી દેસાઈ છગનલાલ વિ. સંતોકરાયને આ પત્ર ભાવનગર પહોંચે.

(૩)

સુરત આમલીરાન
આસો વદ ૧૩-૧૮-૨૫
નવેંબર ૨ જી-૧૮૬૯

દેસાઈ શ્રી છગનલાલ વિ. સંતોકરામ
મુ. ભાવનગર

સ્નેહી શ્રીભાઈ

આપનો તા. ૨૭ અક્ટોબરનો તા. ૨૯ મીએ પોંહોંચ્યો છે.

આપનો સ્નેહ ને આપથી મળવાનો આશ્રય એ બેથી મારા હૃદયમાં જે ભાવ ઊઠ્યા છે તે પ્રસંગ ઉપર દરસાવવાની આશા રાખું છઉં તો પણ આ પત્રમાં મારાથી લખ્યા વગર ચાલતું નથી કે હું આપનો ઘણો આભારી થયો છઉં.

છાપખાના સંબંધી ઉલટથી થતી ગોઠવણ વિષે જાણી મને કામ કરવાની ઉલટ આવી છે.

ટાણાના દિવસો અને ઘણું કામ હોવાથી મારી તરફથી થવાની પુરતી ગોઠવણમાં થોડીક ઢીલ થશે તોપણ બીજું મુહૂર્ત સાધવાને થોડું એક મેટર મોકલ્યું છે તે પ્હોંચેથી મ્યાનેજરે કંપોઝ કરાવવાનો પ્રારંભ કરવો.

હવે મ્યાનેજર સાથે હમારે નિત્ય કામ પડવાનું માટે ચાલવાના કામ સંબંધી ખટપટમાં પડી રહી આપે આપનો અમૂલ્ય કાળ તેમાં ન ગાળવો એમ હું ઇચ્છું છઉં ને આપ તેને જ તેમ કરવાની ભલામણ કરી દેશો. છાપવાના કાગળ મોટા ગ્રંથ ને મોટાના આશ્રયને ઉમંગ રાખશો જ. જાગ્રુ રહી પ્રુફ તપાસવાને મારૂં માણસ પાંચેમ સાતેમ ઉપર આવશે, એજ વિનતી.

આપનો દર્શનોત્સુક નર્મદાશંકર.

સુરત આમલીરાન, તા. ૧ ડિસેમ્બર

સ્નેહી શ્રી ભાઈ છગનલાલ,

આપનો તા. ૫ મી નવેમ્બરનો પહોંચ્યો છે-ઘેલાભાઈ મુંબઇ જતાં પેલાં મળ્યા હતા ને પાછા આવ્યા પછી તમારી તરફ જવાને દિવસે પણ મળ્યા છે ને મેં છાપવા સંબંધી જે કંઇ જરૂરનું કહી દેખાડવાનું હતું તે કહી દેખાડ્યું છે-એઓએ ૧૦ દિવસ પછી મારા આદમીને મોકલવાનું કહ્યું છે.

હાલમાં કથાકોશ નામનું પુસ્તક છપાવું છું તે અડધું છપાયું છે તે પૂરું થયેથી ને આપને ત્યાં કોશનું કામ ધમધોકાર ચાલતું થયેથી હું ભાવનગર આવી આપને મળીશ.

વડાઇમાં નથી કહેતો પણ સાચું કહું છું કે કોશનું કામ ઘણું જ ભારી છે-ફરીથી જોઉં છું તોપણ મારે ઘણો વિચાર કરવો પડે છે ને મારો ઘણો કાળ જાય છે-હવે એ શ્રમથી કંટાળેલો છું-જ્યાં સુધી તે છપાયો નથી ત્યાં સુધી મારું મન તેમાંથી ખસવાનું નથી. હું જાનેવારીથી તે છાપવા આપવાનો જ હતો પણ એ દરમિયાન આપના પત્રો આવ્યા. અર્થાત્ છાપવાનું કામ વિલંબથી નહિ પણ ત્વરાથી ચાલે તેવું કરશો ને મારે આપના સંબંધી જે ઇચ્છા દર્શાવવાની છે તેને માટે સમય વેલો આણશો, એ જ વિનંતિ.

સ્નેહાંકિત નર્મદાશંકર.

૭

## ગોપાળજી વિ. સુરજીને

(૧)

સુરત, આમલીરાન તા. ૨ સપ્ટેમ્બર ૧૮૬૮.

પરમ સ્નેહી ભાઈ ગોપાળજી,

આજ સવારે મેં કાગળ બિડાવ્યો ને દશ વાગે તમારો તા. ૨૭ આગષ્ટનો આવ્યો-એના ઉત્તરમાં નીચે પ્રમાણે-

હુંડી રૂા. ૨૯૨) ની મોકલી છે તે પહોંચી છે ને રૂપીયા મળેથી ટીકીટ ચ્હોડી રસીદ મોકલીશ-ચોપડીઓ વેચવાની વિગત તથા તમારી પાસે રહેલી સીલક ચોપડીઓ વિષે લખ્યું તે જાણ્યું ને ચોપડી ૧૦ મંગાવી છે તે તમારા લખ્યા પ્રમાણે ભાવનગર મોકલીશ.

'ત્રણ પ્રકારની મદદમાંથી ગમે તે પ્રકારની મદદ કરે તો આપ એમની તે તે જાતની મદદને માટે નામના વાસ્તે શું કરવા ધારો છો ?' એ વાક્ય વાંચી મને હસવું આવ્યું છે. પણ તમે જે પુખ્ત વિચારથી લખ્યું છે તે મારા સમજવામાં છે પણ મારા સરખાએ કોશ સરખા પુસ્તકને માટે મદદના બદલામાં આમ કરીશ એમ આગ્રહથી કહેવું એ મને તો ગમતું નથી ને મદદ કરનાર વિષે તો વિચાર જ શો બાંધવો ? તોપણ દુનિયાંદારી જોતાં ને તમે વચમાં છો માટે લખું છઉં કે,-

છપાયલા કોશ નિમિત્તના ખર્ચમાં એક ગૃહસ્થે રૂા. ૬૫૦ ની, એકે ૨૦૦) ની ને બીજા માત્ર દશ બાર શ્રીમંત ગૃહસ્થોએ ઘરાક દાખલ ઘણી પ્રત લઇ નજદીક તેરસેંની રકમની મદદ કરી છે. અને જો કે હવે એઓ શેહેરની પડતીને લીધે છપાવવામાં કોશને આગળના જેટલી મદદ નહીં કરી શકે તોપણ થોડીક પણ કરશે જ, માટે એનાં નામ પ્રસ્તાવનામાં ઉપકાર સાથે લખવાનો છઉં. માટે બીજી રીતની મદદને માટે જેમ ઉપલાઓના તેમ નવા મદદગારનું નામ પણ પ્રસ્તાવનામાં દાખલ થશે. પણ એ મદદ લેવી હું ચહાતો નથી પણ તમે કહેશો તો લઈશ. ત્રીજી રીતની મદદ લેવી એ માનભરેલું છે પણ તેને માટે મારી પાસે પુરતાં પુસ્તક નથી. આગલા અંકોમાં ઘણી ઘટ જ છે. માત્ર સો જ નકલ આખા પુસ્તકની મારી પાસે રહે તેમ છે. હજાર આગળથી ને હજાર ચોપડી તૈયાર થયેથી બક્ષીસ જ આપે તો મારી ઇચ્છા એવી ખરી કે તેને કોશ અર્પણ કરવો.

ઘણે વરસે ઘણે શ્રમે પુરૂં થયેલું પુસ્તક પરીક્ષા વનાના જનને અર્પણ કરવું એ મારી ને ગ્રંથની શોભા નહી. માટે મારો વિચાર એ કોશ ગુજરાતી લોકોને જ અર્પણ કરવાનો હતો. તો પણ તેમ કરાવવાની ઈશ્વરની મરજી નહીં ! વળી એક મારા ગુજરાતી શ્રીમંત સ્નેહીને ને તેને નહીં તો પછી એક મોટા વિદ્વાન પારસી મિત્ર જેણે મને ૨૦૦ ઘરાક પોતાની જાત મેહેનતે કરી આપેલાં તેને અર્પણ કરવાની હતો, તો પણ જલદીથી કોશ પ્રગટ થવાથી આપણા લોકને ઘણો લાભ છે (કે બીજા ઉભા થાય) એમ જાણી જે કોઇ આ વખતમાં રૂપીઆ બે હજારની મદદ કરે તેને અર્પણ ઘટતું કરવાનું સમયે વિચારવા ધારૂં છઉં. એથી કોશની મદદમાં બે હજારની જીજ રકમ આપનારનું નામ પણ ગુજરાતી ભાષાની સાથે કાયમ રહેશે.

યુનિયન પ્રેસવાળાને નર્મકવિતાના મોટા પુસ્તકની છપાઇ હજુ પુરતી પહોંચી નથી ને તે છતાં હું કોશનું મોટું કામ જે તે જ પ્રેસમાં સારૂં ને સસ્તું થઇ શકે તેવું છે તે આપું એ મને ઠીક લાગતું નથી. બાકી તે તો તૈયાર છે, માટે મારા દિલમાં એવું છે કે હજાર રૂા. જો કોઇના આવે તો તેને આપું કે તે પણ ઉતાવળું છાપી આપે; માટે કોઇ પણ રીતે એટલી રકમ હાલ જોઇયે છૈયે. જો

કાઠિયાવાડમાં એવો કોઇ નહીં મળે તો મારો વિચાર મિ. કર્ટીસને મળવાનો છે ને એને આમ કહેવું છે કે મારી મોટી કવિતાની સો એક પ્રત સ્કુલ લાઇબ્રેરીને માટે રાખવી તથા થોડીક નક્લ કોશની પુરા થયે લેવી કરવી ને તેના બદલામાં કોશ અર્પણ કરીશ-પણ જહાં, સુધી હિંદુ મળે ત્હાં સુધી અંગ્રેજને અર્પણ ન થાય તેવું ઇચ્છું છું-માટે લખવાનું કે તાકીદથી તમારી તરફથી હા નાનો જવાબ આવેથી તે ઉદ્યમ કરૂં ને અહીં ન ફાવું તો મુંબઇ જઇ ત્હાં તજવીજ કરૂં. હું તમારો જવાબ ફરી વળતાં સુધી અહીં રહીશ, કે મારે મુંબઇથી જલદી પાછું આવવું ન પડે.

તમે કોશની કિંમત માંગો છો તે મારાથી હાલ કેમ કેહેવાય ? મેં તો ૨ હજાર લખ્યા છે પણ અગર નવા શબ્દો મળ્યા તો પુરવણી કરી ગ્રંથ વધારવો પડે. પાછો પુઠાનો વિચાર-મને તો લાગે છે કે બે નહીં પણ અઢીનું કામ થશે-વળી પાછલા અંકોની ઘટ છે તેથી કિંમત હું નક્કી કરી શકતો નથી.

થોડોક ગ્રંથ છપાયાથી અજમાયસ થઇ શકે માટે તમે જે સ્કુલ લાઇબ્રેરી માટે ધારો છો તે યત્ન પછી કરવાનો છે.

શ્રીમંત લોકને બૂજ હોય નહીં. નામને માટે મદદ કરે. ને તે વળી ચાપાચીપથી એ શો ગજબ ! પરાકાષ્ઠાની મહેનતના બદલામાં હું કંઇ જ નથી ઇચ્છતો. માત્ર ગ્રંથ છપાવી પ્રગટ કરવાને ઇચ્છું છું. તે છતાં કોઇ ગુજરાતી ખરો ઉદાર નથી મળતો ! પણ તેઓનો દોષ શો ? હજી સમજ આવતી જાય છે, ને હું પણ જોઉંછ કે વારૂ કોઈ છે ? કોઇ નહીં મળે તોપણ મારી અડચણો તો પ્રસ્તાવનામાં જાહેર થશે.

તમે ગદ્યપદ્યના 'સિલેક્ક્ષન' વિષે સૂચના કરો છો તે બહુ સારી છે ને એમ જ થવું જોઇયે. મારો વિચાર છે જ. પણ હાલમાં પદ્યમાંથી કરવાનો નથી, કેમ કે હજુ છપાઇ નીકળી નથી ને નીકળી ગયેથી તેનું સિલેકશન કરીશ, ને ગદ્યને માટે તમે જેટલું સિલેકશન લખી મોક્લશો ને છપાઇ જેટલું ઝટ ઉપડે તેટલી તજવીજ કરી આપશો તો તાબડતોબ તે ચોપડી છપાવી દઇશ. આ કાગળની મતલબ સમજી લઇ ફાડી નાખવો દુરસ્ત છે એમ હું સમજું છઉં.

ખરેખર હું દલગીર છઉં. મારે તમારે એકાંત થઇ નથી, એટલે તમને મારા સ્વભાવાદિ વિષે ઘણું જાણ્યામાં નથી. હશે ? દલગીર છઉં કે મારે માટે તમે આટલો શ્રમ લો છો. છેલ્લું લખવાનું કે જો મદદ કરનાર ઘણી ચાપાચીપ કરે તો બેહેતર છે કે તમારે એ ઉદ્યોગ છોડવો. હું શ્રીમંત નથી પણ સુઘડતા ને પ્રશસ્ત મન તે શું તે સારી પેઠે સમજું છઉં, માટે મને હલકો સંકોચ રૂચવાનો નહીં. ને તમારે એમ ન સમજવું કે વચમાં પડ્યો છઉં ને કામ ન થાય તો ખોટું, અગર કદાપિ હમણાં જોગ નહીં આવે તો પછી પણ આવશે. તમારો ઉપકાર મારા ઉપર થશે, પણ મારે માટે તમારા ઉપર કોઇ પાડ ચડાવે તે મારાથી નહીં બરદાસ થાય. માટે ટેકમાં રહી કામ ચલાવવું. બહુ લંબાણ થયું છે માટે હવે બસ.

લી. તમારો શુભેચ્છુ નર્મદાશંકર.

(૨)

સુરત, આમલીરાન
તા. ૨૮ જાનેવારી ૧૮૬૯

રાજેશ્રી ભાઇ ગોપાળજી વિ. સુરજી દેસાઇ

તમારો તા. ૮ મીનો પત્ર, છગનલાલભાઇએ તમને ૧૮૬૮ માં લખેલો તે સાથે આવેલો તે મેં મુંબઇથી આવી વાંચ્યો છે.

છગનલાલભાઇએ તમને લખેલું તે વિષે મેં કંઇજ વાંધો લીધો નથી ને લેતો પણ નથી ને એ મેં તમને વારે વારે કહ્યું છે હતું ને હજી પણ કહું છઉં-એ કાગળો અને ગણપતરામનો સાક્ષીપત્ર મોક્લવાનો શ્રમ મિથ્યા લેવાયો છે.

તકરાર એટલી જ હતી તે હજી છે કે, તમે મને એક્કો કાગળમાં એવું નથી લખ્યું કે 'છગનલાલભાઈ ઓણ નહીં તો પોર પણ મદદ કરશે.' મારે ત્યાં કાગળોની બરોબર ફૈલ નહીં તેનો લાભ લઈ અને છ૦ ભાઇએ તમને લખેલું માટે તમે મને પણ લખેલું એવી જે તમારી ભ્રાંતિ તેનો લાભ લઇ તમે તમારૂં બોલવું ખરૂં કરવા મથો છો પણ જુઓ-

તમારો લખેલો જે કાગળ મેં તમને રૂબરૂ વંચાવ્યો હતો તેમાં પોર કરશે એવું નથીજ એ તમે જાણો છો-એ કાગળનો જવાબ જે મેં લખ્યો હતો તે પણ તમને વંચાવ્યો હતો.

૧. છ૦ ભાઇએ તમને લખેલું કે આવતી સાલ બને તેવો સંભવ છે એ-ઉપરથી દૂરની વાતથી અમે મારા લાંબા કાગળના બેદરકારીના લખાણથી (તમારે એ ઉદ્યોગ છોડવો એવું પણ લખ્યું હતું), 'પોર મદદ કરશે' એવું તમે ન જ લખો એવો પણ સંભવ નક્કી જેવો કલ્પી શકાય છે ને તમે નથી લખ્યું એવું મને પક્કું સાંભરે છે. ૨. છ૦ ભાઇએ તમને લખેલું તે ઉપરથી તમે મને લખ્યું હશે એવો પણ સંભવ કલ્પી શકાય, પણ ૧ લા સંભવ આગળ ૨ જો સંભવ ઝાંખો પડે છે-તમને ભ્રાંતિ રૂપ કાં ન પડ્યું હોય ? ૩.છ૦ ભાઇના કાગળ મોકલવાનો પરિશ્રમ લીધો તેના કરતાં તમે જે કાગળમાં મને તે લખ્યું હતું તે કાગળની નકલ મોક્લી હત

તો તે આપણી તકરારમાં દાખલ થાત. ૪. રાખવા જેવા કાગળની જ માત્ર હું ફૈલ રાખું છઉં ને બાકીના ફાડી નાંખું છઉં. કોશ સંબંધી સર્વ કાગળ પત્ર હું પ્રસ્તાવનામાં લખવાને માટે ખંતથી સાચવી રાખું છઉં-એ સાચવેલા કાગળમાં તમારો તે નહીં એ ઉપરથી પણ જણાય છે કે તમે મને તે લખ્યું નથી.

'આપના એક કાગળથી' એમ લખો છો પણ મેં કોશ સંબંધી પ્રથમ કાગળ છ૦ ભાઈને લખ્યો જ નથી, કેમકે છ૦ ભાઈ મને કોશ બાબત સહાયતા આપવાના છે એવું મારા સ્વપ્નમાં પણ નહીં હતું.

વળી તમે લખો છો કે 'ખુશી બતાવેલી તે મતલબના કાગળો ઉપરથી આપને લખેલું પણ તે કાગળો આપને ત્યાં જડતા નથી તેથી તેની નકલ આ લગત મોકલી છે' એ વાક્ય મને તો ઘણું જ ગુંચવણવાળું લાગે છે-જો હું એમ સમજું કે છ૦ ભાઈના કાગળો ઉપરથી તમે મને લખેલું ને એ તમારા મારાપર આવેલા કાગળો જડતા નથી તેથી તેની એટલે તમારા મને મોકલેલા કાગળની નકલ આ લગત મોકલી છે તો હું અજબ પામું છું કે આ લગત તો છ૦ ભાઈના તમારા ઉપર આવેલા કાગળોની નકલ તમે મને બીડી છે તે શું ભુલથી બીડાઈ છે ? શું હું એવું સમજું કે છ૦ ભાઈએ તમને મોકલેલા તેની નકલ તમે પૂર્વે મોકલી હતી ને તે શું મને ન જડી માટે તે આ લગત મોકલાવી છે ! ★.... વાત ! એ નકલો હું પેહેલ વહેલીજ જોઉં છું.

આપણું સહજ હાસ્યવિનોદનું ભાષણ હતું તે છતાં 'નહીં તો આપના એક કાગળથી તરત એ કામ બનવું ઘણું મુશ્કેલ હતું.' એ વાક્ય અને 'ખરેખરી મેહેનત અમારી જ છે' એ હૈયાની ખરી લાગણીથી નીકળેલું વાક્ય છેકીને 'મેં આપને રૂબરૂ કહ્યા પ્રમાણે જ છે' એ વાક્ય લખેલું છે. એ બે વાક્યોથી સ્પષ્ટ જણાય છે કે તમારા મનમાં એવું આવ્યું છે કે તમે જે શ્રમ લીધો છે તેને માટે મેં તમારો પુરેપુરો ઉપકાર માની તમારી પુરેપુરી તારીફ કીધી નથી એટલે જસ લેવાની જે તમારી આતુરતા તેને મેં તમારી ઈચ્છા પ્રમાણેના શબ્દોથી ઝીલી નથી. હું દલગીર છઉં-પછવાડેથી તમે લખો છો કે 'અમારે તમારી પાસેથી એ વિશે કંઈ માન કે ઈનામ લેવું નથી પણ અમે અમારી ફરજ અદા કરી છે.' માટે સંતોષ જ છે એ તમારૂં બોલવું પાછલાં વાક્યોથી જોતાં માત્ર બહારના વિવેકનું છે એમ કેમ ન કહેવાય ?

'આપની સ્મૃતિ કરતાં મારી સ્મૃતિ કેટલી ઉતરતી છે એ વિષે જ્યાદે લખવા ચાહતો નથી' એમ તમે લખો છો તો ભલે લખો-જે તકરારને આપણી તકરાર સાથે થોડો જ સંબંધ તે તકરાર વચમાં આણી તમે પોતાની સ્મૃતિને જ્યારે માન આપો એ તમારી વાદરીતિને અને નર્મદાશંકરની સ્મૃતિના કરતાં તમારી વિશેષ છે એવી (સહેજ બાબત ઉપરથી) જ્યાં ત્યાં આટલી બધી ચર્ચા કરો એ તમારી સ્વભાવ રીતિને જસ છે એમ મારે મિત્ર છો માટે કહેવું પડે છે.

મેં તમારા શ્રમનો ઉપકાર હર પ્રસંગે ભાષણ ને લખાણથી વાળ્યો છે ને એમાં તમને કંઈ ઓછું પડ્યું હોય તો દરગુજર કરવી ને મારી સ્મૃતિને માટે તો હજીએ કહું છું કે તે ભુલતી નથી ને તેમ કરતાં મારી સ્મૃતિ ભુલી છે એમ કહેવાથી આપ રાજી થવાને ઈચ્છતા હો તો પ્રેમ ત્યાં નેમ નહીં એ બુદ્ધિથી કહું છઉં કે હા મારી જ સ્મૃતિ ભુલાડી.

લી. નર્મદાશંકરના યથાયોગ્ય.

તા. ક.-સ્મૃતિની વાત ઉપરથી તમે વાંકું કેમ લઈ ગયા એના અંદેશામાં હતો એવામાં બે ત્રણ મિત્રોના સકારણ કહેવાથી મને જણાયું કે તમે વ્હેમી છો ને તેથી તમારા ધુંધવાતા મનના ધુમાડાએ તમને આડા ઉડવાનું સુઝાડેલું. પરસ્પર બે મિત્રોને વિરોધ એવાં મિત્રજુગલ મારે ઘણાં છે ને વળી હું સહુનો મિત્ર છઉં એવો જે મારો મૈત્રિપ્રકાર તે તમે સહવાસ વના ક્યાંથી જાણો ? તમારે.... વિષે ખતરો આણવાનો આધાર શો છે ? હું બહુ જ દલગીર છઉં કે તમે પોતે વ્હેમી થઈ મને કાચા કાનનો સમજો છો-પણ ઠગાઓ છો રાજેશ્રી ! રે કેટલો વ્હેમ કે ઠામ ઠામ વાત ચરચો ને મને વિનાકારણે હલકો પાડો ! તમે તો એમ પણ ચલાવશો કે મેં કવિના ઉપર ઉપકાર કર્યા છે ને કવિ મને આમ કરે છે પણ એની હું કંઈ સ્પૃહા રાખતો નથી-મારૂં અંતઃકરણ શુદ્ધ છે. જેટલો તમારો ઉપકાર મારા પર છે તેટલો છે જ પણ શું તમે એમ ઈચ્છો છો કે મારી ખરી લાગણી બહાર ન કહાડતાં મ... સ્વચ્છંદ વિચારને આધીન જ રહેવું ને તમારા જસગુણની ડાંડીજ પીટ્યાં કરવી ? જ્યાં સુધી તમે મને મિત્ર ગણો છો ને હું તમને ગણું છઉં ત્યાં સુધી હું મારી ખરી વાત (તમને કડવી લાગે તો પણ) જણાવ્યા વિના નહિ રહું-મૈત્રીનીતિ સમજવા ને મૈત્રિધૈર્ય વિવેકથી નિભાવવું એ દુર્લભ પુરૂષાર્થ છે.

નર્મદાશંકર.

---

★ કાગળ ફાટી ગયો છે તેથી લખાણ વંચાતું નથી. સં. (ઉ.ન.ચ.)

(૩)

સુરત, આમલીરાન તા. ૯ મી ઓગષ્ટ ૧૮૬૯.

સ્નેહી શ્રી ભાઈ ગોપાળજી,

આપની તરફથી ઘણા દિવસ થયાં પત્ર નથી માટે શંકા સરખું કંઈ મનમાં આવે છે કે શું છેક જ મારૂં વિસ્મરણ થયું હશે ? કામનું રોકાણ તો ઘણું જ હશે તથાપિ તમારી સુજનતાએ મારાં હૈયામાં તમારે વિષે જે વિચાર બંધાવ્યો છે તે જો કે જે નાના તરૂ જેવો છે ને જેને વધેલો વૃક્ષરૂપ જોવાની હું આશા રાખું છું. તે તરૂને તમારી તરફથી ખાતર પાણી વગેરેથી માવજતની બેદરકારી દીસે તારે તે કેમ વધે ? મહીને મહીને પણ ચાર લીટી જોવામાં આવતી હોય તો વારૂ તેના વાયુની લ્હેરથી તરૂ હિમાઈ તો ન જાય !

તમે મને સાંભરો છો તે જણાવવાને માટે જ આ પત્રિકા છે.

લી. નર્મદાશંકરના આશિષ.

(૪)

મિત્રને પત્ર

તા. ૧૦ સપ્ટેંબર ૧૮૬૯

પરમ સ્નેહી ભાઈ ગોપાળજી,

તમારા તા. ૧૬ આગસ્ટના પત્રમાંથી સ્નેહવાણીના રસપાનથી હું પરમ સંતોષ પામ્યો છઉં. એમાં તો કંઈ જ શક નથી કે બીજા જીલ્લાના કરતાં તમને વિશેષ કામ છે ને તે વળી યશસ્વી રીતે થોડાથી જ બને તેવું, ઊંચી સ્થિતિના લોક સાથે ઊંચી સ્થિતિના માણસથી જ મનમાનતો પ્રસંગ રાખી શકાય. હું બહુ પ્રસન્ન છઉં કે જ્યાં તમારે હોવું જોઇએ ત્યાં જ તમે છો. કાઠિયાવાડમાં થતા સુધારાને તેજવાળી ગતિમાં મુકવાનો પ્રથમ શ્રમ તમારો જ છે એમ હું માનું છઉં. ઈશ્વર શ્રમનો બદલો આપો.

નવલરામને ને દિનશાને આપના લખ્યા પ્રમાણે કહ્યું છે. ન.ગ. અંક ૩ જાની નકલ હાલ મારી પાસે નથી. કૃષ્ણાકુમારીની ૧૦૦) મોકલી છે તે પોહોંચેથી ઉત્તર લખવો.

લી. તમારો નર્મદાશંકર.

(૫)

સુરત, આમલીરાન, તા. ૧૬ નવેમ્બર ૧૮૬૯

પરમ સ્નેહી ભાઈ ગોપાળજી,

તમારો તારીખ ૩ જીનો પત્ર આવ્યો તે વેળા હું સુરતમાં નહીં. તેમ પછી દીવાળીના દહાડા ને મિત્રોની ભેટ, તેમ વળી કેટલુંક ઘર સંબંધી જરૂરનું કામ, એ કારણોથી ઉત્તર મોડો લખાય છે. તમે પત્ર લખવો આરંભ્યો એથી હું ઉપકાર માનું છઉં અને 'સાધનની કોતાઈ વિગેરે કારણસર ફુવડપણું જણાય તો તેને સારૂ દરગુજર થશે' એ રીતનો વિવેક બતાવ્યો તેને સારૂ મારે પણ વિવેકમાં દલગીરી બતાવવી જોઇયે.

જો કે પૂર્વ ગુજરાતીયો કવિતા વાંચવાનો ને વિશેષ સાંભળવાનો શોખ રાખતા, તો પણ તેઓને કાવ્યશાસ્ત્ર સંબંધી જરાએ જાણ નહોતી. જેઓ કવિમાં ખપવાની ને શાસ્ત્ર જાણવાની ઇચ્છા રાખતા તેઓ હિંદીમાં કવિતા કરતા ને સુંદર શ્રૃંગાર, રસિકપ્રિયા, કવિતાપ્રિય આદિ ગ્રંથો વાંચતા–અર્થાત્ હાલના જેટલી પણ લોકમાં કવિતા સંબંધી ચર્ચા નહોતી. જ્યારે આપણા કવિયો હિંદી કવિયોની પેઠે રાગ છોડી છંદ નિયમે તથા અર્થજ્ઞાને ફક્કડ રીતે વાંચતા થશે, તારે હું જાણું છઉં કે હિંદી કવિતાના ચોખીલાઓ આપણી કવિતાને તુચ્છ ન ગણતા પોતાનાથી કંઇક જ ઓછી ગણશે–ને એમ થાય તેને માટે આપણે કવિતા બોલવાની છટા અભ્યાસથી આણવી જોઇયે ને હિંદી કવિયો સાથે અર્થરસાલંકાર સંબંધી ચર્ચા કરી આપણી કવિતામાં પણ રેહેલી ખુબી તેઓને દેખાડવી જોઇયે.

કૃષ્ણાકુમારીનો પ્રસંગ મેં ટૉડ ઉપરથી યથાર્થ લખ્યો છે ને તમારો કાગળ આવ્યા પછી ફરીથી જોઇ નક્કી કર્યું છે. વિલસનની હિંદુસ્તાનની તવારીખમાં પણ તેમજ છે. જેની ભીમસિંગ સાથે સગાઈ થયેલી તેની સાથે માનસિંગથી પરણાય નહીં એમ તેઓ કહે છે તે તેમ હોય, પણ મેં તો અંગ્રેજી ગ્રંથો પ્રમાણે જ લખેલું છે. મારવાડના વિજેસિંગને સાત દિકરા; તેમાં એક ભોમસિંગ ને એક શેરસિંગ હતા. ભોમસિંગનો ભીમસિંગ ને શેરસિંગે એક વેશ્યાથી થયેલા છોકરાને પોતાનો કરી રાખેલો તે માનસિંગ. સવૈસિંગે માનને એમ કહ્યું હતું કે કૃષ્ણાની સગાઇ ભીમસિંગ સાથે નહીં પણ મારવાડી ગાદી સાથે થઈ હતી ને તમે નહીં પરણો ને તે જો બીજાને પરણશે તો મારવાડની ગાદીને લાંછન લાગશે. અમીરખાને ઉદેપુરના ભીમસિંગને કહ્યું હતું કે કાં તો તે માનને પરણે અથવા રજવાડાની સુલેહને સારૂ મરે, એવાં વાક્યો સ્પષ્ટ છે.

કોશનું નક્કી થયું છે - ભાવનગરમાં છપાશે ને કુલ ખર્ચ મારા એસ્ટિમેટ પ્રમાણે રૂ. ૪૦૦૦ ને દેશાઇ છગનલાલની તરફથી થશે-એઓના મનમાં એ કામ ઉપાડી લેવાનું સહજ કેમ આવ્યું તે તમે સારી પેઠે જાણતા હશો - હું ધારું છઉં કે તમે પણ કંઇ વાત કહાડી હશે ને એમ હોય તો મારે તમારો પણ ઉપકાર માનવો ઘટિત છે.

કથાકોશ હવે મહિના એકમાં છપાઇ રહેશે. જો બની શકે તો પાંચશે રૂપીઆ જાનેવારી આખર સુધીમાં મોકલવા કે છાપનારની રકમ હજારેકની થશે, તેને પેટે ભરવા.

મેં સાંભળ્યું છે કે તમારો એક ગ્રંથ છપાઇ રહ્યો છે.

તમારા પત્રથી મને કેટલીક વાતની નવી નવી જાણ થશે માટે અવકાશે લખતા રહેશો.

લા. તમારો સ્નેહી, નર્મદાશંકર.

(૬)

સુરત-આમલીરાન તા. ૧૭ નવેંબર ૧૮૬૯

પરમસ્નેહી ભાઇ ગોપાળજી,

તમારો કાગળ આવેલો તેના ઉત્તરમાં મેં એક લખેલો ને કૃષ્ણાકુમારીની પ્રતો પણ મોકલેલી પણ એની પોંચ સંબંધી તમારી તરફથી હજી કંઇ જણાયું નથી. ગયે વર્ષે તમે કોશને માટે શ્રમથી તજવીજ કરી હતી પણ તે સમે ઇશ્વરની ઇચ્છા નહીં હોય: હાલ તમને જણાવવાની મારી ફરજ છે કે ભાવનગરના દેશાઈ છગનલાલે સારો આશ્રય આપવાનું માથે લીધું છે-કોશ ભાવનગર છપાશે. તમારા પત્રનાં દર્શન થયાને ત્રણ માસ થયા હશે માટે વળી અવકાશે લખશો.

તમારો સ્નેહી નર્મદાશંકર.

## ૮

## ગણપતરામ વેણીલાલ ઓઝાને

(૧)

સુરત, તા. ૧૮ જૂન સને ૧૮૬૮

પ્રિય ભાઈ ગણપતરામ,

જ્યારે હું મુંબઈ હતો ત્યારે તમારું પત્ર આવેલું તેથી ઉત્તરને વિલંબ થાય છે.

તમે શ્રમ લઈ લેવાડી શબ્દ મોકલ્યા ને બીજા શબ્દને માટે પત્રમાં તથા ચોપડીના કવર ઉપર જે સૂચના લખી છે - તેને માટે હું તમારો મોટો ઉપકાર માનું છું. બીજા મિત્રોથી મને ઘણાક શબ્દો મળ્યા છે પણ તે ખરા તો ક્યારે કહેવાય કે જ્યારે તમ સરખા વતનીઓના મોકલેલા શબ્દો જોડે મળે તારે. માટે જેવો શ્રમ લીધો છે તેવો નવરાસે લ્યાં કરશો, એવી આશા રાખું છઉં.

'સૌરાષ્ટ્રદર્પણ' માં નર્મકોશ વિષે છે તે મેં વાંચ્યું છે. જ્યાંસુધી પ્રસ્તાવના સહિત ગ્રન્થ પુરો થયો નથી ત્યાંસુધીમાં લોક ગમે તેમ લખવામાં પોતાનું શહાણપણ સમજો પણ એના ઉત્તર લખવાને મને હાલ અવકાશ નથી.

તમારી મોકલેલી ચોપડીના એનવેલપની અંદર મારા ઉપરના કાગળની સાથે એક બીજો કાગળ ગોઘાનો હતો જે આની સાથે પાછો મોકલ્યો છે.

તમારો શુભેચ્છુ નર્મદાશંકર લાલશંકર.

(૨)

સુરત-આમલીરાન, તા. ૭ જુલાઈ ૧૮૬૮

પ્રિય ભાઈ ગણપતરામ,

તમારો ૨૫ મી જુનનો પત્ર આવ્યો તે વાંચી સમાચાર જાણ્યા છે. નર્મવ્યાકરણની નકલ ૩ર બે બિંદડીમાં મોકલી છે તે પ્હોંચી હશે. નર્મકોશ છપાવવાની સહાયતા સંબંધી ચરચા ચાલે છે તેથી ખેદ પામું છઉં. આજ દિન સુધીમાં મારા કોઇ ગ્રંથ વિષે ચરચા થઇ નથી. દહોડ બે હજારના કામ સારૂ મારી તરફથી ચરચા ચાલવી શરૂ થાય નહીં ને થઇ નથી. સરકાર ને લોકની તરફથી મદદ ન મળવા વિષે મિત્રોમાં વાત કરતાં દાખલામાં નર્મકોશ વિષે બોલાયલું ને પછી મિત્રોએ બ્હાર ચરચેલું છે. ને એ ઉપરથી જારે બેકદર

લોકમાં ગમે તેમ ચરચા ચાલે તારે મારા સરખાનું મન કેમ ન દુખાય ? વળી મારી ખાતરી છે કે ગમે તેટલી ને તેવી ચરચા ચાલવા છતાં પણ એ જુજ રકમની પણ મદદ મળવી કઠણ છે. ભાઇ ! એ કોશ વ્હેલો મોડો છપાશે જ ને પ્રસ્તાવનામાં લખવાનું થશે કે તે આટલો ચરચાયો છતાં પણ ગુજરાતીઓમાં કોઇ સદ્ગૃહસ્થ ન મળ્યો ? પણ એ વિચાર ફેરવવાનો પ્રસંગ ઈશ્વર મને આપો, એવું મારૂં મારા ગુજરાતીઓ સંબંધી અભિમાન છે.

મારા ગ્રંથ પ્રસિદ્ધ કરવા સંબંધી મારી રીતથી તમે દૂર પડ્યા એટલે પૂરા વાકેફ નહીં હો. ગ્રન્થ છપાયો કે પ્રથમ તો તેની સવાસો નકલ મિત્રોમાં ભેટ જાય છે, પછી તે ગમે તેટલી મોટી કિમ્મતની હોય. વળી જે ગરીબ શોખીલા ને વિદ્યાર્થિ છે તેને પણ આપું છઉં. ને ઘણીક વેચાય છે. કેટલાક મિત્રો મારી બક્ષીસની રીતથી અને શ્રીમંતને શરમમાં ન નાંખવાની રીતથી અપ્રસન્ન છે ને તેઓ મને બહુ સમજાવે છે પણ હું દલગીર છઉં કે મારાથી મારી ટેવ મુકાતી નથી. તેમ ધન્ય છે કેટલાક મિત્રોને કે તેઓ મૈત્રિને અર્થે ને વિદ્યાપ્રસારને અર્થે મારા કામને બનતી સહાય કરે છે ને એને સારૂ હું તેમનો ઉપકાર માનું છઉં.

'ડાંડિયા' ના વિષય સંબંધી 'જેમાં વિચારીને વાંચશો તો જાણવામાં આવશે.' પણ દલગીર છઉં કે જુનાગઢ ભાવનગર ઉત્તર ગુજરાતનાં બૈરાંઓનાં ભાષણ સાંભળવાનો મારે હજી પ્રસંગ આવ્યો નથી.

શુભેચ્છક નર્મદાશંકરના આશીર્વાદ.

(૩)

સુરત-આમલીરાન, તા. ૨૧ આગષ્ટ ૧૮૬૮

પ્રિય ભાઈ ગણપતરામ,

તમે મનોરંજક વિષે મત માગ્યું તો હું ટુંકામાં લખું છું-પ્રથમ મેં છેલ્લો અંગ્રેજી આર્ટિકલ વાંચ્યો ને તેથી બહુ પ્રસન્ન થયો છઉં. ઈબારતની છબ 'ડાંડિયા' ના કેટલાક આર્ટિકલના જેવી ને વિષય સરસ છે. Better to die Leonidas એ પારેગ્રાફથી મને એમ લાગ્યું કે એવો એક્કેકો વિષય ગુજરાતીમાં આવ્યાં કરે તો સ્વદેશપ્રીતિના લખાણોમાં સારો ઉમેરો થાય. પ્રસ્તાવના ને ટુંકામાં લખેલી ઠાવકી અંગ્રેજી કવિતા પણ સારી છે. (ફ્રીમેશન) રાજ્યસ્વપ્ન તથા નાટક વિષયમાં જેટલું લખાયલું છે તેટલા ઉપરથી ચોપાનિયાનું ભાવી સ્વરૂપ સુંદર કલ્પી શકાય છે. બીજા વિષયો સાધારણ પક્ષના સારા છે. ભાષા, પ્રૌઢી તરફના વલણની લખતાં વિચાર થાય ને વાર લાગે તેટલી ઓછી એવી સરળતાવાળી ને વાટે સારી છે.

હિંદુસ્તાની દાખલ કરવા વિષે જે વિચાર રાખ્યો છે તે મને બહુ ગમ્યો છે. પણ મારું મત નવી ઉરદુ કરવાનું નથી પણ હિંદી કાયમ રાખવાનું છે. હિંદુસ્તાનની ન્યાશનલ ભાષા એકજ હોવી જોઇયે એવો મારો ઘણા વરસનો વિચાર છે ને એ સંબંધી મેં કહીં લખ્યું પણ છે. આપણી નાશનલ ભાષા સંસ્કૃત હતી પણ હવે જેમાં વિશેષ સંસ્કૃત ને થોડા ઉરદુ ફારસી શબ્દો આવે તેવી આગરા, કાશી વગેરેમાં હિંદુઓ જે ભાષા બોલે છે તે હિંદી હોવી જોઇયે; અગર તેવો કોઇ લખનાર અહીં ન મળે તો તેણીપાસથી કોઇને બોલાવવો જોઇએ ને આપણે તે શિખવાનો અભ્યાસ રાખવો જોઇયે. ગુજરાતી ઇડિયમવાળી, મુસલમાની ઇડિયમવાળી અને સંસ્કૃત ફારસી હિંદી ઉરદુ શબ્દો મનસ્વી મિશ્રણવાળી નવી ભાષા કરી, છતી શુદ્ધ હિન્દીને અથવા શુદ્ધ ઉરદુને ભ્રષ્ટ કરવી એ મને તો સારૂં નથી લાગતું. કહેશો કે શુદ્ધ હિંદીમાં મુસલમાનને ગમ નહીં પડે, પણ એટલું તો ખરૂં છે કે તેઓ સમજી તો શકશે જ ને અગર તેઓને અનુકૂળ ન પડી તો પણ શું ? હિંદુસ્તાનમાં હિંદુની સંખ્યા મુસલમાન કરતાં બાર ગણી વધારે છે, માટે આપણે આપણી નાશનલ ભાષા હિંદીજ રાખવી કે જે આજકાલ ફક્ત ઉત્તર હિંદુસ્તાનમાં જ ચાર કરોડ હિંદુઓમાં બોલાય છે. બંગાળીઓ પોતાની બંગાળીની સાથે હિંદી પણ જાણે છે, તારે ગુજરાતીઓએ કેમ ન જાણવી ? ઉપર જે ચાર કરોડની સંખ્યા લીધી છે તેમાં બંગાળીયો નથી. ઓગણીશ કરોડની વસ્તીમાં માત્ર ત્રણ કરોડ ઉરદુ બોલનાર છે. ભ્રષ્ટ ઉરદુમાં લખેલો નાટકવિષય ભાષા સુદ્ધાં નિરસ છે; તેમ મિશ્ર કાવ્યબંધ ચાતુરીના ક્લિષ્ટ કવિતા ચોપાનિયામાં ન આવવી જોઇએ.

સૂચના દાખલ એક વાત જણાવું છઉં કે આજકાલ કોઈપણ ગ્રંથ લખવામાં વિષયના વિધિનિષેધની ઘણી અસર થાય તેવું હોય-ગ્રંથમાંથી અસર કરવાની શક્તિ ઘટી જઇને તે મોળો પડતો હોય તો તે પ્રસંગે નિષેધવાદ ભભકમાં ન બતાવવો. મારે કેટલીક વખત મારા લખાણમાં દેશકાલ જોઈ લોકના ઉપર અસર કરવાને ઉદ્દેશને જ છટાથી દરસાવવો પડે છે - જેમ છેલ્લા અંગ્રેજી આર્ટિકલમાં છે તેમ, હેલેનિઝમમાં કેટલુંક ઘણું સ્તુત્ય છે પણ ખબડદાર લખનારા એને વળી ખરેખરૂં હેલેનઝમને જ અસ્સું બ્હાર પાડ્યું છે.

મોટી ખુશાલી છે કે દેશી રાજ્યમાં રાજ્યાશ્રયથી એ ચોપાનિયું નિકળ્યું છે. એમાં દેશપ્રીતિના વિષયો, દેશાભિમાની પુખ્ત વિદ્વાનોના વિચારં ને જોસ્સાથી લખાશે એવી આશા રાખું છઉં.

અધિપતિઓએ તમારી પાસે મને યથાયોગ્ય લખાવ્યા છે તેમ તેઓને મારા પહોંચાડજો. હવે તો લોકને 'વિજ્ઞાન વિલાસ' ને 'મનોરંજક' એ બેની સરસાસરસી જોવાની મઝા છે.

નર્મદાશંકરના આશીર્વાદ.

(૩)

સુરત, તા. ૨ જી અકટોબર સને ૧૮૬૯

સ્નેહી શ્રી ભાઈ ગણપતરામ,

મારી તે વળી કૃપા શી ? કૃપા તો તમારી હોવી. તમારા પત્રો મારાં કાગળિયામાં સંતાઈ રહેલા તેને શોધતાં વાર લાગી હતી. મિત્ર રતિલાલના કહેવાથી મેં જાણ્યું કે દોસ્ત મુરાદઅલ્લીએ મને પત્ર લખ્યો હતો. એ પત્ર ગેરવલ્લે પડેલો અથવા મારા ઘરના માણસોથી ડાબે હાથે મુકાયલો એમ મને લાગે છે. એ ભાઈએ તમારા પત્રમાં જે પ્રેમ ઉભરાતી લીટી લખી છે તેને માટે હું તેમનો ઉપકાર માનું છું. શું લખું ? કોઈ પણ રીતે આપણે ફાવી શકતા નથી; સાતમે આકાશથી સાતમે પાતાળે ધમ પડી રીબાઈયે છૈયે-ઉપરથી માર છે એટલે ઉભાં પણ થવાતું નથી તો પછી શું ? લાખોમાંથી થોડાંએક માર ખાતાં ખાતાં પણ જુદે જુદે ઠેકણે મથીમથીને ઉભાં થવું – પ્રત્યેકે ઉભા થઈ પોતપોતાની પાસેના બીજાઓને સહાય થઈ ટટાર કરવા – પછી સાધન સાહિત્યસામગ્રી પ્રાપ્ત કરવાના રણમાં મચવું – મથતાં જો તે પ્રાપ્ત થયાં તો વળી પછી સમોવડિઆએ સ્પર્ધા – તજી ઐક્ય રાખવું – વળી પાછું મોટું યુદ્ધ કરવું ને તેમાં બહુ બહુ અપજસ જોવા-પછી અંતે આમ કે તેમ- વ્હેમોને હાંકી મેલવા એ ત્વરાથી તો ન જ બનવાનું ને મૃતક પુરુષત્વને સજીવન કરવાનું બની શકે તેમ છે. તોપણ જ્યાં ઉભાં થવાતું નથી ત્યાં બીજું શું ઇચ્છવું ? જેમ તેમ ઉભાં થયલા એવામાંથી કોઈ બેસી ગયા છે-જાય છે ને કોઈ સુઈ ગયા ને – જાય છે. મારો વિચાર તો આ કે મથતાં રેહેવું. પછી સમય કરે તે ખરું-મથતાં થાકી જવાય તો થાક ઉતારવો પણ ઉતર્યો કે પાછાં ગતિમંત થવું. આ વિચારને તમે કેટલા પ્રતિકૂળ છો તે લખશો ?

'લખી શકો'- 'તેમ ન પણ લખાય.' ને એ વાક્ય મેં તમારે જ માટે લખ્યું હતું-ને સ્પષ્ટ કરવાને તો હમણાં હું ઇચ્છતો નથી. મૈત્રિ વિષે તમે તમારા અનુભવ તથા તર્ક ઉપર વિચાર કરતાં શું નક્કી કરવું છે ? ઉત્તમ મૈત્રિ તે કઈ ? એ વિષે લખી જણાવશો.

આ કાગળની પેહેલી કલમમાં હમણાંની સ્થિતિ જણાવી છે એટલે તમે જાણશો કે હાલમાં મારી તરફના ઓળખીતામાંથી કોઈ 'શેર' રાખે તેવું નથી જ. તમે લખો છો તે પ્રમાણે છેક 'પરતંત્ર' થવું પડે.

તમે 'સમશેરનો' ઉતારો મોકલ્યો તે ઉપરથી મારા કોષ વિષે તમારી દાઝ છે, એમ મેં જાણ્યું છે. એ વિષય મારી જાણ પ્રમાણે આ છે – પ્રથમ ગુજરાતી અંગ્રેજી કોશ કરવો ને પછી બીજા તૈયાર કરવા એવો ડા. બ્યુલરનો વિચાર તે તેઓએ જણાવ્યો ને હાલ તેઓ પચાસ હજારની ગોઠવણ કરવાના વિચારમાં છે. ડા. બ્યૂલરે મારી સાથે વાત કરી છે ને મેં તેમને મારા શબ્દ આપવાની ના કહી છે. ડા. ને મળ્યો તેની પહેલા મેં મિ. પીલને મદદને સારૂ અરજી કરી હતી ને તેના જવાબમાં આવ્યું છે કે કોશ છપાયા પછી વિચાર-પણ મારા શ્રમની તેમને કદર છે એવું તેણે લેટરમાં બતાવ્યું છે. એકાએક ડા. બ્યૂલરનો વિચાર નિકળવો એ અને જાણો જ છો કે મહિપતરામની વર્તણુંક મારી તરફ કેવી છે તે એ બે કારણથી મિ. પીલે ઇચ્છા પ્રમાણે ઉત્તર વાળ્યો નથી.

આ વર્ષમાં ગોપાળજીભાઈ સાથે મારે થોડોક વધારે પ્રસંગ પડ્યો છે ને હમે સારી સારી વાતો કરી છે. એઓ ભાવનગર હોય તો મારૂં આ સંભારણું તેમને જણાવશો. મારા પાડોશી કવિને તમારા લખ્યા પ્રમાણે કહ્યું છે.

ગુજરાતી ગીતિ કરી છે તે જો યથાર્થ હોય તો ઉપયોગમાં લેવી. મારૂં નામ સંક્ષેપમાં પણ લખવું અવશ્ય તો નથી.

ગ્રીક રાકળ જનમાંહી, જેના સરખો નહીં જ કો સાચો;
ન્યાયે વર્તે તેવો, તેને શિક્ષા મરણ તણી દો છે.

વારૂ ભાઈ, ગુજરાતી ભાષાના પ્રાચીન ગ્રંથો અથવા એમાંનાં પાનાંનો સંગ્રહ તમારી તરફ મારા જોવામાં આવે ખરો ? સૈકા સૈકામાં ભાષામાં કેટલો અંતર પડ્યો છે તે જાણવાનું છે ? નરસહીં મેતાની પૂર્વે કોણ કવિ થઈ ગયા છે ? આપણા કવિઓએ દેશી-ઢાળમાં પદબંધ બાંધ્યા છે તે શા ઉપરથી. પદ-ગરબી દેશીની ચાલ કોણે ક્યારે ને શા ઉપરથી કહાડી તે જાણવું જોઈએ.

બહુ લખાણ થઈ ગયું માટે હવે બસ-

નર્મદાશંકરના આશીર્વાદ.

(૪)

સુરત-આમલીરાન તા. ૧૬ નવેંબર ૧૮૬૯

સ્નેહી ભાઇ મહીપતરામ

તા. ૨૫ મી ઓક્ટોબરનો પોતો છે.

તમે જાણતા જ હશો જ તો પણ મારે જણાવવું ઘટિત છે કે કોશ ભાવનગરમાં છપાશે ને આશ્રય મળશે.

હું ગણદેવી જઇ ભાઇ રતીલાલ તથા મીયાંને મળ્યો છઉં ને મેં એઓ સાથે સારી વાતો કરી છે. મનોરંજક રત્ન હવે ઉતાવળથી પાછું નજરે પડશે.

'તંગીમાં મદદ કરે તે ખરો દોસ્ત.' તો પણ તેવું ઘણીવાર કેટલાએક પ્રસંગ પુરઃસર કરવાનું ખુશીથી કે નાખુશીથી-સ્વસત્તાથી કે પરસત્તાથી માંડી વાળવું પડે છે, એ વાક્યમાં માણસ જો દોસ્ત જ છે તો તેને મદદ કરવાનું ખુશીથી અને સ્વસત્તામાં છતાં માંડી વાળવું એમાં તો મૈત્રિને દૂષણ આવે. એ શબ્દોમાં તમે જો કોઇ ભેદ રાખ્યો હોય તારે તો વળી જુદો વિચાર થાય.

અએ પોતાના સંકટમાં પોતાના બીજા બધા મિત્રોની સલાહ લીધી પણ એક બની ન લીધી-એથી બ કંઇક નારાજી થયો, તોપણ તે અના ભુંડામાં નહીં, ને એમ છતાં બીજા મિત્રોએ અના કાન ભંભેર્યા કે બ જ તને આડો આવે છે. ગભરાયલા અએ તે વાત ખરી માની અધમ જુક્તિથી પણ સ્વાર્થ સાધવાને બને ખાનગીમાં નિંદ્યાં કર્યો ને જાહેરમાં ધિકાર્યો. બ તારે કેવળ નિસ્પૃહ રહેલો ને વિસ્મિત થયલો કે અ આ શું ઘેલું કરે છે ? અએ જે જે કીધું તે.તે સહુ બએ સાંખ્યું. અ બંધ રહે જ નહીં તારે પછી બનો ધર્મ હતો કે વા પર ગયલા અનો જોસ્સો કોઇ પણ રીતે નરમ પાડવો ને તેમ તેણે કીધું. હજી પણ બને અની દયા છે, પણ ડોળઘાલુ અ પુરુષમાં જારે વીર્યનીચત્વ, સ્વાર્થાંધત્વ, સંગતિ-દુર્જનત્વ દેખાયા ત્યારે બએ એકવાર તેને શાસ્ત્ર બતાવ્યું, પણ ભલો છે બ કે જેટલું કહેવું જોઇયે તેટલું પણ તે પ્રસંગની પૂર્વ નીશાનીમાં કહેતો નથી, પણ ફક્ત બેદરકાર જ રેહ છે ને અ શું ફુવડતા કર્યો જાય છે તે વિચારવંત જાણે છે ને શું કરશે તે જાણશે-અફસોસ. વળી તમારે જાણવું કે અ ને બ પ્રથમથી જ મારા મિત્ર નોતા ! માત્ર એક ક્ષેત્રમાં સાથે કામ કરનારા હોવાથી લોકમાં તેઓ મિત્ર છે એમ માનતા હશે.

તમે મારા કાગળો ઝાળતા નહીં રાખતા હો ને ક્વચિત જ કોઇને વંચાવતા હશો એમ હું જાણું છઉં.

લી. નર્મદાશંકર.

(૫)

સુરત તા. ૨૦ એપરેલ ૧૮૭૦,

સ્નેહી શ્રીભાઇ મહીપતરામ,

તા. ૨૨ મી ફેબરવારી તથા ૧૬ મી માર્ચના એમ બે પત્ર તમારા આવ્યા છે. શબ્દકોશ સંબંધી તમારી કાળજી જોઇ ખરેખર હું બહુ પ્રસન્ન રહું છઉં. માર્જિન શીરસ્તાથી વધારે રાખવી અગત્યની છે ને તમે સૂચના કરો છો તેમ ફારમો છપાતા થશે તો તેમાં પણ મારે વાંધો લેવા જેવું કંઇ નથી. એ કામ પ્રિંટરનું છે. મેં યુનિયન પ્રેસના માલિકને પેહેલો ફારમ બતાવ્યો ને માર્જિન વિષે પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે છે તેટલી માર્જિન બસ છે. એ ફારમોને કવર પેપર સાથે સ્ટીચ કરવા હોય તો ન ચાલે, પણ બાંધવામાં તો કંઇ હરકત નહીં પડે.

અક્ષરજોડણી વિષે-(૨) હ રાખવા વિષે તમારો પણ મારા જેવો જ વિચાર છે. છપાયેલા ભાગોમાં મેં તેમ જોડ્યો છે. પણ કેટલાક અક્ષર સાથે હ મનમાનતી રીતે જોડાઇ શકાતો નથી ને ગુજરાત તરફના કેટલાક શબ્દને તો હ જોડતા જ નથી ને એને માટે તો વિદ્વાનોના જુદા જુદા મત છે, માટે મારૂં કામ સહેલું કરવાને હ સૂચક ચિહ્ન રાખ્યું છે ને એને કેટલાક વિદ્વાન્ સંમત છે-હાલમાં તો એ ચિહ્ન રાખવું-બીજી આવૃત્તિ વેળા પાછો વિચાર કરીશું. નાગરી લિપિમાં લખાયલા હિંદી પુસ્તકમાં જેમ અક્ષરની નીચે ચિહ્ન હોય છે તેમ (૨) કોઠી, ગેંળ એ ઉચ્ચાર સંસ્કૃતમાં નથી જ. પ્રાકૃત ભાષાનાં વ્યાકરણોમાં છે કે નહીં તે હું જાણતો નથી. અહીંના નાગર બ્રાહ્મણોમાં એ ઉચ્ચાર થતો નથી, (મ્હેતાજી દુર્ગારામ આદિ અમદાવાદીયો ને ગૃહસ્થો તે ઉચ્ચાર કરે છે ખરા) દિનમણિશંકર શાસ્ત્રી સાથે મારે એ ઉચ્ચાર વિષે વાત થતી હતી ને તેઓએ એ ઉચ્ચારને ધિક્કાર્યો છે. ગામડાના લોકે ને તેના સંબંધમાં આવેલા ઉંચ વર્ગના લોકે તે ઉચ્ચાર ગ્રહણ કર્યો છે. મેં જનમ ધરી એ ઉચ્ચાર કીધો નથી એટલે હું તે શબ્દોને જુદે ઉચ્ચારે દરસાવી શકતો નથી. પ્રસ્તાવનામાં અથવા કોશની સમાપ્તિ પછી તેવા શબ્દોની ટીપ તમ સરખા પાસે તૈયાર કરાવી આપીશ ખરો.

હું આશા રાખું છઉં કે જેમ છપાતા કોશની નિગેદારી રાખતા આવો છો તેમ આખર સુધી રાખશો. પ્રુફ ચોરાયાં-એસવલ્લે પડ્યાં તેને લીધે ઢીલ થઇ એ શોકકારક વાત બની છે.

ઠાકોર સાહેબ ગત થયા એ માઠું થયું છે, પણ હવે વારસને રાજ્યાભિષેક ક્યારે થશે ને શી શી નવી ગોઠવણ થાય છે ને થવાનો સંભવ છે તે વિષે અનુકૂળ હોય તો સવિસ્તર લખશો.

તમારો શુભેચ્છક, નર્મદાશંકર.

(૬)

તા. ૨૦ ફેબરવારી ૧૮૭૦, સવારે સાત વાગતે.

પ્રિય મિત્ર ભાઈ ગણપતરામ,

તમારો તા. ૧૬ મીનો પત્ર પોહચ્યો છે, તેમ ભાઈ રણછોડલાલનો તા. ૧૪ મીનો પણ આવ્યો છે. તમારા બંનેના સ્નેહ જોઈ હું જરા સંકોચાયો છઉં કે મારો તમને દેખડાવવાને પ્રસંગ આવતો નથી. સ્નેહની આતુરતાને કિયો માણસ નથી ઝીલતો ? અણસમજુ અવિવેકે ઝીલે છે ને સમજુ વિવેકથી ઝીલે છે. વિવેકથી ઝીલવામાં તેટલી તેજી નથી હોતી તો પણ એ ઝીલવામાં રસ ઘાડો ને સ્થાયી છે એમ હું સમજું છઉં. અરે ટૂંકમાં ઉત્તર લખવો ધારીને બેઠો હતો તે લાંબા લખાણનો પાયો નંખાયો ! દિલગીર છઉં કે ચણવાનો અવકાશ નથી ! ભાઈયો માફ કરજો ઘણી તજવીજ કરતાં છતાં પણ મારાથી પાવાગઢ નિમિત્તે તમારો સમાગમ થઈ શકશે નહીં-ઇચ્છા પરિપૂર્ણ છે, તમારૂં સ્નેહાળ ઉત્તેજન છે પણ શેઠ ઉપાધિ આડો નડે છે-ગુજરાતની પૂર્વ દિશાની અધિષ્ઠાતા દેવીનાં સ્થાનકની શોભા જોતાં મને સંભારજો ને પછી તમે સહુ પ્રાર્થના કરજો કે મા હવે બહુ થયું રંક દેશીઓ સામું જો ને.... ........ ઉરમાં અભિમાન પ્રેરે ને જય અપાવ-ભાઈયો મારી ગેરહાજરીથી દિલગીર ન થતાં આનંદથી રેહેજો.

મંડળને યથાયોગ્ય.

નર્મદાશંકરની સઈ

## ૯

## લક્ષ્મીરામને

(૧)

સુરત, આમલીરાન તા. ૭ ફેબ્રુવારી ૧૮૬૯.

ભાઈ લક્ષ્મીરામ,

મહા વદ ૧ નો આવ્યો તે વાંચી સંતોષ થયો છે કે મળ્યાને ઘણા માસ થયા છે તોપણ તમારી ભક્તિ મારા ઉપર તેવી જ છે. તમે મને ડિસેથી લાંબો કાગળ લખ્યો હતો પણ મારાથી ઉત્તર ન લખાયો, તેનું કારણ આ કે, તમે જાણતા જ હશો કે હું ઉધરસથી હેરાન હતો ને એ પાછી એટલી વધી ગઈ હતી કે મેં દેહકષ્ટથી તે કહાડવાનું ઠેરવ્યું હતું ને ઉદેપુર લગી જઈ આવ્યો છઉં. સુરતથી જ જો તહાં જવાનો વિચાર હત તો હું ડિસે જ આવત, પણ અમદાવાદ બહાર પડ્યા પછી મેં તેણી તરફનો રસ્તો લીધો હતો. મેં ઘણાક વિકટ પહાડ ઝાડીને રસ્તે ભીલના ગામ ને સલુંબર ને ઉદેપુર જોયાં છે. ભલું સૃષ્ટિસૌંદર્ય ! એણે જ મારું વૈદું કર્યું ને હું સારો થયો. હજી એક વાર પાછું તહાં જવું ધારું છઉં પણ હાલ તો નહીં.,

જેમ તમે મને કાઠિયાવાડ તરફ આવવાને લખો છો, તેમ ઘણા મિત્રોએ પણ કહ્યું છે ને ઘણાક કહે છે ને મારી પણ ઇચ્છા છે પણ કામના રોકાણથી યોગ આવતો નથી,

તમે લખો છો કે 'પ્રથમ હું ડિસા તરફ ગયો, તારે તાહાંના લોકોને એવા તો કમનસીબ જોયા કે તમારા નામથી કેવળ અજાણ. પણ ઈશ્વરેચ્છાથી તમારાં ત્રણે પુસ્તકનો પ્રસાર થયો છે.' એ વાક્યથી મને સંતોષ છે કે તમે નવા વિચાર સંબંધી તહાંના લોકને જિજ્ઞાસા ઉત્પન્ન કરી છે. ખરેખર એમ જ દરેક જુવાને કરવું જોઈયે. દેશભૂમિ એ આપણી મા છે ને આપણે તેનાં છોકરાં છૈયે. તે ને આપણે અનેક રીતે પીડાઈયે છૈયે માટે સમજતા છોકરાઓનો ધર્મ છે કે પીડા દૂર કરવાને તેઓએ તન, મન, ધન ને ઐક્યથી શ્રમ લેવો જ.

મારાં પુસ્તકના એજંટ થવા વિષે લખ્યું તો બહુ સારૂં. પણ વાંચતાં ન આવડે તેઓને મોંઘી કિંમતનાં પુસ્તક શા કામના ? તો પણ હું હાલ અક્કેક નક્લ મોકલીશ.

'પ્રતિદિન તમારો ટેકી સ્વભાવ તથા દેશાભિમાન વધતાં જાય અને નારાયણ રૂડો બદલો આપે' એ શુભેચ્છા પાર પડો-બદલો આ જ કે દેશીયો સર્વે રીતે ખરા સુખી થાય.

ઉતાવળ નથી પણ અનુકૂળતાએ નીચે લખેલાં ત્રણ કામ કરવાનો શ્રમ લેશો.

આપણા જિલ્લામાં ન વપરાતા એવા કાઠિયાવાડી શબ્દો જે તમારા સાંભળવામાં આવે તેનું અર્થ સાથે લખાણ રાખવું.

કાઠિયાવાડમાં થયલા બહારવટીયા સંબંધી વાતો (તેના વરસ સાથે) એકઠી કરવી.

આપણાં દેશી રાજ્યોમાં વપરાતાં હથિયારોનાં નામ-જુદી જુદી જાતની બંદુક, જુદી જુદી જાતની તરવાર વગેરે-

શબ્દ, વાતો ને નામ જેમ જેમ મળતાં જાય તેમ તેમ મોકલ્યાં કરવાં.

મારાથી કાગળ મોડો લખાય તો પણ તમારે તમારી ફુરસદે લખ્યાં કરવો. ટીકીટો નોતી મોકલવી.

તમને યશ મળતો જાય એવું ઇચ્છનાર નર્મદાશંકર.

(૨)

તા. ૧૯ માર્ચ ૧૮૬૯

પ્રેમાળ ભાઇ લક્ષ્મીરામ,

તા. ૧૮ મીનો પોંહોંચો છે-વૈશાખ માસમાં તમારો આણી તરફ આવવાનો વિચાર છે તેથી હું ઘણો ખુશ થયો છઉં કે પ્રત્યક્ષ મળવું થશે-લાંબી વાત ઘણી ફુરસદ વના પત્રમાં લખાઇ શકતી નથી માટે તમારા સવાલનો જવાબ મળ્યા પછી જ દઇશ. જ્યાં સુધી લોક મારા સ્વભાવ ને મારી વૃત્તિથી અજાણ છે ને માત્ર બહારના પ્રસંગો ઉપરથી (અને તે વળી હૈયામેલ દ્વેષીઓએ પોતાના સ્વાર્થથી) જુદે જુદે રૂપકે દર્શાવ્યા હોય છે તારે મારે વિષે વિચાર બાંધશે તહાં સુધી મારે કંઇ જ બોલવું નહીં એ મને વધારે સારૂં લાગે છે-

'અંતે છે સતનો જસ, રણે રમ મ્હસ.'

મેં જે તમને કામ સોંપ્યું છે તે ફુરસદે જ કરવું- ઉતાવળ નથી. મારા નિબંધમાં જે બ્હારવટીયા લખ્યા છે તેની હકીકત પણ જોઇયે. હું થોડીક જાણું છું-પુરેપુરૂં જાણતો નથી-હથિયારોનાં નામ સાથે ચિત્ર મોકલશો તો તે બહુ જ સારૂં થશે.

કોઇ વંદો કોઇ નિંદો. હું મારૂં કામ મારી બુદ્ધિ પ્રમાણે ને શુદ્ધ અંતઃકરણથી કર્યો જ જાઉં છું-મને મારી સરસ્વતીની રક્ષા છે ને તેથી હું દુર્જનની થોડી જ દરકાર કરૂં છઉં.

લી. નર્મદાશંકરના આશીર્વાદ.

(૩)

સુરત, આમલીરાન તા. ૩ જી અક્ટોબર ૧૮૬૯.

ફક્કડ લક્ષ્મીરામ,

તમારો તા. ૨૪ મી આગસ્ટનો ને ભાદરવા વદ ૩ જનો એમ બે આવ્યા છે. હું-મોટમ આપું છઉં તેને તમે યોગ્ય નથી એમ તમે લખો છો તારે આજથી ઉપર પ્રમાણે નામ બદલું છું-ચ્હીડાશો નહીં-પણ હું પુછું, લોક મૈત્રિ મૈત્રિ કરે છે તે શું હશે વારૂ ? એ વિષે તમે અનુભવમાં શું જોયું છે ને વિચારમાં શું નક્કી કર્યું છે તે અવકાશ મળેથી લખી મોકલાય તેવું કરી શકશો ? તમારી કલમ લખાણમાં કેવી ફક્કડ ચાલે છે તે જોવાને ઇચ્છું છું.

હથીયારોની ઉતાવળ નથી-જુની ગુજરાતી ભાષાના નાના મોટા ગ્રન્થ-પાનાનો સંગ્રહ તમારા જુનાગઢમાંથી મળી આવશે ? મારો વિચાર આ છે કે આજથી સો ને પછી બસેં ને એમ ૧,૦૦૦ વર્ષ ઉપર આપણી ભાષા કેમ કેમ બદલાતી ગઇ છે તે વિષે યથાસ્થિત જાણવું-તેમ નરસહીં મેહેતાની પેહેલાં કોણ કોણ કવિયો છે તે સંબંધી પણ જાણવાનું છે-એ વિષય અવકાશે તમારા મિત્રમંડળમાં ચરચજો-મારે ઉતાવળ નથી.

નાગરી ન્યાતના ભવાડા થાય છે તે જોઇને દલગીર છઉં. મારે વિષે મારી નાતના ઘરડાઓ-જુવાનોનો શો વિચાર છે તે લખશો.

જૈન નિબંધ લખવાનો મને અવકાશ નથી. ઝાંસીની રાણી અને લખનોરના (લખનૌના ? સં.) નવાબ વિષે થોડીક પણ હકીક્ત આપો તો વળી લખવાનો વિચાર કરૂં-બને તો મોકલજો.

(૪)

તા. ૧૮ અક્ટોબર ૧૮૬૯.

ભાઈ લક્ષ્મીરામ,

આસો સુદ ૨ નો લાંબો ચિત્રો સાથે આવ્યો છે. સ્નેહ મૈત્રિ-પ્રેમ એનું પરિણામ બેના એક થવું એવું છે. એક થવું કઠિણ છે ને એક થઇ તેમ નિત્ય રેહેવું એ પણ કઠિણ છે. મૈત્રિ કરવામાં ને નિભાવવામાં બહુ વિઘ્ન આવી પડે છે. 'કોઇને (પોતાનો ? સં.) કરી રાખવો અથવા કોઇના થઇ રહેવું' એ કહેવત ખોટી નથી કે જેથી મૈત્રિ નિભે પણ અંતઃકરણનો ઉમળકો રેહેવો દુર્લભ છે. એ જો બન્નેમાં હોય તો પછી નાના પ્રકારનાં વિઘ્નો પોતાની મેળે જ દૂર થઇ જાય છે. સાચો સ્નેહ શૌર્ય વિના બંધાતો નથી ને નિભતો નથી. તેમ સાચા સ્નેહથી શૌર્ય વધે છે ને શૌર્યથી જસ ને પછી સુખ મળે છે એ પણ ખોટું નથી; હા તે જસ લૌકિક વિચારમાં કદાપિ તત્કાળે નિંદાય પણ પછવાડેથી વખણાય જ. જારે ગરમ લોહીનાં સ્ત્રીપુરૂષોના પ્રેમ જેવો પુરૂષમાં સ્નેહ જોવામાં આવશે ત્યારે જ ઐક્ય, ધૈર્ય, જુક્તિ, સાહસ એ સદ્‌ગુણો આપણામાં દેશિયોમાં આવશે ત્યારે જ તેઓ ઉત્તમ યશ ને ઉત્તમ સુખના ભોક્તા થશે.

નર્મદાશંકરના આશીર્વાદ.

(૫)

તા. ૩૦-૧-૭૦

પ્રિય ભાઈ લક્ષ્મીરામ,

તમારો પોષ વદ ૧ નો પોંચ્યો છે. મારી તબીએત આજકાલ સારી છે. નાગરોની ફજેતીથી દલગીર છઉં, મણીશંકરે મારી ખાનગી ચાલ વિષે પોકાર કર્યો. મારી કવિતા તે કવિતા જ નથી એમ કહ્યું ને મારા ગદ્યનાં વખાણ કર્યાં કે ગુજરાતિ ભાષાને રસદાર બનાવી છે એ મારી શક્તિ તથા નીતિ વિષે તેઓના અભિપ્રાય તમે મને જણાવ્યા તેને માટે હું તમારો ઉપકાર માનું છઉં. એ પ્રમાણે બીજા કાબેલમાં ખપતા પુરૂષોનો વિચાર મને જણાવશો. એમ તમારી તરફથી પાંચેક જણના વિચાર જાણી લીધા પછી હું મારી તરફથી લખવાનું છે તે લખીશ. વ્યાકરણની પ્રત એકકે મળે નહીં.

લી. નર્મદાશંકરના આશીર્વાદ.

## ૧૦

## નાનાભાઈ રૂસ્તમજી રાણીનાને

(૧)

સુરત આમલીરાન તા. ૧૨ મી અક્ટોબર ૧૮૬૯

પ્રિય ભાઈ

તારો પત્ર આવ્યો છે. એમ ન જાણીશ કે હું બેદરકાર છઉં. હું પણ હમેશની કાળજીથી વખતે વખતે તાવથી સપડાઉં છઉં. હજી ચોપડી ખાતાના રૂ. ૨૮૦) કાઠિયાવાડથી આવ્યા નથી-બ્યૂલર પાસે તાકીદ કરાવ્યા છતાં બિજા પણ રૂ. ૫૦૦ ત્યાંથી મારી બીજી ચોપડીઓના આવનાર છે. એક પાસથી ઘર ખરચના સવાસો જોઇયે ને વેચવાની નાની ચોપડીઓ મળે નહીં. તને ભરવાની મોટી કાળજી તેમ અહીંનાને ભરવાની પણ. વળી અહીંનું કરજ વધારવાની જરૂરિયાત. હવે હું કેમ ન ગભરાઉં ? ઉઠુંછ ત્યારથી તે સુતા સુધીમાં ઓછામાં ઓછી ૧૦ વાર દોઢિયાં એમ નિશ્વાસથી બોલાઇ જવાય છે. ખરેખર હું દ્રવ્યને તુચ્છ ગણતો આવ્યો છઉં ને હજીએ મનથી તેમજ ગણું છઉં પણ મિત્રના વિશ્વાસ ઉપર સાહસ થયેથી જારે ભીડ આવી તારે દ્રવ્ય જરૂરનું લાગે છે. હું હમેશ સહાય કરનારો તે હાલ સહાયપાત્ર થયો છઉં ને સહાય મળતી નથી-હોય ! રતના ફેરફાર હોય છે તેમ આ દિવસ પણ જશે. ફાં ફાં માર્યો જાઉં છું-આશા રાખ્યો જાઉં છું-પણ થવાનું હશે તે થશે એમ મનમાં નક્કી સમજું છઉં. સાહસથી થયેલી હાનિનો બદલો વાળવાને સાહસ જ કરવું જોઇયે, પછી આમ કે તેમ, એ વિચાર પ્રમાણે વર્તવું મેં ધાર્યું છે-નાનાં ચોપડાં તૈયાર કરી છપાવવાં. વાલ્ટર સ્કોટે પોતાના લ્હેણદારોને કહ્યું હતું કે સબુરી રાખો તેમ મારે કહેવું પડે છે. ભાઈ જેટલા ભરાયા છે તેની ક્યાં આશા હતી ? ! 'નવાણું તો ભર્યા સો' એમ કરી રહેલી ચોપડીઓ બંધાવી મારે હવાલે કરે તો પછી હું ૮-૭-૬-૫-૪ ને નિદાન ત્રણે પણ વેચી તને નાણું ભરૂં- એ ઉપાય કરવો રહ્યો. પણ બંધાવાનું તારા હાથમાં છે. ડૈરેક્ટરે કોશ છપાઇ રહે મદદ આપવાનો વિચાર કરીશું એમ લખ્યું છે. હું નવેંબર આખરે તારી પાસ આવીશ ને આશા તો રાખું છઉં કે થોડુંક લેતો આવીશ. ભાઇ તું ગભરાઇને તારી પ્રકૃતિમાં બગાડો કરે છે એ સારી વાત તો નથી. દુખમાં તો પથ્થર જેવી છાતી રાખી વર્તવું, પણ ડાહી સાસરે ન જાય ને ઘેલીને શિખામણ દે તેવું થાય છે ! ઈશ્વર તને તન્દુરસ્તી બક્ષે.

તારો સાચો નર્મદ.

(૨)

તા. ૬ ઠી જુલાઈ ૧૮૭૦

પ્યારા નાનાભાઈ,

બનાવો (માની લીધેલા સારા ને માઠા) બને છે. ખૂબી ને ખોડ કુદરતમાં નથી જ-દુનિયાદારીમાં છે. આફરીન છે કુદરતને કે મોટો ફિલસૂફ ને મોટો તપેસરી પોતાની ઊંચી અક્કલથી અને મન મારવાના મ્હાવરાથી ગમે તેટલો દાબ રાખે, પણ કુદરત આગળ તે હારી જાય છે. દુનિયાદારી-અક્કલ તથા મ્હાવરો એને પણ જસ છે કે જો કે આખરે તો કુદરતને જ તાબે થાય છે, તોપણ તે થોડી ઘણી મુદત સુધી પોતાનું જોર કુદરતની ઉપર છે એમ દેખડાવે છે.

ભાઈ, ન.ક. નું થોથું નીકળ્યાને ૩ વર્ષ થયાં. હજી પૂરેપૂરૂં બિલ મારાથી ચુકવાયું નથી - બહુ જ બળી બળી જાઉં છઉં. સમો બારીક જોવામાં આવે છે.

એક દિવસ હું ભાઈ માણેકજી બરજોરજીને ઘેર ગયો હતો, ને વાતમાં તેણે કહ્યું કે 'યુનિયન ને સમાચાર જોડાયા પછી જેટલું ન.ક. નું કામ ચાલ્યું તેટલાં કામ સંબંધી મારૂં ને નાનાભાઈનું તમારી ઉપર જે માગણું નીકળે તેમાંથી હું મારી પોતીનું તો ચૂકવી દેવાને ઇચ્છું છું - જ્યારે આટલાં વરસ થયાં ને નિવેડો નથી આવતો ત્યારે ઠાલો ગુંચાડો શું કરવા રેવા દેવો જોઈએ, માટે નાનાભાઈને કહીને ન.ક. નું જેમ તેમ માંડી વાળો તો સારૂં.' એ વાત હું તને કહેનાર હતો પણ જોગ ન આવ્યો. હવે એ સંબંધી તારો શો વિચાર છે ? બે પ્રેસ જોડાયા પછી કેટલું કામ થયું છે ને માણેકજી કેટલાના હકદાર છે એ જો તું મને જણાવે તો તેટલી રકમને સારૂં હું ને માણેકજી ખાનગી સમજીએ, ને બાકી રહેલો યુનિયનનો અવેજ હું વ્યાજે આણીને અથવા ચોપડીઓ સસ્તે કહાડીને તને પૂરો કરી આપું - પણ પ્રથમ માણેકજીનો આંકડો મારે જાણવો જરૂર છે.

તને મેં ક્યૂરેટર ઉપરનું રૂ. ૧૪૦ નું બિલ મોકલ્યું છે, તેનાં નાણાં તને પોતાં કે નહીં તે જણાવજે. જે પાંચસે ચોપડીયો તારે ત્યાં રહી છે, તેને પોણા પોણાનું પૂઠું બંધાવવાને સારૂં પોણી ચારસે જોઈએ તે હું તને બંધાઈનું બિલ ચૂકવતી વેળા ગમે ત્યાંથી પણ આણી મોકલાવીશ. થોડીએક કાઠીયાવાડથી આવનાર છે, ને થોડીએક કોઈના લેઈશ. ચોપડીયો બંધાતાં ઓછામાં ઓછો મહિનો દોઢ તો થશે જ; ને એની અંદર તો હું તને કકડે કકડે મોકલતો જઇશ. માટે બંધાવવા આપજે.

ભાઇ, કોઈ પણ રીતે હવે ત્રણેક મહિનામાં થયાનું શેવટ આણી આપ. બારીક વખત જોઉં ગભરાઉં છઉં. પ્રેસના બિલનો નિકાલ કર. વળી.... માણેકજીનું મારૂં ખાનગી ખાતું રહ્યું તો ચિંતા નહીં. આનો જવાબ આપજે.

લી. વખત જોઇ ગભરાતો નર્મદ

## ૧૧

## કરસનદાસ માધવદાસને

સુરત તા. ૧૭ મે સન ૧૮૬૬

ભાઈ કરસનદાસ

હું જારે મુંબઈ હતો તારે તમને મળવાની ઇચ્છા થઈ હતી. એવામાં જાણ્યું કે ગભરાટમાં છે-હું ચોંક્યો-મળીને દિલાસો દેવો ધાર્યો, પણ પાછું વિચાર્યું કે સુઘડ જનને પુરા ગભરાટમાં જેવો દિલાસો પોતાનાથી જ પોતાના એકાંતમાં મળે છે, તેવો એક ભણેલી, ડાહી, દુનિયાદારી જાણતી, માથે પડેલું એવી રસીક ને ચતુર પ્યારી શિવાએ બીજી કોઇ વસ્તુથી મળતો નથી. હું શરમાયો-પછી બીજે દિવસે વધારે બુમાટો સાંભળ્યો. એ વખતે શીવારામ ગવૈયો મારી પાસે હતો. હમે ગુણ ગાતા હતા ને ઈશ્વર પાસે માગતા હતા કે સાચામા બેલી હમારા સામું જોઈને તો નહીંજ પણ તેનાજ સુકૃત સામું જોઇ તેને સલામત ઉતારજે.

ઉપકાર કીધાછ તેને સારૂ આ બોલાય છે, એમ નથી પણ પ્રેમનો પાશ આડો આવે છે એ વાત આજ મ્હારે નવી જણાવવાની નથી.

મારે આટલું જ માગી લેવાનું છે કે ચડી આવેલી વાદળી જોઇને જીવને ઉચાટમાં રાખવો નહીં-બહાદુર કપતાનની પેઠે તોફાનમાં ધીરજથી હંકારી આવવું.

(દોહરો)

ધીરજ હિંમત રાખવી, ગાવા હરિના ગુણ;
શી માયા છે તેહની, નથી તેમાં કંઇ ઊણ-૧

પ્રેમ સાચા નર્મદના આશીષ-

## ૧૨

## પ્રાણલાલને

તા. ૧૦ સપ્ટેમ્બર ૧૮૬૮

પરમ સ્નેહી ભાઇ પ્રાણલાલ,

ડાહીગૌરી ના કહે છે ને જે સબબો તે બતાવે છે તેની ઉપર મારે જવું એ મને વાજબી જણાતું નથી.
મારો પોતાનો એ વિષે શું વિચાર છે તે જો તમારી ઇચ્છા હશે તો જણાવીશ.

તમારો નર્મદાશંકર.

## ૧૩

## નર્મદાશંકર દયાશંકરને

સુરત, આમલીરાન તા. ૧૭ અક્ટોબર ૧૮૬૮.

ભાઈ નર્મદાશંકર દયાશંકર-મુ. અમદાવાદ.

તમારો તા. ૧૧ મીનો લખેલો આવ્યો તે વાંચી ઘણો પ્રસન્ન થયો છઉં કે જેવો મને મહારાજને મળવાનો મોહ હતો ને છે તેવો તેઓનો પણ મારે વિષે છે ને એને માટે હું મહારાજનો મોટો ઉપકાર માનું છઉં.

સને ૧૮૫૯ માં મને મહારાજને મળવાની ઉત્કંઠા હતી ને તે પુરી પાડવાને મેં મુંબઇથી રાણપોર જવાને ધાર્યું ને જારે કેટલાક જણે મને કહ્યું કે રાણપુર ભાવનગરથી વીશેક કોશ છે તારે હું તરત નિકળ્યો ને ભાવનગર ગયો-પણ ત્યાં જાણવામાં આવ્યું કે ગુડા રાણપોર તો ૫૦-૬૦ કોશ થાય છે તારે ને હુનાળાની રાતને લીધે ને કેટલાકના કહેવાપરથી કે મહારાજનો પ્રતાપ ઘટી ગયો છે તારે હું પાછો મુંબઇ ગયો હતો. મેં મહારાજનાં કોઇ દિવસ દર્શન કર્યાં નથી તો પણ મહારાજની પૂર્વ સ્થિતિ વિષે કંઇક માલમ પડેલું તેથી માત્ર દેશહિતને અર્થે ને મારા મનની તે સમયની ધર્મ વિષય સંબંધી ઉગ્ર વૃત્તિને લીધે મારી ઇચ્છા મહારાજને મળી બે વાતની સૂચના કરવાની થઇ હતી.

સને ૧૮૬૪ માં મહારાજ મુંબઈમાં મને મળવા આવેલા પણ મારાથી મળાયું નહીં-મહારાજની કૃપા મારી ઉપર એક્કો વાર મળવું થયા વના કેમ થઇ તે તેઓ જ જાણે.

તમારા પત્રથી પણ જણાય છે કે મહારાજની મારા ઉપર કૃપા છે ને આશ્ચર્ય જેવું લાગે તેવું છે કે કોઇ દિવસ મળવું ન થયા છતાં મહારાજ મને મળવાને ને હું મહારાજને મળવાને એમ હમે બંને ઇચ્છિયે છિયે તારે હમારામાં કંઇ સાહજિક મૈત્રિ બીજરૂપ હશે ખરી.

હવે તમારા પત્રના ઉત્તરમાં લખવાનું આ કે હાલમાં મારે અહીં કેટલુંક કામ કરી મુંબઇ જવાની એટલી તાકીદ છે કે મારાથી હાલમાં આવી શકાય તેમ નથી. વળી હું કંઇ વેદાન્તમતનો આગ્રહી નથી ને વાદ કરવાની ઇચ્છા પણ રાખતો નથી. મારી ઇચ્છા મહારાજને ખાનગી મળી કલ્લાકેક વાત કરવાની છે ને તે પણ દેશીયોના સદ્ધર્મ બોધ વિષે, જેથી તેઓનું કલ્યાણ થાય ને મહારાજને યશ મળે.

કાઠિયાવાડ સિવાએ અમદાવાદમાં અથવા ચરોતરના એકાદા ગામમાં જારે મહારાજ બે ત્રણ માસ મુકામ રાખવાના હોય તારે મને તમારે લખી જણાવવું કે તે મુદતમાં હું મારી અનુકૂળતાએ મહારાજનાં દર્શન કરી જાઉં. તમે ઉપર પ્રમાણે મહારાજને વિદિત કરશો.

લી. નર્મદાશંકર લાલશંકર.

## ૧૪

## મણિનંદ શાસ્ત્રીને

મુંબઈ તા. ૨૬ મી નવેમ્બર ૧૮૬૮

**સજ્જનવર પરમ સંબંધી મણિનંદ શાસ્ત્રી યોગ્ય-**

તમારો પત્ર તા. ૨૨ મીનો આજે ૧૦ વાગે આવ્યો તે વાંચી વિશેષ સમાચાર જાણ્યા છે. તમારો આવ્યો તેની પ્રથમ મણિભદ્ર ઉપર આવેલો તેથી મેં વર્તમાન જાણ્યા હતા. સાહસના ફળ વિષે હમણાં મારે બોલવું એ મિથ્યા છે. મારે પોતાને તો આટલી હાનિ થઈ જ ચુકી કે જે ગુંથાડાનું મને ભય હતું તેમાં હું સપડાયો છઉં-હશે. જમનારામાંથી કોઈ ઉઠી ન ગયું એટલું ભાગ્ય ! સામાવાળાને ન લેખવતાં હવે ઉપરાઉપરી જમવા તેડ્યાં કરે એવો જો કામ ઉઠાવનારાનો આગ્રહ હોય ત્યારે તો સાહસનો પ્રારંભ ઠીક થયો કહેવાય. હું નથી ધારતો કે હવે કોઈ જંબા જ તેડતું હોય ને એ જ વાત આગ્રહ ધરાવનારાઓના પાછાં પગલાં ભરવાનું ચિન્હ છે. સઘળા લાયક છે એટલે મારે કંઈ એ કામમાં હાથ ઘાલવાની જરૂર નથી.

ઈંદુપ્રકાશનો અંક ખોળી, મેળવી મોકલી દઈશ.

નર્મદાશંકરના પ્રણામ અંગીકાર કરવા.

## ૧૫

## પાર્વતીશંકરને

આમલીરાન તા. ૧૨-૧૨-૬૮

ભાઈ પાર્વતીશંકર,

હું જાણું છઉં કે મરનાર શાસ્ત્રીને તહાં સંસ્કૃત પુસ્તકોનો સારો સંગ્રહ છે. એ જે આપણા શહેરની ને આપણી જ્ઞાતિની શોભા તે આપણાથી દૂર ન થવી જોઇયે એવો મારો વિચાર છે ને તમારો હશે જ.

તમે ન્યૂસ્પેપરોથી જાણ્યું જ હશે કે આજકાલ સરકાર મારફતે સંસ્કૃત પુસ્તકોનો સંગ્રહ કરવા સારૂ અંગ્રેજ તથા હિંદુઓએ ઉદ્યોગ ચલાવ્યો. એ વિષયમાં રખેને વેળાએ શરમથી અથવા લોભથી અથવા સંભાળ નહીં રખાય એ ધાસ્તીથી અથવા બેદરકારીથી શાસ્ત્રીનાં પુસ્તકો શહેરની બ્હાર જાય અથવા અહીં તફરકે થઈ જાય, માટે આ કાગળથી સૂચના કરૂં છઉં કે તમારે તેમ ન થવા દેવું.

પુસ્તકના વ્યવસ્થા વ્યવહાર વિષે તો તમે તમારી અનુકૂળતાથી વિચાર કરશોજ અને કદી મારૂં મત પુછશો તો હું મોટી ખુશીથી આપીશ.

નર્મદાશંકરના યથાયોગ.

## ૧૬

## શાન્તારામને

સુરત આમલીરાન તા. ૧૬ માર્ચ ૧૮૬૯.

સ્નેહી શ્રી ભાઈ શાન્તારામ,

ઘણે દિવસે મળવું થતું હોય અથવા પત્ર લખવાનો વ્યવહાર ન હોય તેવી સ્થિતિમાં મેળાપ વેળા અથવા પત્ર લખતી વેળા થોડોક પણ સંકોચ રેહે છે-એ રીતે હું તમને આજ લખતાં સંકોચાઉં છઉં. વધારે આટલા માટે કે મારે તમારો ઉપકાર લેવાનો છે. તોપણ પાછું આમ છે કે મારે ને તમારે મૈત્રિનો હક્ક બજાવવો છે ને સંકટમાં આવી પડેલા મિત્રને ઉગારવો છે માટે હું સંકોચને દૂર કરી લખું છઉં કે-

આ પત્રના લાવનાર લાલાભાઇ (જો કે ધર્મ આચાર સંબંધી એઓનું મત આપણા મતને મળતું નથી તો પણ) પોતાના સુધા સ્વભાવથી, કુલિનપણાથી ને સદ્‌ગુણથી વળી મારી સાથે પડેલા ઘણા વરસના પ્રસંગથી મારા મિત્ર થઈ રહ્યા છે. એઓના ઉપર સરકારે કેટલોક આરોપ મૂક્યો છે. એમાંથી મુક્ત થવાને તેઓ તમારી તરફ આવે છે. એઓને મુંબઈમાં કોઈ સાથે પ્રસંગ નથી એ માટે મારા તે તમારા છે એમ અંતઃકરણથી માની તમે તમારી પોતાની તરફથી ને તમારા બિજા મિત્રોની તરફથી એઓને માટે બનતી તજવીજ જરૂર કરશો.

લી. તમારી આનંદમૂર્તિનો દર્શનાભિલાષી

નર્મદાશંકર.

## ૧૭

## અંબાશંકરને

સુરત આમલીરાન તા. ૨ જી અક્ટોબર ૧૮૬૯

રસિક શ્રી ભાઈ અંબાશંકર,

મથનથી ઉત્પન્ન થાય તે રસ ઘણું કરીને વધારે સારો ને સાચો ને સ્વાદિષ્ટ હોય જ-તેમ અનાયાસે-સહજ ઉત્પન્ન થયેલો રસ, સમય સામગ્રી અને દર્શાવનારની નિપુણતા એ ત્રણ વિના સારો સાચો ને સ્વાદિષ્ટ નિકળવો એ ઘણું કરીને દુર્લભ છે. અર્થાત્ આપના રસ ભર્યા પત્રોને તેવો જ ઉત્તર થવો કઠિણ છે.

આપ મારી સાથે પ્રીતિ બાંધવાની ઉત્સુકતા રાખો છો એ જોઈ હું ઉપકાર માનું છું; અને એ ઉત્સાહ આપે જે વર્ણનશૈલીથી ચિતર્યો છે તે જોઈ તથા ભાઈ ગણપતરામની વાણીથી જે કંઈક સાંભળ્યું છે તે સંભારી આપની જે સુઘડમૂર્તિ મારી આંખે પડે છે, તેનાં દર્શનથી હું આનંદ પામું છઉં. એ આનંદથી મને આપને વિષે મોહ થાય છે ને મોહને અનુકૂળ ઉદ્દીપનો મળશે એટલે તે નિજરૂપથી ટળી પ્રેમરૂપ થશે ને એ પ્રેમ અનેક પ્રકારના પ્રસંગથી ઘાડો થશે ને પછી સત્ય આસ્થા-ભાવયુક્ત વૃત્તિથી તર્કમાં રમતાં તે (પ્રેમ) નીચે ઠરેલા મળની ઉપર તરતો ને સ્વચ્છ પ્રકાશમાન રસરૂપ દેખાશે ને પછી પાછો પ્રસંગાનુભવથી તે રસ સ્થિર થશે ને એથી થતા આનંદમાં રમતાં તે રસમાં કોઈ વાર એક સૂક્ષ્મ બિંદુ નજરે પડશે ને એને જોતાં ત્રિપુટી લુપ્ત થશે તારે રેહે શું ? તો કે કેવળ રસ આનંદ-ક્યાં શ્રૃંગારનો વિભાવ ને ક્યાં બ્રહ્મનો ભાવ ! રે બંને તે જ છે. બીજથી વૃક્ષ ને વૃક્ષથી બીજ. સાકારમાં નિરાકાર ને નિરાકારમાં સાકાર.- એક જ, એક જ, એક જ ! આનંદ આનંદ આનંદ !-શેમાં ? શું ?; પ્રણવમાં, પ્રણવ જ. ઉત્પત્તિ-લીલા, વ્યવસ્થા લીલા ને સંહારલીલા-પ્રેમ, પ્રેમશૌર્ય ને શૌર્ય અર્થાત્ પ્રેમને શૌર્ય-ઇચ્છા ને આકર્ષણ-એ તો પ્રેમનાં તત્વ છે અર્થાત્ પ્રેમ જ સહજ સ્વભાવ ને સંયોગ, એ ઉપર સંધું આધાર રાખે છે, તો પણ દુર્લભ અલૌકિક એવાં રસચૈતન્યનો અંશી સંસ્કાર હોય તો જ દૈવી સ્રીયોનાં દર્શન થાય ને રસસુધાસિંધુના બુંદનું પાન થાય ને રંગ ચડે, પછી એ 'પાન કાથા ને ચુનાનો હોય' કે 'કેસરનો હોય' ! રસશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ગળીનો કસુંબાનો કે મજીઠનો હોય - પણ તેવો હું સંસ્કારી નથી જ-થવાને ઉત્સુક છું ખરો.

અવકાશ મળેથી મૈત્રિ વિષે કંઇ લખશો. આપને જે મારાં પુસ્તકો મળ્યાં છે તે મારી તરફથી નથી પણ શાસ્રીની તરફથી છે એમ જણાશે.

દર્શનાભિલાષી નર્મદાશંકરના જયબ્રહ્મ.

## ૧૮

## કેશવરામ ધીરજરામને

તા. ૨૯-૧-૭૦

પરમ મિત્ર ભાઈ કેશવરામ,

ઘણે દાહાડે તમારૂં પત્ર આવ્યું તે વાંચી પરમ સંતોષ થયો છે. વચમાં તમે નાંદોદ હતા તે મારા જાણ્યામાં આવેલું ખરૂં. હું તમારી તમારા ઘરની ખબર વખત ડોસીથી જાણી લેતો.

અહીં હું તથા કુટુંબ સારી પેઠે છૈયે ને તમનેં પ્રસંગે સંભારીએ છૈએ.

સુરભાઇ આજકાલ મુંબઇની કાલેજમાં અભ્યાસ કરે છે, મુંબઇ જઇશ, ત્યારે તેને ને બાવાને તમારી સલામ કહીશ.

કાગળ વેહેવાર ઘણો ખરો ચાલુ રહેતો હોય તો તમને આણી પાસના સમાચારથી જાણીતા કરવામાં આવે.

પુસ્તકો નિકળતાં જશે તેમ તેમ મોકલતો જઇશ.

લા. નર્મદાશંકર.

(રા. કેશવરામ ધીરજરામને મેહેરબાન રેવાકાંઠાના પોલીટીકલ સાહેબ મારફતે ઉદેપુરના રાજાજીના દરબારમાં પહોંચે.)

## ૧૯

## ગોપાળજી ગુલાબભાઈને

તા. ૩૯૦-૧-૭૦

રા. શ્રી ગોપાળજી ગુલાબભાઈ,

કથાકોષની ચોપડી મોકલી તે પહોંચી હશે. એની સો નકલ ઉપર ખરીદ કરશો તો સવા ત્રણને ભાવે આપીશ. હું આશા રાખું છઉં કે ૨૦૦ નકલ ખરીદ કરશો.

પેલી રકમ જેમ બને તેમ તાકીદે મોકલવાનું સ્મરણ કરાવું છઉં. મુંબઈની હુંડી મોકલશો તો ચિંતા નથી.

તમારી તરફના ઘણા દિવસ થયા જાણ્યામાં આવ્યા નથી માટે લખશો. છેલ્લી મુલાકાત બહુ સાંભરે છે.

લી. નર્મદાશંકરના આશીર્વાદ.

## ૨૦

## શેઠ હરિવલ્લભદાસ કલ્યાણદાસ મોતીવાળાને

શેઠ હરિવલભદાસ કલ્યાણદાસ મોતીવાળા જોગ

ઠે. બારકોટ ભુલેશ્વરની હારમાં ગલીમાં

સુરત - આમલીરાન તા૦ ૧૨ મી મે ૧૮૭૦

સ્નેહી શ્રીભાઈ હરિવલ્લભદાસ

આ બેમાંથી કીયો રસ્તો તમને અનુકૂળ આવશે તે જણાવશો.

૧ દંમણ અથવા એકાદા ગામડાંનો કોઈ વૈષ્ણવ મહારાજની ત્યાં પધરામણી કરે એ નિમિત્તે મહારાજ ત્યાં જાય ને તમે પણ આવો. કોઈ પણ બહાના વગર મહારાજથી સુરતની દક્ષિણ તરફ અવાય નહીં ને ખરૂં કે તેને એટલી શી ગરજ કે તમારી ખુદની તરફથી કોઇ પણ રીતની વિનંતી વિના તે ત્યાં આવે. માટે એ રીતે મિલાપ કરવા ઇચ્છો તો કોઇ વૈષ્ણવને ઉભો કરવો જોઇયે.

ગોર દલપતરામ કહે છે કે તેવો કોઈ વૈષ્ણવ હું દંમણમાં ઉભો કરી શકીશ. પણ એ કામને સારૂ રૂ. ૨૫૦) સો ઉપરની પધરામણીનો આવવા જવાના ખર્ચ માટે ઓછામાં ઓછા જોઇયે.

૨ અગર કરસનદાસનું નહીં ને તમારૂં એકલાનું સુરત આવવું થાય તો ઘણું જ સારૂં (કોઇ પણ રીતનો અનાદર થવા નહીં દૈયે) ને તમને અનુકૂળ ન જ આવતું હોય તો ભાઇ નારણદાસ આવે ને એને અમે મહારાજ સાથે મેળવીએ તો કેમ ? ને એ દરમીયાનમાં અહીંના મુખીયો મહારાજને લખી આવી વિનંતી કરે કે સમાધાન કરો ને જે કરશો તે હમારે કબુલ છે ને પછી મહારાજ થયેલો શાસ્ત્રાર્થ કાએમ રાખી પોતાના શાસ્રીને તથા કીકાભાઇ અથવા હરકોઇ એક વૈષ્ણવને મુંબઇ મોકલે ને એઓ કરસનદાસ પાસે જે સ્હેજસાજ કરાવવું હોય તે કરાવે ને પછી મહારાજ પ્રસિદ્ધ રીતે સર્વને કહે કે કરસનદાસ પાવન થયા છે.

લલ્લુભાઇનો આંકડો નક્કી ન થયો તેથી તે દલગીર થયા. પણ મેં સ્નેહ તથા જસ વિષે લાંબું બોલી સમજાવ્યા છે તેથી તે પાછા કામ કરવે ઉશ્કેરાયા છે, તેમ લલ્લુભાઇ વિષે સ્નેહ આ પત્રના ઉત્તરમાં જણાવજો.

લા. નર્મદાશંકર

## ૨૧

## હરિદત્ત કરુણાશંકરને

સુરત, આમલીરાન તા. ૨૫ આગષ્ટ ૧૮૭૦

ભાઈ હરિદત્ત,

હું સુરતમાં નહિ તેથી તમારો તા. ૭ મીનો મેં પરમ દાહાડે વાંચ્યો છે-એ કાગળથી મારે તમારી સાથે નવું ઓળખાણ થયું છે. 'स्वदेशीयहितार्थे यः स्वशिरोऽपि त्यजेद्बुधः । कविताकामिनीकान्तं नर्मदं तं प्रणाम्यहम्' ।। એ પ્રશંસાને હું કોઇ પણ રીતે યોગ્ય નથી જ.

બાળલગ્નના સમયને માટે મારી પાસે શાસ્ત્રવચન નથી. મારૂં મત લગ્ન ક્યારે ને કેમ થવાં એ વિષે કંઈ જુદુંજ છે. જુદું છે ને હમણાંની જ રીતમાં જો ફેરફાર કરવો તો મારૂં મત આ છે કે લગ્નકાળ પુત્રીનો ૧૩ વર્ષે ને પુત્રનો ૧૬ પેહેલાં ન હોવો. પ્રસંગે પ્રસંગે પત્ર લખતા રહેશો.

લી. નર્મદાશંકર

શાસ્ત્રી હરિદત્ત કરૂણાશંકર જુનાગઢ-પંચહાટડી.

## ૨૨

## માનબાઈ ને

### (૧)

સૌભાગ્યવતી માનબાઈ,

તમારે વિષે હું કેવળ અજાણ છઉં એટલે વિસ્તારથી નહિ પણ ટુંકામાં જ લખું છઉં કે-

જે દાસપણું આપણા લોકોએ સ્ત્રીઓને આપ્યું છે, તેમાંથી તેઓને છોડવવાને હાલમાં વિદ્વાનો વાણીથી ને લખાણથી મેહેનત કરે છે, પણ જ્યાં સુધી પુરુષો પોતાના સંબંધવાળી સ્ત્રીઓને વ્યવહારમાં યોગ્ય છુટ નહીં આપે અને સ્વ..... સ્ત્રીઓ પોતાની મેળે યોગ્ય છુટ નહીં લે ત્યાંસુધી આપણા દેશની સ્ત્રીઓની સ્થિતિ સુધરવાની નથી. એ વિચાર તમારા પ્રાણપ્રિયનો છે ને એવી જ તમે છુટનું સુખ ભોગવો છો એ જોઇ હું બહુ સંતોષ પામું છઉં.

તમારા ઘર સંસારી કામકાજમાં અડચણ ન પહોંચે ને તમે તમારો અભ્યાસ જારી રાખી શકો અને વળી તમારૂં જોઇ બીજી સ્ત્રીઓને ઉત્તેજન મળે એને માટે મારે કેટલીક સૂચના કરવી છે તે બીજે પ્રસંગે કરીશ.

બાઇશ્રી-હું તમારા પ્રાણપ્રિયની દર્શાવેલી ઇચ્છાથી ખાધો (?) નથી.

લા. નર્મદાશંકરના આશીર્વાદ

ઉપલાનો જ્વાબ તા. ૨૦ મીનો ૨૧ મીએ આવ્યો છે.

### (૨)

રૂડા સ્વભાવનાં માનબાઈ,

'ધર્મેષુ સહધા' એ બુદ્ધિ તમારી સદૈવ રહો. હું તમારા પ્રાણનાથ સ્વામીનો પરમ સ્નેહી છઉં ને સંતોષી સ્વભાવનો છઉં એવું તમે લખો છો એને હું માત્ર ઉપલો વિવેક સમજું છઉં, કારણકે હજી તમો દંપતિને મારી સાથે ઘણો પ્રસંગ પડ્યો નથી. તોપણ તમે ઉભયતાએ મારે વિષે સ્નેહપૂર્વક ઊંચું મત બાંધ્યું છે એમ દરસાવો છો તેને માટે હું તમારો ઉભયનો ઉપકાર માનું છઉં.

નર્મદાશંકરના આશીર્વાદ.

## ૨૩

## જાહેર વિજ્ઞપ્તિપત્રો, ચર્ચાપત્રો

### ૧. વિજ્ઞપ્તિ.*

સર્વ નાગરી ન્યાતના ગૃહસ્થ તથા ભિક્ષુક બ્રાહ્મણોને વિજ્ઞપ્તિ કરીયે છીયે કે તા. ૬ ના સમશેર બાહાદુર પત્રમાં ભાઈ મહીપતરામ રૂપરામ વિલાત જાય છે, એ બાબતમાં એક કલમ એવી મતલબની છે કે, 'એને નાગરી ન્યાતે રજા આપી છે એ ઊપરથી અહીંના કેટલાએક વાંઢા અને વછીયાત ભિક્ષુકોએ કુલ નાગરી ન્યાત અને શુદ્ધ નાગર તો હમેજ છૈયે એવું અભિમાન ધરાવી એક દસ્તાવેજ ઊભો કીધો છે તેની મતલબ એટલી જ છે કે દેશાવરોના નાગર ભાએડાઓએ રજા આપી છે એ હમને માલમ નથી અને હમે નીચે સહી કરનારે આપી નથી.' એ લેખ હમને દેખાડવામાં આવ્યો તારે હમે નીચે લખેલાં કારણો બતાવીને કહ્યું કે એ લેખ ઉપર હમે સહી કરી આપવાને ઇચ્છતા નથી.

---

* એ (હેંડબિલના આકારમાં) જાહાં જાંહાં નાગરી ન્યાત છે તાંહાં તાંહાં મોકલવામાં આવી હતી. પછી તે તરત જ તા૦ ૧૫ મી જાનેવારી ૧૮૬૦ ના સત્યપ્રકાશમાં અધિપતીની તરફથી છાપવામાં આવી હતી.

૧. જે માણસે રજા માગી નથી તેને વિષે રજા આપી નથી એમ જણાવવાનું કંઈ જ પ્રયોજન નથી. ન્યાતે રજા આપી એવું જે સમશેરમાં છપાયું છે તે ભાઈ મહીપતરામે અથવા હમારામાંના કોઈએ છપાવ્યું નથી.

૨. હિંદુસ્તાનની કુલ નાગરી ન્યાતમાં માત્ર મુંબઈના જ વાંધાવચકીઆત નાગરો છે અને બીજા નથી એમ નથી.

૩. અહીંના લોકોનાં વડીલ સગાં વાહલાં અને નાતીલા દેશાવરોમાં છે અને તેઓના શુભાશુભ કારજો પણ ત્યાંહાં જ થાય છે, કદાપી દસ્તાવેજો બનાવવાના હોય તો તેઓ બનાવે.

૪. અહીં જુદા જુદા ગામના લોકો છે-એ લોકો પોતપોતાના ગામના નાતીલા અને વડીલોની ઉપરાંત થઈને શી રીતે આગળથી પોતાના વિચાર જણાવી શકે ?

૫. ભાઈ મહીપતરામ ગુજરાતમાંથી આવ્યા તે ત્યાંહાંના નાગર ભાએશઓને જાણ કરતા આવ્યા છે.

૬. ભાઈ મહીપતરામ સુરતના છે-સુરતની ન્યાત પ્રથમ શું કરે છે તે જોઈને પછી બીજાઓએ વિચાર કરવો.

૭. ભાઈ મહીપતરામ હજી વીલાત ગયા નથી;-જવાનો વિચાર કરે છે. જે વિચાર કરવાના હોય તે તેઓ જઈને પાછા આવે તારે કરવા.

૮. સમશેરમાં ફરીથી લખાવવું કે ન્યાતે રજા આપ્યાની વાત ખોટી છે પણ તેમ ન કરી હાલની પઠે આટલી અરબડ કરવાની કંઈ જરૂર નથી.

૯. અહીંની ન્યાતના ચાર મતીઆઓએ કેટલાકને હોસલાવી ફસાવીને અને કેટલાકને પુછ્યાવનાજ કામ કીધું તે ન્યાતે કામ કીધું એમ કેહેવાય નહીં.

૧૦. ભાઈ મહીપતરામ રૂપરામ સુરતના નાગર ગૃહસ્થ છે. તેને વિષે અહીંના ભિક્ષુકોએ બંદોબસ્ત કરવાની જરૂર નથી.

હમારા જવાબથી નાખુશ થયાથી અને હમે હમારા અહીંના કેટલાએક વગર સમજના ન્યાતીલાઓના વિચારને મળતા ન આવ્યા તેથી અને માત્ર તેથી જ હવે તેઓ હમારાથી જુદા પડવાની જુક્તીઓ શોધે છે, એ અઘટિત છે. એમ કરવાનો એમનો અધિકાર નથી. એવી રીત તો નાગરી ન્યાતમાં નથી જ. નીચ વર્ણોમાં છે. એ એઓનો દસ્તાવેજ થોડા દિવસમાં ગુજરાતમાં જઈ પોહોંચશે એવું સંભળાય છે માટે સર્વ મંડળીએ ઘટતો નિષ્પક્ષપાત વિચાર કરવો.

એ પ્રકરણ સંબંધી જે અઘટિત ચાલ અહીંના કેટલાએક હોહોડાઆઓએ ચલાવી છે, તે સઘળું પછવાડેથી જણાવીશું.

હમારી અલ્પબુદ્ધિ પ્રમાણે હમે વાસ્તવિક કહિયે છૈયે કે એ વાત વધી ગયાથી નાગરી ન્યાત ચુંથાઈ જશે, જુદાં જુદાં તડ પડશે, ઢાંકી વાત ઉઘાડી થશે, કજીઆ કંકાસ ઘર ઘાલશે અને જેમ તેમ કરી લોકો ટેકણે આવતા જાય છે તે નઠારી વૃત્તિમાં પડશે અને ઉદ્ધત ટંટાના ઉપજાવનારાઓની બેવકુફી બાહાર પડ્યાથી તેઓ મોટી મુસીબતમાં આવી પડશે. માટે આવો ધોળ ઘાલવાની કશી જરૂર નથી.

લા. તમારા આશકિત,
દવે લાલશંકર પુરૂષોત્તમ-સુરતના
પંડ્યા માણેકરામ કૃષ્ણારામ-સુરતના
જાની ઝવેરીલાલ ઉમીયાશંકર-નડિયાદના
દવે નર્મદાશંકર લાલશંકર-સુરતના
ત્રવાડી કેશવરામ ધીરજરામ-સુરતના
પંડ્યા પરભુરામ નવલરામ-સુરતના
શુક્લ વિજયાશંકર ભીમાનંદ-સુરતના

(૨)

રદ્દયાપત્ર*

સત્યપ્રકાશના અધિપતિ જોગ.

આ નીચેના કાગળનો જવાબ મને હજી લગી મળ્યો નથી. એ ઉપરથી મહારાજની સંસ્કૃત વિદ્યા વિષે લોકોએ સમજી લેવું. બીજું એ મહારાજને ગુજરાતી લખતાં વાંચતાં પણ સારું આવડતું નથી અને એટલાસારું ગુજરાતીમાં વાદ કરવાને તેઓ બીહીના હશે.

---

* તા. ૩ સપ્ટેમ્બર ૧૮૬૦ ના સત્યપ્રકાશમાં છપાયું હતું.

બાળલગ્નના સમયને માટે મારી પાસે શાસ્ત્રવચન નથી. મારૂં મત લગ્ન ક્યારે ને કેમ થવાં એ વિષે કંઈ જુદુંજ છે. જુદું છે ને હમણાંની જ રીતમાં જો ફેરફાર કરવો તો મારૂં મત આ છે કે લગ્નકાળ પુત્રીનો ૧૩ વર્ષે ને પુત્રનો ૧૬ પેહેલાં ન હોવો. પ્રસંગે પ્રસંગે પત્ર લખતા રહેશો.

લી. નર્મદાશંકર

શાસ્ત્રી હરિદત્ત કરૂણાશંકર જુનાગઢ-પંચહાટડી.

## ૨૨

## માનબાઈ ને

### (૧)

સૌભાગ્યવતી માનબાઈ,

તમારે વિષે હું કેવળ અજાણ છઉં એટલે વિસ્તારથી નહિ પણ ટુંકામાં જ લખું છઉં કે-

જે દાસપણું આપણા લોકોએ સ્ત્રીઓને આપ્યું છે, તેમાંથી તેઓને છોડવવાને હાલમાં વિદ્વાનો વાણીથી ને લખાણથી મેહેનત કરે છે, પણ જ્યાં સુધી પુરુષો પોતાના સંબંધવાળી સ્ત્રીઓને વ્યવહારમાં યોગ્ય છુટ નહીં આપે અને સ્વ..... સ્ત્રીઓ પોતાની મેળે યોગ્ય છુટ નહીં લે ત્યાંસુધી આપણા દેશની સ્ત્રીઓની સ્થિતિ સુધરવાની નથી. એ વિચાર તમારા પ્રાણપ્રિયનો છે ને એથી જ તમે છુટનું સુખ ભોગવો છો એ જોઇ હું બહુ સંતોષ પામું છઉં.

તમારા ઘર સંસારી કામકાજમાં અડચણ ન પહોંચે ને તમે તમારો અભ્યાસ જારી રાખી શકો અને વળી તમારૂં જોઈ બીજી સ્ત્રીઓને ઉત્તેજન મળે એને માટે મારે કેટલીક સૂચના કરવી છે તે બીજે પ્રસંગે કરીશ.

બાઈશ્રી-હું તમારા પ્રાણપ્રિયની દર્શાવેલી ઇચ્છાથી ખાધો (?) નથી.

લી. નર્મદાશંકરના આશીર્વાદ

ઉપલાનો જ્વાબ તા. ૨૦ મીનો ૨૧ મીયે આવ્યો છે.

### (૨)

રૂડા સ્વભાવનાં માનબાઈ,

'ધર્મેષુ સહથા' એ બુદ્ધિ તમારી સદૈવ રહો. હું તમારા પ્રાણનાથ સ્વામીનો પરમ સ્નેહી છઉં ને સંતોષી સ્વભાવનો છઉં એવું તમે લખો છો એને હું માત્ર ઉપલો વિવેક સમજું છઉં, કારણકે હજી તમો દંપતિને મારી સાથે ઘણો પ્રસંગ પડ્યો નથી. તોપણ તમે ઉભયતાએ મારે વિષે સ્નેહપૂર્વક ઊંચું મત બાંધ્યું છે એમ દરસાવો છો તેને માટે હું તમારો ઉભયનો ઉપકાર માનું છઉં.

નર્મદાશંકરના આશીર્વાદ.

## ૨૩

## જાહેર વિજ્ઞપ્તિપત્રો, ચર્ચાપત્રો

### ૧. વિજ્ઞપ્તિ.*

સર્વ નાગરી ન્યાતના ગૃહસ્થ તથા ભિક્ષુક બ્રાહ્મણોને વિજ્ઞપ્તિ કરીયે છીયે કે તા. ૯ ના સમશેર બાહાદુર પત્રમાં ભાઈ મહીપતરામ રૂપરામ વિલાત જાય છે, એ બાબતમાં એક કલમ એવી મતલબની છે કે, 'એને નાગરી ન્યાતે રજા આપી છે એ ઊપરથી અહીંના કેટલાએક વાંઢા.અને વહીયાત ભિક્ષુકોએ કુલ નાગરી ન્યાત અને શુદ્ધ નાગર તો હમેજ છૈયે એવું અભિમાન ધરાવી એક દસ્તાવેજ ઊભો કીધો છે તેની મતલબ એટલી જ છે કે દેશાવરોના નાગર ભાએડાઓએ રજા આપી છે એ હમને માલમ નથી અને હમે નીચે સહી કરનારે આપી નથી.' એ લેખ હમને દેખાડવામાં આવ્યો તારે હમે નીચે લખેલાં કારણો બતાવીને કહ્યું કે એ લેખ ઉપર હમે સહી કરી આપવાને ઇચ્છતા નથી.

---

* એ (હેંડબિલના આકારમાં) જાહાં જાંહાં નાગરી ન્યાત છે તાંહાં તાંહાં મોકલવામાં આવી હતી. પછી તે તરત જ તા૦ ૧૫ મી જાનેવારી ૧૮૬૦ ના સત્યપ્રકાશમાં અધિપતીની તરફથી છાપવામાં આવી હતી.

૧. જે માણસે રજા માગી નથી તેને વિષે રજા આપી નથી એમ જણાવવ.તું કંઇ જ પ્રયોજન નથી. ન્યાતે રજા આપી એવું જે સમશેરમાં છપાયું છે તે ભાઈ મહીપતરામે અથવા હમારામાંના કોઇએ છપાવ્યું નથી.

૨. હિંદુસ્તાનની કુલ નાગરી ન્યાતમાં માત્ર મુંબઇના જ વાંઢાવછીઆત નાગરો છે અને બીજા નથી એમ નથી.

૩. અહીંના લોકોનાં વડીલ સગાં વાહાલાં અને નાતીલા દેશાવરોમાં છે અને તેઓના શુભાશુભ કારજો પણ ત્યાંહાં જ થાય છે, કદાપી દસ્તાવેજો બનાવવાના હોય તો તેઓ બનાવે.

૪. અહીં જુદા જુદા ગામના લોકો છે-એ લોકો પોતપોતાના ગામના નાતીલા અને વડીલોની ઉપરાંત થઇને શી રીતે આગળથી પોતાના વિચાર જણાવી શકે ?

૫. ભાઈ મહીપતરામ ગુજરાતમાંથી આવ્યા તે ત્યાંહાંના નાગર ભાએડાઓને જાણ કરતા આવ્યા છે.

૬. ભાઈ મહીપતરામ સુરતના છે-સુરતની ન્યાત પ્રથમ શું કરે છે તે જોઈને પછી બીજાઓએ વિચાર કરવો.

૭. ભાઈ મહીપતરામ હજી વીલાત ગયા નથી;-જવાનો વિચાર કરે છે. જે વિચાર કરવાના હોય તે તેઓ જઇને પાછા આવે તારે કરવા.

૮. સમશેરમાં ફરીથી લખાવવું કે ન્યાતે રજા આપ્યાની વાત ખોટી છે પણ તેમ ન કરી હાલની પઠે આટલી ગરબડ કરવાની કંઈ જરૂર નથી.

૯. અહીંની ન્યાતના ચાર મતીઆઓએ કેટલાકને ફોસલાવી ફસાવીને અને કેટલાકને પુછ્યાવનાજ કામ કીધું તે જ્ઞાતે કામ કીધું એમ કેહેવાય નહીં.

૧૦. ભાઈ મહીપતરામ રૂપરામ સુરતના નાગર ગૃહસ્થ છે. તેને વિષે અહીંના ભિક્ષુકોએ બંદોબસ્ત કરવાની જરૂર નહીં.

હમારા જવાબથી નાખુશ થયાથી અને હમે હમારા અહીંના કેટલાએક વગર સમજના ન્યાતીલાઓના વિચારને મળતા ન આવ્યા તેથી અને માત્ર તેથી જ હવે તેઓ હમારાથી જુદા પડવાની જુક્તીઓ શોધે છે, એ અઘટિત છે. એમ કરવાનો એમનો અધિકાર નથી. એવી રીત તો નાગરી ન્યાતમાં નથી જ. નીચ વર્ણોમાં છે. એ એઓનો દસ્તાવેજ થોડા દિવસમાં ગુજરાતમાં જઈ પોહોંચશે એવું સંભળાય છે માટે સર્વ મંડળીએ ઘટતો નિષ્પક્ષપાત વિચાર કરવો.

એ પ્રકરણ સંબંધી જે અઘટિત ચાલ અહીંના કેટલાએક દોઢડાહ્યાઓએ ચલાવી છે, તે સઘળું પછવાડેથી જણાવીશું.

હમારી અલ્પબુદ્ધિ પ્રમાણે હમે વાસ્તવિક કહિયે છૈયે કે એ વાત વધી ગયાથી નાગરી ન્યાત ચુંથાઈ જશે, જુદાં જુદાં તડો પડશે, ઢાંકી વાત ઉઘાડી થશે, કજીઆ કંકાસ ઘર ઘાલશે અને જેમ તેમ કરી લોકો ઠેકાણે આવતા જાય છે તે નઠારી વૃત્તિમાં પડશે અને ઉદ્ધત ટંટાના ઊપજાવનારાઓની બેવકુફી બાહાર પડ્યાથી તેઓ મોટી મુસીબતમાં આવી પડશે. માટે આવો ઘોળ ઘાલવાની કશી જરૂર નથી.

લા. તમારા આજ્ઞાંકિત,<br>
દવે લાલશંકર પુરુષોત્તમ-સુરતના.<br>
પંડ્યા માણેકરામ કૃષ્ણારામ-સુરતના.<br>
જાની ઝવેરીલાલ ઉમીયાશંકર-નડિયાદના.<br>
દવે નર્મદાશંકર લાલશંકર-સુરતના.<br>
ત્રવાડી કેશવરામ ધીરજરામ-સુરતના.<br>
પંડ્યા પરભુરામ નવલરામ-સુરતના.<br>
શુકલ વિજયાશંકર ભીમાનંદ-સુરતના.

## ( ૨ )

### ચરચાપત્ર*

સત્યપ્રકાશના અધિપતિ જોગ.

આ નીચેના કાગળનો જવાબ મને હજી લગી મળ્યો નથી. એ ઉપરથી મહારાજની સંસ્કૃત વિદ્વત્તા વિશે લોકોએ સમજી લેવું. બીજું એ મહારાજને ગુજરાતી લખતાં વાંચતાં પણ સારું આવડતું નથી અને એટલાસારું ગુજરાતીમાં વાદ કરવાને તેઓ બીહીતા હશે.

---

* તા. ૩ સપટેમ્બર ૧૮૬૦ ના સત્યપ્રકાશમાં છપાવ્યું હતું.

'જદુનાથજી મહારાજને માલમ થાય જે, તા. ૨૧ મી આગસ્ટે જે સભા થઈ તેહેમાં, શાસ્ત્ર ઈશ્વરકૃત છે કે નહીં, એ વિશે વાત નિકળી હતી. શાસ્ત્ર ઈશ્વરકૃત છે એ વાત જો હમે કબુલ કરીએ તો જ તમે પુનર્વિવાહ વિશે વાદ કરો પણ સદ્‌બુદ્ધિબળે તો કરો જ નહીં, એ પ્રમાણે તમે વિચાર જણાવ્યા. હું તે જ વેળા તે જ વાત ચલાવત પણ ત્રણ વાગ્યાથી તે પોણા આઠ વાગતાંસુધી બેઠેલા એટલે એ વાત મુલતબી રાખી. માહારા વિચારમાં એમજ હતું કે પ્રથમ એ વાત નક્કી કરીને પછી પુનર્વિવાહ વિષે વાત ચલાવવી, પરંતુ સત્યપ્રકાશના અધિપતિ, શાસ્ત્ર ઈશ્વરકૃત છે કે નહીં એ તકરાર આડી છે, એમ સમજીને પુનર્વિવાહસંબંધી તકરાર કરવાને તઈઆર થયા તેથી શાસ્ત્ર ઈશ્વરકૃત છે કે નહીં એ બાબત અને તમારા મારગસંબંધી મારે જે જે વાદ તમારી સાથે કરવાના છે તે બાબત બોલવું હાલ મુલતબી રાખું છઉં.'

'તમે વારેવાર ઘણા લોકોને મોહોડે કોહો છો કે નર્મદાશંકરને સંસ્કૃત આવડતું નથી; અને એવા અજ્ઞાનીની સાથે શું વાદ કરવો. જે વાત અધુરી જાણ્યા છતાં પુરી જાણું છઉં એમ જણાવી મૂરખમાં પંડિત કેહેવડાવું એ વિવેક મને તો આવડતો નથી. તમને આવડતો હશે. એટલા ઉપરથી મેં કહ્યું કે હું સંસ્કૃત જાણતો નથી. કદાપિ સંસ્કૃત ભાષામાં ભાષણ ન કરાયું તો શું તે ઉપરથી એમ જાણવું કે સંસ્કૃત વિષયજ જાણ્યામાં નથી ? સભામાં જે જે મેં જવાબો આપ્યા છે તે શાસ્ત્રયુક્ત નથી એમ કોણ કેહેશે ? જે જે જવાબો મેં આપ્યા હતા તે તે તમારા આશ્રિત શાસ્ત્રી વગેરે સહુ માન્ય કરતા હતા. એ ઉપરથી શાસ્ત્ર વિશે શું મારું અજ્ઞાન તમને ભાસ્યું કે તમે એમ બોલોછો. હું તો કહું છું કે મને સંસ્કૃત બોલવાનો માહાવરો નથી પણ એ ઉપરથી તમે તમારા આશ્રિત શાસ્ત્રીઓની અને સાથે બેસનારા મહારાજોની ઊંફે ફાવીજવાનું કરો છો તે બાબત હું પુછું છું કે-

પ્રશ્ન.

'શાસ્ત્રીઓની સહાયતા લીધા વિના તમે એકલાજ જાતે સંસ્કૃત વાણીએ વાદ કરવાની અને સંસ્કૃત ગ્રંથોના અર્થો અન્વય સમાસપુરસ્સર કરી બતાવવાની શક્તિ ધરાવો છો ?'

'ધરાવતા હો તો હમને લખી જણાવવું કે જારે હમારે તમારીસાથે વાદ કરવાનો પ્રસંગ આવે તારે હમારી તરફથી શાસ્ત્રીઓને તેડતા આવિયે. મારે શાસ્ત્રીઓસાથે વાદ કરવો હશે તો તમારી મારફતે કરવાની મને જરૂર નથી. મારે તો તમારી જ સાથે વાદ કરવો છે. તમે જાતે સંસ્કૃતમાં વાદ કરવાની શક્તિ ધરાવતા હો તો મારીતરફના શાસ્ત્રીની મારફતે હું તમારી સાથે વાદ કરું ને તમે જાતે સંસ્કૃતમાં વાદ કરવાને શક્તિમાન ન હોતો તમારે મારીસાથે ગુજરાતીમાં જ વાદ કરવો અને પ્રમાણને અર્થે સંસ્કૃત શ્લોકના અર્થ આપણે શાસ્ત્રીઓની સમક્ષ કરી આપવા. કેમ મહારાજ ! ખરું કહું છું કે નહીં ?'

'તમે કિયાં કિયાં શાસ્ત્રોનું અધ્યયન કર્યું છે તે મને લખી જણાવવું. કે તે બાબત ઉપર તમારી સાથે વાદ કરવાનો હું વિચાર રાખું.'

'આનો જવાબ મને જલદીથી આપવો જોઇએ.'

'નર્મદાશંકર લાલશંકર.'

### ૩. આકાશવાણી.★

સુધારા ! સુધારા ! સુધારા !

અરે ઓ સેવકો,

બાવરું બાવરું ઊંચે શું જુઓ છો ? હું નથી દેખાવવાની. આ, જે માહારી વાણી થાય છે તે તમારા હિતની છે, તે તમે કાન માંડીને સાંભળો, અને પછી માહારી આજ્ઞા તરતજ માનવી હોય તો ઊંચે જોજો હું તમને દર્શન ને વરદાન આપીશ, ને ન માનવી હોય તો નીચે જ મ્હોડે વ્હેલા વ્હેલા ઘરમાં ભરાઈ જઈ ચમકીને નાઠા એમ જગતમાં ચરચાઈ માહારા સરાપથી ખૂબ રીબાઈ મરજો.

માહારું નામ સુધારા-દેવી છે એટલે માહારી બ્હેન જે સરસ્વતી તેનું સેવન જે સારી રીતે કરે છે તેહેને હું અમૃત આપું છું.

આ વાણીથી તમને ચેતાવવાનું કારણ એટલું જ કે તમે મને છેક વગોવી નાખી છે, માહારે વિશે લોકો તરેહ તરેહની કલ્પના કરે છે, અને જે ખરી કલ્પના કરે છે, તે લોકોમાં સાહસ અને ઉછાછલા ગણાય છે, માટે ભરમ દુર કરવાસારુ અને માહારી ખરી ઇચ્છા જણાવવા સારુ આ પ્રસંગે હું તમને કેટલોએક ટુંકામાં બોધ કરું છું.

★ એ હેંડબિલ તા. ૧૫ એપરેલ ૧૮૬૧ ની રાતે રા. ભાઉદાજીને ત્યાંહાં ભાઈ મહિપતરામને માન આપવાને મળેલા મિત્રોમાં વેંહેંચવામાં આવ્યું હતું.

જે જે દેશો સુધરેલા કેહેવાય છે તેઓની ચડતી થવાનાં કારણોમાં મુખ્ય કારણ એ છે કે તેમાં આપણા જેવો જાતિભેદ નથી. અને એ વાત તમારામાંના ઘણાએક જાણોછો જ ને હું આજ તમને ખરેખર કહું છું કે, જ્યાંસુધી જાતિબંધ કપાયો નથી ત્યાંસુધી દેશની સ્થિતિ સારી થનાર નથી. હવે જ્યારે એમ છે ને તમે સમજો છો ત્યારે આ અવસરે તમે કેમ બહાર પડતા નથી ? મેં જ સરકારને પ્રેરણા કરીને મહિપતરામને વગર ખરચે વિલાત મોકલાવ્યો ને તે એકલો ગભરાઈ ન જાય માટે શેઠિયાઓની તરફથી પણ સારી પઠે મદદ કરાવી ને પાછો આવ્યો તેની અગાઉ રાવસાહેબનો ખિતાબ ને દોઢેઢસોના પગારની ઉંચા દરજ્જાની નોકરી બક્ષીસમાં અપાવી છે. એ મહિપતરામને તમારે સારી મદદ કરવી ઘટે છે એટલે એમ નહીં કે ઉપર ઉપરથી તેનાં વખાણ કરવાં ને જમવા ખાવાનો વેહેવાર ન રાખવો. હું એમ નથી ઇચ્છતી કે મોટું માન આપવાને ઠાઠમાઠ કરી મંડળીઓ મેળવો, અને ઉપર ઉપરથી જ તમારા પોતાના અંદરના સ્વાર્થને સારુ મહિપતરામને માન આપો. લોક સરકારથી આબરુ કમાવવા સારુ સુકો ભભકો અને ઠગાઈ કરવાં એ મને પસંદ નથી. આ વેળા હું તમને કસવાને આવીછું. માહારી એ જ ઇચ્છા અને આજ્ઞા છે કે, જે જે માહારા ખરા ભક્ત છે તેઓએ મહિપતરામની સાથે એકપંગ્તિએ ભોજન કરી નવી ન્યાત ઉભી કરવી. રખે તમે બ્હીતા, રખે ગભરાતા; તમારાથી એમ કહ્યાવનાં તો ચાલવાનું જ નથી કે જાતિભેદ કપાયા વગર દેશની ચડતી થનાર નથી. તમે એમ કેહેશો કે જાતિભેદ તો તોડવો જોઇયે, પણ હજી તેમ કરવાનો સમય આવ્યો નથી; તો હું તમને કહુંછું કે એ તમારાં લુલાં બ્હાનાં છે. તમે કેહેશો કે ઘરડાં માબાપને તથા સગાંવાહાલાંને છોડી જુદા કેમ પડિયે ? ત્યારે શું તમે એમ સમજોછો કે મહિપતરામ માહારી આજ્ઞાથી પોતાના ઘરડા બાપની તથા ન્યાતની મરજી ઉપરાંત થઈ વિલાત જઇ આવ્યો છે તે શું અપરાધી છે ? એમ જો અપરાધી તમને લાગતો હોય તો તમારે એને મદદ કરવાની જરૂર નથી. ધન્ય છે મહિપતરામને કે તેણે પોતાના દેશનાં હજારો લોકોનાં કલ્યાણને અર્થે વ્હેમરૂપી દુશ્મનને છુંદી રસ્તો મોકળો કીધો. એ પરાક્રમના બદલામાં જશનો હાર પેહેરાવવાને શું તેને બ્હિકણ, બાએલા, અને તાલમેલિઆ જ મિત્રો મળશે ? નહીં નહીં.-આ પ્રસંગે તો ખરેખરા શૂરાઓનું કામ છે. સેવકો, તમે કેહેશો કે થોડાક જણ ન્યાતબહાર પડવાથી માહારો મહિમા નહીં ચાલે. પણ એમ નહીં થાય;-તમારી હિંમત જોઇને, તમને સુખી જોઈને બીજા લોકોને પણ તમારો દાખલો લેવો પડશે. ખરેખરું કહુંછું કે, તમારી બ્હીક અને ઊંડી ઠગાઇ જોઇને લોકો વધારે સાવધ રહી મને નિંદે છે. ખૂબ સમજજો કહ્યા કર્તાં કેરી બતાવવું એ પુરુષોને સાર્થક છે.

કેટલાએક સ્વારથિઆ મિત્રો, ઉપર ઉપરથી જસ લઈ જવાને એવો ફાંફો રાખે છે કે એની ન્યાતનાઓએ જ એની સાથે બેસીને જમવું. આ શું ઠગાઇનું બોલવું નથી ? શું માહારો ખરો ભક્ત વ્હેમી અને મમતી ન્યાતિલાઓની સોડે બેસવાને લાયક છે ? અને તેમાં પાછાં ભરાઈ તેણે વ્હેમનો વધારો કરવો લાયક છે ? અને કદાપિ પ્રાયશ્ચિત કરી મહિપતરામ ન્યાતમાં આવ્યો તો પછી તેના ઉપર ભરોસો રાખીને તેની ન્યાતના કેટલા જણો ધર્મ સાચવી વિલાત જશે ? મહિપતરામના વિચારના એના મિત્રો જેઓ પણ મહિપતરામની પઠે ન્યાતના દોરથી અકળાઈ ગયલા છે, તેઓએ, થોડે ઘણે દહાડે પાછાં ન્યાતમાં આવીશું એવી કલ્પનાથી પોતાનાં સગાંઓને છોડી મહિપતરામની સાથે જુદાં રેહેવું ઘટે છે ? સગાં વાહાલાંને છોડી મહિપતરામ સાથે બે ત્રણ જણાએ રેહેવું, રહીને પાછાં ન્યાતમાં આવવાની આશા રાખવી અને પછી કેટલેક દહાડે ન્યાતમાં આવી, લોકોને ઉત્તેજન આપી તેમાંથી કેટલાએકને વિલાત જવાને તૈયાર કરવા એ કેવું અઘટિત ને ન બને તેવું છે તે જુઓ. મહિપતરામની ન્યાતના બે ત્રણ મિત્રે એની સાથે રેહેવું એતો મુનાસિબ નથી.-મુનાસિબ તો એજ છે કે, જેટલા માહારે નામે ઓળખાય છે-(સુધારાવાળા કેહેવાય છે) તેઓએ એકદમ બાહાર પડવું ને એમ કીધાથી ઘરડાં માબાપો, સગાંવ્હાલાં અને ન્યાતિલાઓ ભાવે અથવા કભાવે પાછાં એકઠાં થશે જ. ફરી ફરીને આવા વખત થોડા જ આવશે. માટે આ ટાણે માહારા ખરા ભક્તોએ બાહાર પડવું.

કેટલાએક સુધારાવાળાઓ માંહોમાં જાતિભેદ કંઇ જ રાખતા નથી. ને પોતાની ન્યાતને એ વાતની જાણ ન કરી છુપા ગુન્હા કરે છે, હવે એ ગુન્હા કરવા કરતાં લોકોને ખરેખરું દેખડાવવું એ કેવું સારું ! જો સઘળા મિત્રો એવીરીતે એકદમ મળી જુદા પડતા હોય તો પોતાનું જોર કેટલું બધું વધારે, પોતે કેટલા સુખી થાય, કેટલો જશ મેળવે, કેટલો પરમાર્થ કરે, અને કેટલાં માનને લાયક થાય ?

આ પ્રસંગે એક ૧૦૦ જણા હિમત ધરે તો બીજે દહાડે તેઓની સંખ્યા દસગણી થયા વગર રેહેજ નહીં. જુદાં ન પડવાના બે સબબ મ્હોટા દેખાય છે-એક તો ગુજરાનના વાંધા પડે તે અને બીજો શુભાશુભ કારજ સમયે અડચણ પડે તે. જેઓ હાલ એમ કરવાને લાયક છે તેઓને આ બે વાતની અડચણ પડે તેમ નથી. તેઓ તો ઉલટા વધારે સુખી થશે ને બીજાઓને સુખી કરશે કેમકે જેઓ એ કામને લાયક છે તેઓ મ્હોટી પદવી ધરાવનારા, પૈસાદાર અને વગવસીલાવાળા છે. અરે પેલી પરમહંસસભા ક્યાં સુઈ ગઈછ ? પંદર પંદર વરસ થયાં ઊંઘ્યા કરે છે એ તે શું ? એના બ્હીકણ ઉત્પન કરનારાઓને કંઈ શરમ નથી આવતી ? બુદ્ધિવર્ધકે પોતાનાં છોકરાંઓને બ્હીકણ ને બાયલાંજ કીધાંછ ? જ્યારે સુધારાવાળાઓની મૂળ મતલબ (પછી ઘણીવારે) જુદાં પડવાની છે તોપણ જ્યારે

બની શકે છે ત્યારે હમણાં કાં નથી પડતા ? જો મંગળદાસ નથુભાઈ અને ગોકળદાસ તેજપાળ તથા લખમીદાસ ખીમજી બાહાર પડે તો ઓહો ! તેઓની સાથે કેટલા સામેલ રેહે ! દાદોબા અને આતમારામ પાંડુરંગ, રામ બાળકૃષ્ણ, બાલાજી પાંડુરંગ, અને ભાઈદાજી મેદાન પડે તો તેઓની સામાં કિયો શત્રુ ટકી શકનાર છે ? પરમહંસ સભાના અંગીઓ અને બુદ્ધિવર્ધક સભાના અંગીઓ ગંગાદાસ કીશોરદાસ, કાંહાંનદાસ મંછારામ, નાહાનાભાઈ હરીદાસ, કરસનદાસ માધવદાસ, માણેકલાલ તથા દેવીદાસ પરસોતમદાસ, નારણદાસ કલ્યાણદાસ, ડાક્તર ધીરજરામ દલપતરામ, વગેરે જુવાનીઆઓ બાહાર પડે તો શું તેઓનાં સગાંઓ સામેલ ન થાય ? ને કદાપિ ન થયાં તો તેઓનો વ્યવહાર શું અટકી પડવાનો ? પેલો ગુજરાતનો સુધારો કરનાર ન્યાતિનિબંધનો લખનાર કવિ દલપતરામ ડાહ્યાભાઈ, પુનર્વિવાહવાળો નર્મદાશંકર અને સત્યપ્રકાસવાળો કરસનદાસ મુળજી એઓ, પોતાના સામ, દામ, ભેદ અને દંડ ઉપાયથી શું નહીં કરી શકે ?

એ સઘળાઓ એકઠા થઈને નવી ન્યાત કરી, નવો ધર્મ રાખી, નવા સંસાર-કાયદા કરી, દેશને તાજો કરે તો શી વાર છે ? એકલા શંકરે, એકલા વલ્લભે, એકલા સ્વામિનારાયણે, એકલા રામદાસે, એકલા નાનકે, એકલા દાદુએ, એકલા કબીરે, આટલા આટલા ફેરફાર કર્યા તો તમે આટલાબધા, થઈ ગયલી-પાછલી વાતોને સારીપઠે જાણ્યા છતાં, પૈસે વિદ્યાએ બુદ્ધિએ ચતુરાઈએ સર્વ વાતથી અનુકુળ હોવા છતાં, તમે માહારો સુધારાનો મહિમા વધારવાને કાં આચકો ખાઓછો ? જેને કરવાનું મન નથી તે હજાર બહાનાં કાહાડશે. તેમ તમે બાહાર પડવાના તો નથી પણ માહારી ઈચ્છા છે તે તમને કહુંછું. આ સમય બાયલા થઈને બેસી રેહેવાનો નથી. જો આ પ્રસંગ તમે ચુકશો તો તમારા જેવા ઠગ બીજા કોઈજ નહીં. તમે માહારા નામને બટ્ટો લગાડો છો. આ વખત તો હિંમતરૂપી મદિરાનું પાન કરી રજપૂતની પેઠે એકદમ બાહાર નિકળો અને હું તમારે માટે સર્વ દેવની વિનંતિ કરીશ કે માહારા ભક્તોની સંખ્યામાં વધારો કરી તેમને સુખી કર. વાસ્તે છેલ્લું એજ કહુંછું કે, એક સારે ઠેકાણે દક્ષણી ને ગુજરાતી વાણિયા, બ્રાહ્મણ, ભાટિયા વગેરે સર્વ સેવકોએ રુડાં ભોજનનું મને નૈવેદ ધરાવી, તે પ્રસાદી સર્વે જણાએ એકપંગ્તિએ બેસીને મોટી ખુશીથી માહારા સાચા ભક્ત મહિપતરામસુદ્ધાં આરોગવી.

(૪)

### કવિની જૂનાં ગુજરાતી કાવ્યો છપાવાની યોજના

'ગુજરાતી ભાષાવિદ્યાના અભિમાનીઓને વિજ્ઞપ્તિ કરવામાં આવેછ કે હમે નીચે સહી કરનારાઓ, જુનાગઢના નરસંઇમેહેતા આદિથી તે ચાણોદના (ડભોઇના કેહેવાતા) દયારામ કવિ લગીના સઘળા કવિઓનાં જેટલાં મળી આવે તેટલાં સંપૂર્ણ કાવ્ય (તુટક તુટક નહિ, આખાનાં આખાં) અનુક્રમે છાપી પ્રગટ કરવાનો વિચાર કર્યો છે. પણ એ મહાભારત કામ (આગળથી જુના ગ્રંથો સામદામાદિક ઉપાયે મેળવવાનું, પછી શુદ્ધ કરી લખાવવાનું અને પછી તજવીજથી છપાવવાનું વગેરેનું,) એક માણસની મેહેનતથી અને એક માણસના પૈસાથી ઉઠી શકે તેવું નથી, માટે મરી ગએલી ભાષાવિદ્યાને સજીવન કરી અમર રાખવાના અભિમાની સદ્દગૃહસ્થોએ રૂ. ૨૫૦૦૦) ની રકમ ભરી આપવી.

એ કામની અગતવિષે બોલતાં પહેલાં પોતાના કુળના પોતાની ન્યાતમાં પોતાની જાતનાં પોતાના ગામનાં પોતાના દેશનાં અને પોતાની ભાષાનાં અભિમાનવિષે સારી પેઠે બોલવું જોઇએ, પરંતુ તે કંઇ આ ઠેકાણે બોલાતું નથી. તો પણ જેઓને આ કાગળ દેખાડવાનો વિચાર રાખ્યો છે તે સદ્દગૃહસ્થોને પોતાની ભાષાવિદ્યાની વૃદ્ધિ જોવાનું અભિમાન છે જ, એમ સમજી આ ટીપ તેઓની આગળ રજુ કરી છે.

નર્મદે ઝવેરીલાલ યાજ્ઞિક સાથે નરસિંહ મહેતાથી માંડી દયારામ સુધીના કવિઓનાં કાવ્યોનું સંપૂર્ણ સંશોધન સંકલન કરવાની યોજના વિચારી તેના ભંડોળ માટે ઉપરની અપીલ બહાર પાડી હતી. સં.

દરેક ગ્રંથ, ઉપર લખેલા રૂપિયા બક્ષીસ આપનારા ગૃહસ્થોને અર્પણ કરવામાં આવશે અને ઈશ્વરકૃપાથી એ કામ પાંચ વરસમાં પુરૂં કરી નાખવામાં આવશે.

તા. ૧ લી માર્ચ સને ૧૮૬૫.

ઝવેરીલાલ ઉમયાશંકર,
નર્મદાશંકર લાલશંકર.

---

નોંધ: ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના આશ્રયે કવિ દલપતરામ દ્વારા સંપાદિત 'ગુજરાત કાવ્યદોહન'નો પહેલો ભાગ પ્રકાશિત થયો. આ સંપાદનમાં કોઈ કવિની સમસ્ત રચના નહિ, તેના સારા લાગતા અંશો સંકલિત થયા હતા. નર્મદે 'ડાંડિયો' માં તેની આકરી ટીકા કરી હતી, અને કાવ્યો અખંડ છાપવાનો આગ્રહ સેવ્યો હતો. આ ટીકાને ધ્યાનમાં લઈ હોવર્ડસાહેબે કવિ દલપતરામને સૂચના આપી હતી બીજા ભાગમાં (૧૮૬૫) ઝાઝા કવિઓ લેવા નહિ પરંતુ સારા કવિઓની સારી હોય તેવી સંપૂર્ણ કવિતા લેવી. તેમાં ગરબીઓ લેવી નહિ. આ ભાગનું પ્રકાશન કરતાં નર્મદને જ મોઘમ પડકાર હોય તેમ દલપતરામે જાહેર કર્યું હતું કે-

'જેને આ કરતાં સારી કવિતાનું પુસ્તક તૈયાર કરવાની મરજી હશે, તે હવે ત્રીજું પુસ્તક તૈયાર કરશે. પછી ચોથું પુસ્તક વળી હું કરીશ.'

નર્મદ ઝવેરીલાલ યાજ્ઞિક સાથે નરસિંહ મહેતાથી માંડી દયારામ સુધીના કવિઓનાં કાવ્યોનું સંપૂર્ણ સંશોધન સંકલન કરવાની યોજના વિચારી તેના ભંડોળ માટે ઉપરની અપીલ બહાર પાડી હતી. સં.

## નર્મદની કલ્પનાનો પ્રેમશૌર્યનો ધ્વજ

તા૦ ૧૦મી નવેમ્બર ૧૮૬૭



સ્વતંત્રતા
શ્રી

સફેત ને આછો લાલ

| પ્રેમ<br>આસમાની | શૌર્ય<br>પીળો |
| --- | --- |

સરસ્વતી

આછો લાલ



ગુર્જર
દેશાભિમાની
ભાઉ

श्री

हूं लै देतो डन्ह कौंन धौंउ बारनो ॥ आसा प्रमिपालकहै दिग्ग
जनि हूं केना हसाहनरनाहनतो दिग्गओर कटनो ॥३६४॥
दोहा ॥ आरआरजछरनिपर ॥ विरतिअनलघु होई
सो रूपक घनअछरी ॥ जछरबतिस जोइ ॥३६५॥ रूपक
घनाछरी ॥ सिरससधर गौरिअरधंगधरजटाजूटग
गधर गरे मुंडमालधर ॥ विपत्ति विनाशकर दीहदिसा
वासकर षल डरदरस लषकरडमरू त्रिसूलकर ॥ सेवितअ
सुरसुरनरवर देत हरवरविंनामनिकौ अभयवर ॥
दंहू लसै विषहरमदनगरबहरत्रिपुरके मदहर जैजै
देवहरहर ॥३६६॥ ॥ इति श्रीनिमहाराजाधिराज
साहिमकरंदकारिते चिंतामनिकृते वंदो विचारे छंद
लतानाम छंदोग्रथः ॥ संपूर्णम् ॥ ॥ ॥
दवेपुरुषोत्तमसुतलालशंकरेण स्वालज पठनार्थो यंग्रं
थ लिखितः संवत् १९७४ मार्गशीर्ष शु १५ सोमवारे मु
. मालन ।

લાલશંકરના હસ્તાક્ષર

---

લાલશંકરના હસ્તાક્ષરની છવિમુદ્રા

૧૨

જ્યારે સુરતમાં જમશંકરને ઉપવિતસંસ્કાર કરેલો તે વખત ઠાઠ સાથે ને વરઘોડો કાઢ્યો હતો તેમાં આતસબાજી પણ સારી રીતે છોડવું કર્યું હતું. - આખા શહેરમાં ચરચા.

મુંબઈમાં રહેવુ નક્કી કરવા પહેલાં મારા જુના સ્નેહી મથુરાંદાસ લવજી, ગોકળદાસ કાનદાસ પારેખ, વાસુદેવ બળવંત નવરંગે અને નાનાભાઈ રુસ્તમજી રાણીના વિગેરેઓએ કહ્યું કે કવિ હવે તમે કંઈ નોકરી કરો, હવે પૈસાના તમો બાબત નથી, તમારો નિર્વાહ કેમ થશે? એ સર્વ વિચાર હમે કરિએ છૈએ પણ હજી કંઈ સારું પડતું નથી માટે આપનો તમારો વિચાર એવો છે કે તમારે કંઈ નોકરી કરવી. એ સર્વેનું કહેવું કવિના ધ્યાનમાં ઉતર્યું અને એ વિચાર કબુલ રાખેલા.

નર્મદના કારકૂન નરભેરામના હસ્તાક્ષરની છવિમુદ્રા, 'નર્મવૃત્તાંત'ની હસ્તપ્રતમાંથી

# પરિશિષ્ટ - ૬

## સરસ્વતીમંદિરની જગ્યાની સનદ

સૂરતના અંગ્રેજ ડેપ્યુટી કલેક્ટર સમર્સ સામેના સંઘર્ષ પછી, નર્મદનો વિજય થયો હતો. બ્રિટિશ સરકારે 'સરસ્વતીમંદિર' બંધાયું હતું તે જમીન તેની માલિકીની જાહેર કરી, વિધિસરની સનદ આપી હતી.

આ સનદ અંગ્રેજી અને ગુજરાતી બે કૉલમમાં છે. તેના બંને પાઠ આ પ્રમાણે છે :

સનદ નંબર ૩

શાહી મુદ્રા

The secretary of state in council to Narmadashanker Lalshanker

Whereas His Excellency the Governor of Bombay in council, with a view to the settlement of the Land Revenue, and to the record and preservation of proprietary and other rights connected with the soil, has put in force, in the City of Surat, Bombay Act I. of 1865, and ordered the necessary inquiries connected therewith to be made, this sanund is issued to the effect that-

There is a certain plot of ground occupied by you in the Gopeepora division of the City of Surat, registered No.83 in the map marked Sheet E No. VII and facing East the road leading from Ambliran to Vadifalia containing about / 132 / one hundred & thirty two square yards, and of the following shape and dimensions :-

આ નુક્શો - ૧૬॥ ફુટ એટલે ઈંગ્રેજી ઈંચ એક

ઉત્તર

Mansukhlal Chhotalal manager of the ground belonging to hutkesvar Mahadev -

Servey No. 555




Jethashanker Dalsukhram
Odichbrahman
Servey No. 84

Sd /-
Deputy Collector
In charge city servey

This ground above described is hereby declared to be private property, and will, therefore, be continued by the British Government, without any objection or question as to title, to whosoever shall from time to time be its lawful holders. The said ground and all buildings created thereon will be subject to municipal taxtion, and to any taxation for local purposes affecting the whole District, including the City of Surat, or of the nature contemplated in Regulation XVII, of 1827, section II. Clouse 2, which may hereafter be imposed by the Legislature, but no other Government demand whatever.

This sanund is executed on behalf of the secretary of state in council and by order of the Governor in Council of Bombay and under the hand and seal of the Collector of Surat this twelth day of August, one thousand eight hundred and sixtyseven.

Seal

Sd/-
Collector

**નામદાર સેક્રેટરી ઓફ સ્ટેટ ઈન કૌંસીલ**

જમીનના ધારાનો ઠરાવ કરવા સારૂ તથા જમીન ઉપરના ધણીપણાનો તથા બીજા હક દફતરમાં દાખલ કરીને કાએમ રાખવાના હેતુથી મુંબઈના નામદાર ગવરનર ઈનકૌંસલે મુંબઈનો સને ૧૮૬૫નો આકટ પહેલો સુરત શહેરને લાગુ કરી તે સંબંધીના જરૂરીઆત તપાસ કરવાને હુકમ કરેલ છે તે મુજબ થતાં આ સનદ આપવામાં આવે છે જે -

સુરત શેહેરમાં ગોપીપુરામાં ભાગના નુક્શાનો ટીકે ઈ નંબર ૭ માં સરવે રજીસ્ટરમાં નંબર ૮૩ માં નોંધાએલી જમીનનો ઉપયોગ કરનાર નરમદાશંકર લાલસંકર નાગર બ્રાહ્મણ છે તે જમીન અબલીરાનથી વાડીફળીએ જવાના રસ્તા ઉપર પુરવાભીમુખની છે, તેમાં આસરે ૧૩૨ અંકે એકસોબત્રીશ : સમચોરસ વાર જમીન છે તેના આકાર તથા માપની તપસીલ નીચે પ્રમાણે :-

| માપની તપસીલ | | | | | ચારે દીશાની ખુટની તપસીલ | | |
|---|---|---|---|---|---|---|---|
| દીશા | નિશાન | | માપ | | દીશા | સફીલદારનું નામ | સાથ નંબર |
| | કીઆ અક્ષરથી | કીઆ અક્ષર સુધી | ફુટ | ઈંચ | | | |
| ઉતર | એ : | બી : | ૩૭ | ૧ | ઉતર | હટકેસર મહાદેવના દેરાના આગળની ખુલી જમીન વહીવટદાર મનસુખલાલ છોટાલાલ: | ૫૫૫ |
| પુરવ | બી : | સી : | ૩૨ | ૪ | | | |
| દક્ષણ | સી : | ડી : | ૩૬ | ૪ | પુરવ | અબલીરાનથી વાડીફળીએ જવાનો રસ્તો | |
| પશ્ચમ | ડી : | એ : | ૩૨ | ૫ | દક્ષણ | જેઠાસંકર દલસુખરામ ઓદીચ બ્રાહમન | ૮૪ |
| | | | ૧૩૮ | ૨ | પશ્ચમ | હટકેસર મહાદેવના દેરાના આગળની ખુલી જમીન વહીવટદાર મનસુખલાલ છોટાલાલ : | ૫૫૫ |
| કોષ્ટક ૪-૫ નો સરવાળો એકસો આડત્રીશ અંકે એકસોઆડત્રીશ ફુટ ને બે ઈંચ | | | | | | | |

ઉપર લખેલી જમીન ખાનગી ઠરાવેલી છે, તેથી તેના વખતેવખત જે કોઈ કાયદાસર માલીક હશે તેમની તરફ અંગ્રેજ સરકાર હક વીશેનો કોઈ વાંધો અથવા તકરાર ન લેતાં ચલાવશે. અને ફક્ત શેહેર - સુધારાના કર તથા દેશ - સુધારાના સુરત શેહેર સુધાં આખા જીલ્લામાં લાગુ થાય તેવા કર, તથા સને ૧૮૨૭ ના કાયદા ૧૭ની કલમ ૨ની રકમ ૨ માં લખેલા પ્રકારના કર સરકારના કાયદા મુજબ હવે પછી લેવાય, તે સિવાય બીજા કોઈ પણ પ્રકારના કર સદરહુ જમીન ઉપર તથા તે ઉપરનાં મકાન અથવા ઈમારત ઉપર સરકાર લેશે નહીં. નામદાર સેક્રેટરી આફ સ્ટેટ ઈન કોનસીલના તરફથી નામદાર મુંબઈના ગવનર ઈન કોનસીલના હુકમથી, સુરત ક્લેકટરની સહી મોહોરથી તારીખ ૧૨ માહે આગસ્ટ સને ૧૮૬૭ને રોજ આ સનદ આપી છે.

૧. ક્લેકટરની સહી અંગ્રેજી પાઠની નીચે છે, જે ગુજરાતી પાઠને પણ પ્રમાણિત કરે છે.

૨. અહીં અંગ્રેજી પાઠ સાથે આપેલો ચતુઃસીમાનો નકશો માત્ર દૃષ્ટાંતિક છે. એનું માનક મૂળ પ્રમાણે ન ગણવું. વિગતો મૂળ પ્રમાણે છે. - સં.

પરિશિષ્ટ - ૭

નર્મદનાં મકાનોનાં સ્થળ દર્શાવતો સૂ. મ્યુ. કો. ના દફતરનો નકશો.




NOTE:-

THE PROPERTIES BEARING NO. 10/936, 9/775, 9/776 RESPECTIVELY WERE TIKA NO. E.T.7/83, E.T.4/33 PAIKI, E.T.4/33 PAIKI.

OWNED BY KAVI NARMADASHANKER LALSHANKER DAVE RENOWNED POET OF GUJARAT.

PH Parmar 30-5-1969
24-5-1969

DY. COMMISSIONER
S.M.C.

નાયબ કાર્યપાલક ઇજનેર
(નાકન) પેટા. વિભાગ નં. ૬
સુરત.

નોંધ નં. ૧૦ - ૯૩૬ : 'સરસ્વતી મંદિર'
નોંધ નં ૧૦ - ૭૭૫, ૭૭૬ : પૈતૃક મકાનો

## પરિશિષ્ટ - ૮

### મહારાજ લાયબલ કેસ : નર્મદની અને નર્મદ વિશે જુબાની

આ લાયબલ કેસમાં વાદી તરીકે જદુનાથ બ્રીજરતનજી મહારાજ હતા. તેમના વકીલો તરીકે મી. બેલી તથા મી. સ્કોબલ હતા.

પ્રતિવાદીઓમાં કરસનદાસ મુલજી તથા નાનાભાઈ રૂસ્તમજી રાણીના હતા. તેમના વકીલો તરીકે મી. આનસ્ટી તથા મી. ડબનાર હતા.

આ કેસ સુપ્રીમ કોર્ટમાં જજ સર મેથ્યુસ સાર તથા જોસેફ આર્નોલ્ડની હજુરમાં ચાલ્યો હતો.

આ કેસ શનિવાર તા. ૨૫ જાન્યુઆરી ૧૮૬૨ થી મંગળવાર તા. ૨૨ એપ્રિલ ૧૮૬૨ સુધી ચાલ્યો હતો.

કેસમાં મહારાજ જદુનાથ હારી ગયા હતા.

આ પહેલાં મહારાજ વિરુદ્ધ કોઈએ જુબાની ન આપવી એવા ભાટિયા જ્ઞાતિએ કરેલા ઠરાવ બાબત ભાટિયા કન્સ્પીરસી કેસ ૧૨ થી ૧૭ ડિસેમ્બર ૧૮૬૧ દરમિયાન ચાલ્યો હતો જેમાં ભાટિયા જ્ઞાતિના શેઠોને કસૂરવાર ઠરાવી દંડ કરવામાં આવ્યો હતો.

આ ઉદ્ધરણો 'મહારાજ લાયબલ કેસ' (છઠ્ઠી આવૃત્તિ, ૧૯૨૭) માંથી લીધાં છે. સં.

#### પ્રતિવાદીઓ તરફથી વકીલ આનસ્ટીનું વક્તવ્ય :

'વાદી પડદામાં ભરાઈ બેસીને સ્ત્રીકેળવણી અને પુનર્વિવાહના કામમાં ઉલટ લેવાનું ડોળ ઘાલતો હતો તે ઠગાઈ ભરેલો પડદો ઘણો જ જલદીથી ઉઘડી ગયો. પ્રતીવાદીના એક ચંચળ અને ઉલટવાળા મિત્રે વાદીને વર્તમાન પત્રની મારફતે પુનર્વીવાહની તકરાર કરવાને બહાર ખેંચ્યો અને વાદીને પોતાનો ખરો વેશ દેખાડવાની જરૂર પડી. તેણે પુનર્વીવાહના વીરૂદ્ધ પોતાનું મત જણાવ્યું....' (પૃ. ૬૪)

'વાદીએ સુરતથી આવ્યા પછી એક હેંડબીલ 'ચાબુક' છાપખાનામાંથી છાપી પ્રગટ કર્યું હતું, અને તેમાં તેણે જણાવ્યું હતું કે વૈષ્ણવો મારી પાસે ઉપદેશ લેવા આવતા નથી. વળી એવું દેખાડવામાં આવશે કે ૧૮૬૦ ના આગસ્ટ મહીનાની આખેરીએ વાદીએ કવિ નર્મદાશંકરના માગવા ઉપર પુનર્વીવાહની તકરાર કરવા વાસ્તે એક જાહેર સભા મેળવી હતી. પ્રતિવાદીએ પોતાના પત્રમાં એ બીના ઉંચકી લીધા ઉપરથી વાદી તેની સાથે તકરારમાં ઉતર્યો હતો....' (પૃ. ૬૪, ૬૫)

નર્મદના નિબંધોમાંથી ટાંકેલા પ્રસ્તુત ફકરાઓ :

#### (૩૧) ગુરૂ અને સ્ત્રી વિષે - ૧૮૫૮

'હમણાને સમે થોડાએક મહારાજો સુધે રસતે ચાલતા હશે. તેઓની મોટી સંખીઆ ઘણે ગેરરસતે ચાલે છે. તેમાં જવાનીઆ લાલો તો બહુ બાંકેલાલ હોય છે. આજના વલ્લભકુલના બાલકો બાપદાદાના નામને બટો લગાડે છે... લાલજી મહારાજો દર્શન ખુલીઆં ને લોકોનો જમાવડો થયો એટલે વેહલા અટારીની બહાર પડતી પથારીમાં બેસે છે અને તેમની અદાથી અથવા કોઈ તેવા જ કામ સારૂ રાખેલા માણસો હસ્તક ધારેલીને બોલાવી લે છે અને તેની સાથે બદ કર્મ કરે છે. સુરતમાં એક વખત કોઈ ઉમરે ન આવેલી એવી છોકરીને કોઈ મહારાજે ગધાબલ વાપરીને તોડી નાખી હતી તેથી તે મર્ણાતુલ થઇ ગઇ હતી. એવી જ ત્રાસદાયક વાત માંડવીમાં બનેલી છે તેથી તે દેશનો રાજા અને તેની પ્રજા (ભાટીઆ માતર) કોઇ અજાણીઉં નથી. આવું ઘણે ઠેકાણે બનેઉ છે. આ જુલમ તે કેવો ! આ ગુરૂ તે કેવા ! અરે આ પાપ તે કેવાં ! આવું આવું વધારે લખવાંને મને શર્મ લાગે છે. આવા સ્ત્રી છંદમાં હમણાના ઘણા ખરા મહારાજો ઘણા આંધલા થઇ ગયા છે.' (પૃ. ૧૦૩,૧૦૪)

#### (૩૨) વિષયી ગુરૂ વિશે - ૧૮૫૯

'મહારાજો પેલા નઠારા કામને વાસ્તે એવા (ઠરવેલા) સ્ત્રી પુરૂષોની માર્ફતે દર્શન કરવા આવેલીઓમાંથી પસંદ કરેલીને તે વેલા અથવા મોડેથી બોલાવી મંગાવે છે. સૃંગાર સમજેલી જે કેટલીએક ફાટેલ સ્ત્રીઓ હોએ છે તેને તો મહારાજો પોતાની આંખથી ઈસારતથી જ બોલાવી લે છે. મહારાજે બોલાવી એટલે શ્રીકૃષ્ણે બોલાવી અને પરમપદને પામી ચુકી એમ સમજી વેલી વેલી જઇને હર્ષ ભરી ગાભરી ગાભરી મહારાજના ગુઈના દર્શન કરી પ્રસાદી લે છે... ને એ કર્મ કરવામાં પોતાની ઉમરને લાયક સ્ત્રી સાથે કામ નથી પાડતા પણ બીચારી નાજુક ઉમરે ન પહોંચેલી નાહની ઉંમરની અણસમજુ છોકરીઓ ઉપર તે સાંઢીઆઓ જોર કાઢે છે.' (પૃ. ૧૦૪)

#### પ્રતિવાદી તરફે જુબાનીઓ

#### (૧૩) કાલાભાઈ લલ્લુભાઈની જુબાનીમાંઃ

ઉલટતપાસઃ

'મારી ઉમર ૧૬ વરસની છે અને હું દાક્તર ધીરજરામનો ભત્રીજો થાઉં છું. હું પ્રતિવાદીને ઓળખું છું. .... સુરત મધ્યે વાદીની

'૧દચાલ મેં જોઈ તે વીશે મેં નર્મદાશંકરને તે જ દીને જણાવ્યું હતું. સારાં કામને માટે જુઠું બોલવું તેમાં પણ હું પાપ સમજું છું.' (પૃ. ૧૪૪)

(૨૬) કવી નર્મદાશંકર લાલશંકરની જુબાની

'હું નાગર બ્રાહ્મણ છું. હીંદુ વિધવાઓના પુનર્વિવાહની બાબતમાં મેં ઘણી ઉલટ લીધેલી છે. પુનર્વિવાહની જાહેર સભામાં વાદીની સાથે તકરાર કરવામાં હું હતો. વાદીએ પુનર્વિવાહ વિરુદ્ધ પોતાનો વિચાર જણાવ્યો હતો. વલ્લભાચાર્યના પંથ વીશેની લખેલી પ્રત છેલ્લા સાક્ષી જનાર્દન રામચંદ્રને મેં આપી હતી. એ પ્રત મેં લખી હતી. વલ્લભાચાર્ય પંથના કેટલાક પુસ્તકો મેં સારી પેઠે વાંચ્યા છે, અને તન, મન, ધન અર્પણ કરવા વીશે મને કંઈપણ શક નથી. એ અર્પણ કરવામાં બાયડી, છોકરી, છોકરા, ધનમાલ બધું આવ્યું. વાદીની આબરૂ દરએક ઠેકાણે સુરત, (કચ્છ) માંડવી, મુંબઈ વગેરે ઠેકાણે હલકી બોલાય છે. કાલાભાઈ લલ્લુભાઈ નામના સાક્ષીને હું ઓળખું છું, તેણે સુરતમાં વાદીની અનીતિ વીશે મારી પાસે વાત કરી હતી.'

ઉલટપાલટ તપાસ :

'સાત વરસ થયાં હું કવિતા બનાવું છું. વલ્લભાચાર્ય પંથની અનીતિ વીશે હું મારે ઘેર ભાષણ કરૂં છું. તે એવી મતલબથી કે મહારાજોને માનનારા સેવકોની શુદ્ધિ ઠેકાણે આવે અને નઠારા મહારાજોને છોડી દે, એકા દો મહારાજ કદાચ સારો હશે પણ તેમ હું જીવણજીને ગણતો નથી. મહારાજોનાં પુસ્તકો મને શાસ્ત્રીઓએ આપ્યાં તે મધ્યેથી મેં પંથ વિશે લખ્યું, તન, મન, ધન મહારાજને અર્પણ કરવાનું એ પુસ્તકોમાં લખ્યું છે, એ વિશે મારી પાકી ખાતરી છે, એ પુસ્તકોના જે અર્થ મેં કીધા છે, તે શાસ્ત્રીઓએ કબૂલ રાખ્યા છે. હું દર વરસે એકવાર સુરત જાઉં છું પણ ગયે વરસે ગયો નથી. સુરત વાદીની ખરાબ આબરૂ હતી તે વિશે લાઈબલ બીના છપાઈ તેની અગાઉ પ્રતીવાદીને મેં કહ્યું હતું.

પાછી તપાસ:

'હું ગુજરાતી ડીક્ષનરી બનાવું છું તે સબબે ગયે વરસે હું સુરત જઈ શક્યો નહીં. જે શાસ્ત્રીઓએ મારો અર્થ કબૂલ કર્યો તે શાસ્ત્રીઓ મહારાજોના ઓશીઆળા છે, અને તેઓને નુકશાન પુગે તેટલા માટે તેઓના નામ લેવાને હું આંચકો ખાઉં છું. વલ્લભાચાર્ય પંથમાં નીતિ છે જ નહીં. મહારાજો ધર્મનો ઉપદેશ કરતા નથી માટે વલ્લભાચાર્ય પંથના પણ ધર્મગુરૂ કહેવાય નહીં, ત્યારે બધા હીંદુઓના ધર્મગુરૂ શાના કહેવાય ?' (પૃ. ૧૪૮-૧૪૯)

વાદી તરફે જુબાની:

(૩૫) જદુનાથજી બ્રીજરતનજી મહારાજની જુબાની :

'ચરણસ્પર્શ કરવા વિષે કાળાભાઈ સાથે સુરતમાં મારે વાત થઈ જ નથી. તે બીજા છોકરાઓ સાથે આવીને મારી પાસે વાંચતો ભણતો હતો.... કાળાભાઈએ મને કહ્યું કે સઘળા શાસ્ત્રો ખોટા છે, અને હું નર્મદાશંકરનો પાકો ચેલો થયો છું. હું કહું છું કે શાસ્ત્ર ખરા છે. તે ઉપરથી હું ધારૂં છું કે તે મારે વિષે જુઠું બોલ્યો. નર્મદાશંકર સુરતનો નાગર બ્રાહ્મણ છે અને તેના વિચાર મારી વિરૂદ્ધ છે.' (પૃ. ૧૭૦)

'પુનર્વીવાહની તકરાર કરવાને માટે નર્મદાશંકરના પાસેથી મને ચીઠી મળવા ઉપરથી મેં એક સભા મેળવી હતી. એ સભામાં હું ગયો હતો. પુનર્વીવાહની તકરારનું કાંઈ છેવટ આવ્યું નહીં કેમકે બીજી આડી દોડી બાબત પર તકરાર નીકળી હતી. પુનર્વીવાહની તકરાર નીકળી ત્યારે મેં કહ્યું કે એ તકરારને વાસ્તે કોઈ પણ હીંદુ શાસ્ત્રનો આધાર લેવો જોઈએ. નર્મદાશંકરે કહ્યું કે શાસ્ત્ર જો આપણી વાતને અનુસરતા હોય તો જ પુનર્વીવાહ કરવા; નહીં તો નહીં. પુનર્વીવાહ કરવાની છૂટ શાસ્ત્રમાં છે એવું મારા દીઠામાં આવ્યું નથી. પણ પુનર્વીવાહને વાસ્તે મને પોતાને કોઈ અડચણ નથી. હમારા પંથમાં કેટલાક લોકો વિધવાઓના પુનર્વીવાહ કરે છે અને તેને માટે હું અટકાવ કરતો નથી.' (પૃ. ૧૭૨)

'વીષયી ગુરૂ' એ નામનું ચોપાન્યું મેં વાંચ્યું છે. તે મધ્યે રસ મંડળી વિષે લખ્યું છે; પણ એ ચોપાન્યું અગાઉ મારા વાંચવામાં આવ્યું નહીં હતું. લાઈબલની બીના મેં વાંચી છે, અને તે મને જ લાગુ પડે છે. તમે, મહારાજો તમારા સેવકની વહુદીકરીઓ બગાડો છો, તે જો કે મને એકલાને કહ્યું નથી; તો પણ હું તે લાઈબલ ગણું છું. લાઈબલની બીનામાં જે ઠેકાણે રસમંડળી વીષે લખ્યું છે તે ભાગ હું લાઈબલ ગણતો નથી; કેમકે રસમંડળી એટલે શું તે હું જાણતો નથી.' (પૃ. ૧૭૮)

'વીષયી ગુરૂ' ને હમારા લોકો સત્તા ભરેલી ચોપડી ગણતા નથી. તે ચોપડી મહારાજોની વીરુદ્ધ લખાયેલી છે. હમારા દુશ્મન લોકો તે ચોપડીને ખરી માને છે.' (પૃ. ૧૮૪)

વાદી મહારાજના વકીલ મિ. બેલીના ભાષણનો સાર

'.... કવી નર્મદાશંકરેં કહ્યું કે ગોકલનાથજીની ટીકામાં અર્પણ કરવાનું જે લખેલું છે તે ફક્ત પુરૂસોત્તમને જ વીષે લખેલું છે. અને મહારાજોને વીષે નહીં. વળી રસમંડળી વિષે તો પ્રતિવાદીની તરફથી કાંઈ પણ પુરાવો આપવામાં આવ્યો નથી....' (પૃ. ૧૯૨)

## સર માથ્યુ સાસનું જજમેંટ

'....વાદીને લગતો મુકદમો આવી રીતનો છે-સને ૧૮૬૦ ના જુલાઈમાં વાદી મુંબઈ આવ્યો અને તેની અગાઉ તે મુંબઇમાં નહોતો. પહેલો તે સ્રીકેળવણી તથા પુનર્વીવાહ સંબંધી પ્રતીવાદીની સાથે સુધારાના વિચારમાં એકમત થયો; પણ ત્યાર પછી તે વિચારથી જુદો પડ્યો. તેણે 'સ્વધર્મ વર્ધક' નામનું ચોપાન્યું કહાડ્યું, અને તેની અંદર તેણે બીજાઓની સાથે તકરાર કરવાને ઈચ્છા જણાવી. સને ૧૮૬૦ની તા. ૨૧ મી અકટોબરે લાઇબલની બીના પ્રગટ થઈ, ને તે બીના મધ્યે વાદીની ઉપર જે આરોપ મુક્યો તેથી કોઇપણ સુધરેલા લોકોની મંડળીમાં તે હલકો પડ્યા વગર રહે નહીં. પ્રતીવાદી કરસનદાસ મુલજીને વાદીની સાથે ઓળખાણ નહોતી, અને વાદી તથા બીજા મહારાજોની અનીતિ વીષે પોતે જાતે માહીતગાર નહોતો, પણ એ લાઈબલની બીના છપાઈ તેની અગાઉ કવી નર્મદાશંકર લાલશંકર પ્રતીવાદીનો મોટો મિત્ર થાય તેણે પોતાની ખુશીથી (વાદીએ મુંબઈ, સુરત અને બીજી જગાએ બદચાલ ચલાવી છે તે વિષે) વાકેફ કીધો હતો. નર્મદાશંકર લાલશંકર સુરતનો અસલ વતની છે અને દર વરસે સુરત જાય છે અને વાદીનું મંદિર સુરતમાં છે. પ્રતીવાદીને વાદીની બદચાલ વિષે ફક્ત એટલી જ માહીતગારી હતી. પ્રતીવાદીએ એ વિશે ઘટતી પુછપરછ કરવાની મહેનત લીધી હોય એવું માલુમ પડ્યું નથી. પણ નર્મદાશંકરે તેને જે ખબર આપી તે ખબર ઉપર તેણે ભરોસો રાખ્યો હતો....' (પૃ. ૧૯૬-૧૯૭)

## સર જોસેફ આર્નોલ્ડનું જજમેંટ

'વાદીની પોતાની વર્તણુક વીષે લાઈબલની બીના પ્રતિવાદીએ છાપી તેની અગાઉ તેના જાણવામાં આવ્યું હતું કે તેની વર્તણુક પણ બીજા મહારાજોના કરતાં સારી નહોતી. તે મુખ જુબાનીમાં જણાવે છે કે ઘણું કરીને સઘળા મહારાજો વ્યભીચારી કહેવાય છે. લાઈબલની બીના લખાઈ તેની અગાઉ વાદી વ્યભીચારી છે એવું તેના મિત્ર કવી નર્મદાશંકરે તેને જણાવ્યું હતું. કવી નર્મદાશંકર સુરતનો વતની તેથી તે વાદીની વર્તણુક વીશે સારી રીતે વાકેફ હતો. તે પોતાની મુખજુબાનીમાં જણાવે છે કે 'લાઈબલની બીના લખી તે વેળાએ ઘણું કરીને બધા મહારાજો પોતાના સેવકોની વહુ દીકરીઓને બગાડે છે એવી મારી ખાતરી હતી.' એવી તેની ખાતરી છતાં લાઇબલની બીના છપાઈ તેની ચાર પાંચ મહીના અગાઉ તેના જાણવામાં આવ્યું કે વલ્લભાચાર્યના ધર્મ પુસ્તકોમાં પણ એમ અનીતિ કરવાની છુટ આપી છે. મરાઠી ભાષાનાં એક પુસ્તક મધ્યે જુદા જુદા કવીઓનું ચરીત્ર આપ્યું હતું, તેમાં વલ્લભાચાર્યના પંથ વીષેનો પણ થોડો અહેવાલ આવ્યો હતો. તે ભાગ પ્રતીવાદીના મિત્ર કવી નર્મદાશંકર લાલશંકરે અસલ ગુજરાતીમાં તૈયાર કીધો હતો અને લાઈબલની બીનામાં ગોકળનાથજીની ટીકા ઉપર એટલું બધું ધ્યાન આપવામાં આવ્યું છે તે ટીકા આ મરાઠી (કવી ચરિત્ર) પુસ્તકમાં આ પ્રમાણે લખેલી હતી—સિદ્ધાંત રહસ્ય નામના પુસ્તક (જેની ઉપર ગોકળનાથજીએ ટીકા રચી છે તે) ની અંદર એવું સાફ લખેલું છે કે સઘળી વસ્તુ આચાર્ય (મહારાજ) ને આપવી અને ત્યાર પછી તેનો ઉપયોગ કરવો.' ત્યાર પછી લખ્યું કે, દરેક વસ્તુ એટલે બાયડી, છોકરાં પણ અર્પણ કર્યા વગર આપણા કામમાં લેવાં નહીં. આ બીના વાંચ્યાથી પ્રતીવાદીના મન ઉપર કુદરતી રીતે એવીજ અસર ઉપજવી જોઇએ કે ગોકળનાથજીની ટીકામાં મહારાજના ઉપભોગને વાસ્તે વહુ દીકરી અર્પણ કરવાનું લખ્યું છે (કેમકે છોકરાં ઈત્યાદી બોલમાં છોકરીઓ પણ આવી.) પ્રતીવાદી સંસ્કૃત જાણતો નહીં હતો, પણ તે વ્રજ ભાષા વાંચી શકતો હતો તેથી તેણે વલ્લભાચાર્ય પંથનાં વ્રજ ભાષાનાં પુસ્તકો (ઉપલું મરાઠી પુસ્તક વાંચ્યા પછી) તપાસવા માંડ્યા. એ તપાસથી તેની ખાતરી થઈ કે મરાઠી પુસ્તકમાં જે વાત લખી છે તે એ પુસ્તકો સાથે મળતી આવે છે. ગોકળનાથજીનાં સંસ્કૃત પુસ્તક વીષે તો જે લોકો સંસ્કૃત સમજતા હતા તેમને પુછવાથી તેણે પોતાની ખાતરી કરી લીધી, કે લાઇબલની બીનામાં ગોકળનાથજીની ટીકાનો જે અર્થ કર્યો છે તે ખોટો નથી. તે અર્થ તેણે આ પ્રમાણે કરેલો છે, 'તે માટે પોતે ભોગવ્યા અગાઉ પોતાની પરણેલી બાયડી પણ મહારાજને સોંપવી, અને પોતાના બેટા બેટી પણ તેમને સોંપવાં. પરણ્યા પછી પોતે ભોગવ્યા પહેલાં મહારાજને અર્પણ કર્યા પછી પોતાના કામમાં લેવી.' પ્રતીવાદીએ એનો અર્થ પોતાના મિત્ર કવિ નર્મદાશંકર લાલશંકરને પુછ્યો અને તે ઉપરથી તે કવીએ પોતાની લખેલી નકલ જેમાંથી મરાઠી પુસ્તક રચેલું હતું તે તેને દેખાડી. એ નર્મદાશંકરને સંસ્કૃત ભાષાનું જ્ઞાન છે. તેને સાક્ષી દાખલ જ્યારે તપાસવામાં આવ્યો ત્યારે તે ખાતરીથી બોલ્યો કે લાઈબલની બીનામાં ગોકળનાથજીની ટીકાનો અર્થ છાપ્યો છે તે ખરો છે, અને અર્પણ કરવાનું લખ્યું છે તે ઈશ્વરને નહીં પણ મહારાજના ઉપભોગને વાસ્તે લખેલું છે. આ અર્થ ખોટો છે એવી તકરાર સાક્ષી તરફથી ઘણા જોરથી ઉઠાવવામાં આવી છે અને તે એ ટીકા કરવામાં ગોકળનાથજીની ધારણા તેવી ખરાબ નહી હતી તેમજ એ ટીકાનો અર્થ પણ તેવો થતો નથી. આ વાત ખરી હોય કે ખોટી હોય. પણ હાલનો સવાલ તે ટીકાના શુદ્ધ અર્થ વીષે અથવા લખનારનાં મનની મતલબ વીષે નથી. હાલ જે હમે ઇનસાફ કરીએ છીએ તે ગોકળનાથજીને વીષે નહીં; પણ વાદી (જદુનાથજી) ને વીષે છે. ગોકળનાથજીએ અસલ શું લખ્યું અને કેવી મતલબથી લખ્યું તે વીષે હાલ સવાલ નથી; પણ તેની લખાવટથી તેમજ તેવીજ બીજી લખાવટથી હાલના લોકો કેવું સમજે છે અને તે ઉપરથી કેવી રીતે ચાલે છે તે વીષેનોજ સવાલ છે. જુબાની ઉપરથી ખુલ્લું માલુમ પડી ચુક્યું છે કે મહારાજાઓ લાંબી મુદતથી કૃષ્ણ પ્રમાણે ગણાય છે તે એટલે સુધી કે તેઓ ઇશ્વર પ્રમાણે ગણાય છે. અને તેઓની સેવા ઇશ્વર પ્રમાણે થાય છે તેટલા માટે ગોકળનાથજીની ટીકામાં ઈશ્વરને અર્પણ કરવાનું લખ્યું છે.' (પૃ.૨૦૮-૨૧૦)

# પરિશિષ્ટ - ૯

## નર્મદનાં સ્વજનો અને પરિજનો વિશે મિતાક્ષર નોંધ : -

[નરભેરામ પ્રાણશંકર, સરદાર જનાર્દન પાઠકજી, મંગેશરાય પાઠકજી, નંદનાથ દીક્ષિત અને ભૂપેન્દ્રભાઇ ત્રિવેદીનાં લખાણોને આધારે.]

### ૧. સ્વજનો

(૧) ડાહીગૌરી :

લગ્ન ઈ.સ. ૧૮૫૬. વિ. સં. ૧૯૧૨, વૈશાખ સુદ ૧૨; સાસરે રહેતી થઈ સન ૧૮૬૦ માં.

સૂરતના નાગર ફળિયામાં ગોપનાથ મહાદેવવાળી શેરીમાં પિયર.

પિતામહ ગૌરીનંદ પંડ્યા વેદ અને ધર્મશાસ્ત્રના પ્રકાંડ પંડિત હતા, અને સુરતની અદાલતમાં હિંદુ ધર્મશાસ્ત્રના નિષ્ણાત શાસ્ત્રી તરીકે સેવા આપતા હતા.

પિતા ત્રિપુરાનંદ પ્રખર વેદપાઠી હતા. ત્રિપુરાનંદના એક ભાઈ મણિનંદ પુણે અને કોલ્હાપુરની અદાલતમાં શાસ્ત્રી હતા. બીજા ભાઈ લલિતાનંદ મુંબઇની હાઇકાર્ટમાં હિંદુ ધર્મશાસ્ત્રના નિષ્ણાત શાસ્ત્રી તરીકે સેવા આપતા હતા. તેમણે પુનર્વિવાહ શાસ્ત્રસંમત છે તેવું સ્થાપિત કરતો ગ્રંથ 'સૌભાગ્યરત્ન' સંસ્કૃત અને મરાઠીમાં લખ્યો હતો. તેમના પુત્ર ઈન્દિરાનંદ નર્મદના શિષ્ય સમાન હતા.

તેના હસ્તાક્ષરની નોંધમાં ભાષાશુદ્ધિ અને સુઘડ લખાવટ ધ્યાન ખેંચે છે. નર્મદ સાથેની સ્ત્રીના ધર્મ વિશેની ચર્ચામાં તેની તાત્ત્વિક સમજ પ્રતીત થાય છે જે વિદ્વાન પરિવારના શિક્ષણ અને ધર્મના સંસ્કાર પ્રગટ કરે છે.

ડાહીગૌરી ગૌરવર્ણની, એકવડા બાંધાની હતી.

(૨) સુભદ્રાગૌરી ઊર્ફે નર્મદાગૌરી

સુભદ્રાગૌરી (નર્મદાગૌરી પાછળથી કહેવાઇ) સૂરતમાં આમલીરાનની બાજુમાં માકુભાઇ મુન્સફની શેરીમાં રહેતા લાલશંકર દવે (ભારતીય વિદ્યાભવનના ભૂતપૂર્વ નિયામક મહામહોપાધ્યાય જયન્તકૃષ્ણ હ. દવેના પિતામહ) ની પુત્રી હતી. બાળવિધવા હોવાથી તે પિતાને ત્યાં જ રહેતી. તેના પતિ વિશે વિશેષ માહિતી મળતી નથી. પરંતુ મણિલાલ નભુભાઇ દ્વિવેદીના એક સમયના સંસ્કૃતના શિક્ષક અને ડેપ્યુટી ઇન્સ્પેક્ટર છબીલારામ દોલતરામ દીક્ષિતના તેઓ મામા થતા હતા. નર્મદાગૌરીનું સાસરું સૂરતમાં હવાડિયા ચકલા પર હતું.

નર્મદાગૌરીના પતિ નર્મદના માસિયાઈ મામા થતા હતા, તે સંબંધે તે નર્મદની માસિયાઈ મામી પણ ગણાય. તેની સાસુ, નર્મદનાં માસી, નર્મદ ઉપર ખૂબ ભાવ રાખતાં હતાં. નર્મદાના ભાઈઓ પણ નર્મદના નિકટના પરિચયમાં હતા તેથી પણ નર્મદને તેને ત્યાં જવાના પ્રસંગો અવારનવાર બનતા. નર્મદના સુધારા વિશેના તથા પુનર્લગ્ન વિશેના વિચારોથી નર્મદાગૌરી પ્રભાવિત થઈ હતી. તે બંને વચ્ચે સ્નેહ બંધાયો હતો, જેને પરિણામે તેમને પુનર્લગ્ન કરવું પડે એવી સ્થિતિ નિર્માણ થઈ હતી.

નર્મદાગૌરી પડોશમાંના રવિભદ્રના મકાનમાં થઈને કવિને ઘેર પહોંચી ગઈ હતી. કવિએ તેને પોતાના ઘરમાં આશ્રય આપ્યો અને રૂઘનાથપરામાં અઠાવાળા ઠાકોરભાઈની વાડીમાં તેમનું લગ્ન થયું હતું. નર્મદાગૌરીના બાપભાઈઓએ કવિ પર કોર્ટમાં અપહરણનો કેસ કર્યો હતો. ભરૂચ, મુંબઈ અને સૂરતના વકીલો નર્મદને પક્ષે હતા અને તે કેસ જીતી ગયો હતો. આ પ્રસંગે અનેક લાવણીઓ રચાઈ હતી. આ પુનર્લગ્ન ૧૮૬૯માં થયું હતું.

આ પ્રકરણમાં નર્મદને વધુ ઊંચી વીર ભૂમિકાએ મૂકતી અને ડાહીગૌરીને ત્યાગમૂર્તિ તરીકે સ્થાપતી અનેક લોકશ્રુતિઓ પ્રચારમાં છે.

નર્મદાને તેની જ જ્ઞાતિના કોઈકે ફસાવી હતી, અને તેને કુવો - હવાડો કરવાની પરિસ્થિતિ આવી હતી. તે નર્મદને મળી. નર્મદે તેની જ જ્ઞાતિના એક જુવાન નામે નરહરિને તેની સાથે લગ્ન કરવા તૈયાર કર્યો. નર્મદાગૌરી તો પિતાને ઘરેથી નીકળી નર્મદના ઘરે નિશ્ચિત દિવસે પહોંચી ગઈ, પરંતુ નરહરિને તેના ભાઈઓએ ઓરડામાં પૂરી રાખ્યો તેથી તે ન આવી શક્યો. નર્મદે પોતાના ગોઠિયાઓ લલિતાશંકર વ્યાસ, ઈંદિરાનંદ પંડ્યા અને વિજયાશંકર ત્રિવેદીને મોકલ્યા પણ તેઓ ખાલી હાથે પાછા ફર્યા. નર્મદા હવે પિતાને ત્યાં પાછી જઈ શકે તેમ ન હતી. તેને માટે તો તરત લગ્ન અથવા મોત એ બે જ વિકલ્પો હતા. તેથી ડાહીગૌરીએ ( તે સમયે તેની ઉંમર માંડ ૨૧ - ૨૨ની હશે; નર્મદાગૌરી તેના કરતાં કદાચ એકાદબે વર્ષ મોટી હશે) પતિને આ ધર્મસંકટમાંથી ઉગારવા અને બે જીવની હત્યાનું પાતક ન લાગે ને તે હેતુથી નર્મદને નર્મદાગૌરી સાથે લગ્ન કરવા પ્રોત્સાહિત કર્યો.

પરંતુ આ લોકશ્રુતિ માટે કોઈ આધાર નથી. બીજાની ફસામણનો ભોગ બનેલી વિધવાના બાળકનો પિતા બનવા જેવું મૂળદાસકર્મ

કરવાનું નર્મદની આત્મકેન્દ્રી, અહંભાવી પ્રકૃતિએ સ્વીકાર્યું હશે એમ માનવાનું ભોળપણ નર્મદને સમજનાર કોઈ ન કરે. એવી વિધવાને તે બહુ બહુ તો સવિતાગૌરીની જેમ આશ્રય આપે. પુનર્લગ્ન કરવાનો તેને ઉત્સાહ હતો તો આ પહેલાં સવિતાગૌરીને વિધિસરની પત્ની તરીકે તે સ્વીકારી શક્યો હોત. પરંતુ ત્યાં એવી તાકીદની મજબૂરી ન હતી. નર્મદાગૌરીના વિષયમાં તે હતી માટે જ નર્મદે આ ઘટનાની પૂર્ણ જવાબદારી સ્વીકારી હતી. ડાહીગૌરી વિશેની અપ્રગટ ડાયરી પ્રકાશમાં આવતાં પેલી લોકશ્રુતિઓ નિરાધાર કરે છે.

નર્મદાગૌરી શરીરે જરા ભારે, જાજરમાન હતી.

(૩) સવિતાગૌરી :

સુરતમાં ખપાટિયા ચકલામાં, છબીલાનંદ પંડ્યાના ભાઈ ભવાનીનંદ સાથે બાળવયમાં લગ્ન. પંદરેક વર્ષની વયે વિધવા થતાં, તે સમયના રિવાજમુજબ કેશવપન કરાવવાનો તેણે મક્કમ ઈન્કાર કર્યો. એથી સાસરાપક્ષે તેને કાઢી મૂકી. ન્યાતબહાર થવાના ભયે તેની માતા ત્રિપુરાગૌરીએ પણ તેને પોતાની સાથે રાખવા નામરજી બતાવી. જ્ઞાતિના કુધારાઓ સામે ઝુંબેશ ઉપાડનાર નર્મદે આ સાહસિક વિધવાને પોતાને ત્યાં, બાજુના ઘરમાં આશ્રય આપ્યો. આ ઘટના ૧૮૬૫ માં બની.

સવિતાગૌરી પદો રચતી. આને કારણે જ નર્મદ સાથે તેમનું હૃદયાનુસંધાન થયું. નર્મદે નાગરસ્ત્રીઓમાં ગવાતાં ગીતોનું સંપાદન કર્યું તેમાં તેનો ફાળો મહત્ત્વનો હતો.

તેની રચનાઓ 'એક સ્ત્રીજન'ના નામથી 'વિશ્વજ્યોતિ' અને 'સમાલોચક' જેવા પ્રતિષ્ઠિત સામયિકોમાં છપાઈ છે.

તેના ભાઈ છોટાલાલ જાની પાલીતાણાના દેશી રજવાડામાં દીવાન હતાં. નર્મદ સાથેના સંબંધથી સમાજમાં ગવાઈ ગયેલી સવિતાગૌરીને તેમણે પોતાની પાસે બોલાવી લીધી હતી.

સવિતાગૌરી અને નર્મદના પરિવાર વચ્ચેનો નર્મદસંબંધનો તંતુ ક્યારે ય તૂટ્યો ન હતો. સવિતાગૌરીના આગ્રહથી છોટાલાલે નર્મદનું ગીરો મુકાયેલું પૈતૃક મકાન ખરીદી લીધું હતું અને નર્મદનું દેવું તેમાંથી ચુકવાયું હતું. નર્મદના મિત્રોએ કરેલા ટ્રસ્ટમાંથી નર્મદ, ડાહીગૌરી અને નર્મદાગૌરીનાં સાંવત્સરિક શ્રાદ્ધનો ખર્ચ સવિતાગૌરીને મળતો, અને છોટાલાલને ત્યાં તે વિધિ થતો. તેમના અવસાન પછી પણ વર્ષો સુધી છોટાલાલના પુત્ર ગુણાલાલ અને તેમનાં પત્ની માલવિકાગૌરીએ આ પરંપરા નભાવી હતી.

સવિતાગૌરી ગૌરવર્ણની, બેઠી દડીની હતી. ઉત્તરવયમાં તે અંધ થઈ ગઈ હતી. પાછલાં વર્ષોમાં સાસરાપક્ષ સાથે પણ સુમેળ થયો હતો. સન ૧૯૨૫માં તેનું અવસાન થયું ત્યારે તેના સાસરાપક્ષે ભત્રીજા ચંગુભાઈએ અગ્નિસંસ્કાર કર્યો હતો.

તેણે રચેલાં પદોમાંથી કેટલાંક પદો તેનાં ભત્રીજીવહુ જયમુદ્રાબહેન મનહરલાલ ગાતાં હતાં, જેમાંથી કેટલીક પંક્તિઓ પ્રો. ભૂપેન્દ્રભાઈ ત્રિવેદીએ (છોટાલાલ જાની - દીવાનના જમાઈ)નોંધી હતી, જે આ પ્રમાણે છે :

(૧)

આ શો ગજબ કરી આવ્યા, રે કોડીલા કંથ મારા ?
સાઠ વરસે કુમારી વરી લાવ્યા, રે કોડીલા કંથ મારા !
હું તો ભડકે બળું છું નરકે, રે કોડીલા કંથ મારા !
લોક દીકરીની દીકરી પરખે, રે કોડીલા કંથ મારા !
બાળકડીથી બાળકની શી આશ, કે કોડીલા કંથ મારા !
ઉછરેલાં બાળ પામે નાશ, કે કોડીલા કંથ મારા !

(૨)

મૃગ મારીને રે પંચવટીમાં આવ્યા રામ,
દીસે સીતા વિના સૂનું ધામ.
'સીતા' 'સીતા' પોકાર ત્યાં કીધો રે,
નવ ઉત્તર કોઈએ દીધો રે,
આસપાસ તપાસ જ લીધો રે,
વીરા લક્ષ્મણ રે, કોનું હશે આ કામ ?
દીસે સીતા વિના સૂનું ધામ.

(૩)

વંદે શ્રી રામ વિપરીત વાણી, સીતા ! સુણો નિર્ધાર;
દાનવ હસ્તથી મુક્ત કીધાં મેં ધર્મતણે અનુસાર.
- વંદે શ્રી રામ
જાઓ જ્યાં મન માને ત્યાં, છે દેશ વિદેશ અનેક;
કો રૂપવંતા રાયને મંદિર જાજો ધરીને વિવેક.
- વંદે શ્રી રામ
(સીતાના પ્રત્યુત્તરની પંક્તિઓ મળી નથી.)

(૪) પુત્ર જયશંકર (બક્કો) (જન્મ સન. ૧૮૭૦)

ઉ. ન.ચ. ના સંપાદક નર્મદના પુત્ર જયશંકરના જન્મનું વર્ષ આપવામાં ગાફેલ રહ્યા છે. 'કવિએ પુનર્લગ્ન કર્યું' એ નોંધમાં તેનું જન્મવર્ષ સને ૧૮૭૦ આપ્યું છે, જ્યારે જયશંકરના મૃત્યુની નોંધમાં ૧૮૭૫ આપ્યું છે.

'ધર્મતંત્ર' માંની નોંધ અનુસાર જયશંકરને સંવત ૧૯૩૬ના વૈશાખ વદ પાંચમે, સન ૧૮૮૦માં યજ્ઞોપવીત અપાયું હતું. શાસ્ત્રના વિધાનના અનુસાર ગર્ભથી આઠમે વર્ષે અથવા તે પછી, યજ્ઞોપવીત આપી શકાય. પહેલાં નહિ. ડાહીગૌરી વિશેની નોંધમાંના ઉલ્લેખ અનુસાર જયશંકર બજારમાંથી ખરીદી કરી શકે, અથવા અમુક્તમુક્ને બોલાવી લાવી શકે એટલી ઉંમરનો તો થઈ જ ગયો હતો. આમ તેનો જન્મ સન ૧૮૭૫માં નહિ સન ૧૮૭૦માં થયો હોવાનું નિશ્ચિત થાય છે. તેમનું મૃત્યુ પ્લેગના રોગમાં ૩૧ માર્ચ ૧૯૧૦ના રોજ થયું હતું.

જયશંકર જીવનભર અપરિણિત રહ્યા. મણિલાલ નભુભાઈએ નર્મદ પ્રત્યેના આદરથી પ્રેરાઈ તેમની પોતાની સાઠોદરા નાગર જ્ઞાતિમાં તેમનો વિવાહ ગોઠવવા પ્રયાસ કર્યો હતો. પરંતુ આ વિષયમાં જયશંકર ઉદાસીન હતા. તેઓ કોઈ વિધવા સાથે, અથવા પુનર્લગ્ન કરેલી સ્ત્રીની કન્યા સાથે લગ્ન બાબત ઉત્સાહી ન હતા. આવાં લગ્નનાં સંતાનોને સમાજમાં ગોઠવાતાં મુશ્કેલી નડે છે તેનો તેમને અનુભવ હતો. તેમની માતાઓ પણ વડનગરાની કન્યા મળે તો જ લગ્ન કરવાના મતની હતી.

જયશંકરમાં નાટ્યમંચની સૂઝ સારી હતી. તેઓ મુંબઈ મ્યુનિસિપાલિટીમાં હિસાબી કારકુન હતા. નર્મદના મૃત્યુ પછી જે ભંડોળ ભેગું થયું હતું તેના ટ્રસ્ટમાંથી તેમને નિયમિત રકમ મળતી હતી. પિતાના ગ્રંથોના વેચાણની આવક પણ તેમને મળતી હતી. તેમણે કવિના 'નર્મકવિતા' જેવા કેટલાય ગ્રંથોનું પુનર્મુદ્રણ, પુનરૂસંકલન કર્યું હતું.

કવિના ગ્રંથોની વ્યવસ્થા તેમણે પોતાના બે મિત્રો, ડૉ. મૂળચંદ દામોદરદાસ મુકાતી અને ઠાકોરદાસ ત્રિભુવનદાસ તારકસને સોંપી હતી. આ ટ્રસ્ટીઓએ ૧૯૧૧માં કવિના ગ્રંથોના કૉપીરાઈટ 'ગુજરાતી' પ્રેસને તબદીલ કરી આપ્યા હતા.

## ૨. પરિજનો

(૧) નરભેરામ પ્રાણશંકર (કારકુન) :

નરભેરામ સુરત જિલ્લાના ઓલપાડ તાલુકાના ટકારમા ગામના વતની હતા. કવિ જ્યારે રાંદેરમાં શિક્ષક હતા (સન ૧૮૫૧) ત્યારે નરભેરામને તેમનો પરિચય થયો હતો. તે પછી કવિના મિત્ર અને 'ડાંડિયો'ના એક સાથી કેશવરામ ધીરજરામ સાથે તેઓ સન ૧૮૫૬માં કવિને મુંબઈમાં નોકરી માટે મળ્યા હતા. શરૂઆતમાં નર્મદ તેમને ખર્ચ જોગું આપતો. ઉપરાંત એક બીજી નોકરી પણ તેણે તેમને અપાવી હતી. નરભેરામ અને કેશવરામ શરૂઆતમાં કવિની સાથે જ રહેતા હતા, તે પછી કવિએ તેમને અલગ ખોલી ભાડે રખાવી આપી હતી.

નરભેરામ કવિનાં લખાણોની નકલ કરવાથી માંડી ઘરની ખરીદી, હિસાબ રાખવાનું બધું જ કામ કરતા હતા.

'સરસ્વતીમંદિર' નું બાંધકામ ચાલુ થયું ત્યારે બધી દેખરેખ તેમણે રાખી હતી.

ભાવનગરના દરબારી છાપખાનામાં નર્મકોશનું છાપકામ શરૂ થયું ત્યારે તેની પ્રૂફ વાંચવા માટે તેઓ ભાવનગર રહ્યા હતા. ભાવનગરમાં કોશ છાપવાનું કામ અધૂરું રહ્યા પછી સૂરતના મિશનપ્રેસમાં તે છપાવવો શરૂ થયો ત્યારે પણ તેની પ્રૂફ તેમણે જ વાંચી હતી. દયારામ વિશેનું સાહિત્ય મેળવવા કવિની સાથે અને તે પછી પણ નરભેરામ ડભોઈ ગયા હતા. ડાહીગૌરી વિશેની નર્મદની નોંધમાં ડાહીગૌરીએ જે મહેતાજીનો ઉલ્લેખ કર્યો છે તે નરભેરામ વિશેનો છે. કવિએ પોતાના મૃત્યુના બે મહિના પહેલાં સં.૧૯૪૨ (સન. ૧૮૮૬) ના માગશર સુદ બીજને દિવસે તેમને છૂટા કર્યા હતા.

'નર્મવૃત્તાંત'માં નરભેરામે નર્મદની સ્ત્રીઓના આચાર વિશે હલકો અભિપ્રાય નોંધ્યો છે.

ઈચ્છારામ સૂર્યરામના કહેવાથી ૧૯૬૭ (સન૧૯૧૦) માં નરભેરામે 'ગુજરાતી' માટે 'નર્મવૃત્તાંત' શીર્ષકનો લેખ લખ્યો હતો.

(૨) રામશંકર ( અને તેમના પુત્ર રાજારામ શાસ્ત્રી) :

રામશંકર મૂળ દિહેણ ગામના હતા અને તેઓ નરભેરામના બનેવી થતા હતા. તેઓ ટકારમાના તલાટી કવિ નભુલાલ ઘાનતરામના પણ મિત્ર હતા. નર્મદ નભુલાલને મળવા ટકારમા ગયો ત્યારે રામશંકરને તેની સાથે પરિચય થયો અને નર્મદે તેમને પોતાની પાસે રાખી લીધા. તેઓ નરભેરામના પૂરક થઈ કવિને મદદ કરતા હતા. પાછલાં વર્ષોમાં કવિના ઘરનું વાતાવરણ કલુષિત બનેલું લાગતાં તેઓ છૂટા થયા હતા. પરંતુ તેમણે કવિનો સદ્ભાવ ખોયો ન હતો.

તેમના પુત્ર રાજારામને કવિએ પોતાની પાસે પુત્રવત્ રાખ્યો હતો અને ભણાવવા માટે આર્થિક સહિત બધા પ્રકારની સહાય કરી હતી. રાજારામની લેખનપ્રવૃત્તિને અને સંસ્કૃત રચનાઓની અનુવાદપ્રવૃત્તિને કવિનું પ્રોત્સાહન હતું. કવિના અંતિમ દિવસોમાં રાજારામ તેમની સુશ્રુષામાં હતા. સૂરત ખાતે સન ૧૯૧૫માં મળેલા ગુજરાતી સાહિત્ય પરિષદના અધિવેશનમાં તેમણે કવિનાં જીવન અને કાર્ય વિશે 'સમયમૂર્તિ નર્મદનાં સંસ્મરણો' શીર્ષકનો નિબંધ વાંચ્યો હતો, જે તેમાંની આર્યસમાજ અને વૈષ્ણવ મહારાજો વિશેની ટીકાને કારણે પરિષદના કાર્યવાહકોએ છાપ્યો ન હતો. આ નિબંધ 'ઉત્તર નર્મદ ચરિત' માં છપાયો હતો. આ નિબંધને નવલરામના 'કવિજીવન' ની પૂર્તિરૂપ કહી શકાય.

# પરિશિષ્ટ - ૧૦

## નર્મદનું મૃત્યુ અને તેની તારીખ :

कर कंपत, कलम न चलत, दृग आच्छादित होत;<br>किसविध लिखुं पंडित कवि नर्मद दुःखद मीत !

'હાથ ધ્રૂજે છે, કલમ ચાલતી નથી ! બહુ માઠા સમાચાર છે !'-એમ નવલરામે તેમના સંપાદન નીચે રાજકોટથી પ્રકાશિત થતા 'ગુજરાત શાળાપત્ર'માં (માર્ચ ૧૮૮૬) નોંધ લીધી હતી.

કવિની માંદગીની વિગતો આપતાં તેઓ નોંધે છે કે,

'વર્ષ દોઢ વર્ષથી કવિનું શરીર કથળ્યું હતું અને છેલ્લા છ માસથી તો પથારીમાંથી પોતાની મેળે ઉઠાતું પણ નહિ તોપણ કહે છે કે છેવટની ઘડી સુધી, એટલે દેહ છોડ્યો તેની પહેલાં એક કલાક સુધી પણ - હોશીયારીથી બરાબર વાતચિત કરતા હતા, અને તેમાં એમની બુદ્ધિનું ગાંભીર્ય પૂર્વવત્ એવું માલુમ પડતું કે અજાણ્યાને તો કવિ માંદા છે એ વાતની પણ ખબર પડતી નહિ.'

કવિની સારવારમાં આ નોંધ અનુસાર ત્રણ ડૉક્ટરો હતા - ડૉ. ભાલચંદ્ર, ડૉ. એરચશા અને ડૉ. સિરવૈ.

રાજારામ શાસ્ત્રીની નોંધ અનુસાર એક વર્ષ પહેલાંથી, ફેબ્રુ. ૧૮૮૫થી નર્મદની પ્રકૃતિ શિથિલ થવા લાગી હતી. આનું કારણ તેઓ અંતર્ગત - માનસિક હોવાનું કહે છે. ટેક છોડી નોકરી સ્વીકારવી પડી તેનો માનસિક આઘાત ઘણો તીવ્ર હતો. ઉપરાંત શેઠ ગો. તે. બોર્ડિંગ સ્કૂલની યોજના તૈયાર કરવામાં પણ મોડી રાતના ઉજાગરા થતા તેનો શ્રમ પણ ખરો. શરૂઆતમાં અન્ન પર અરુચિ, શરીર નિર્ગત થવા માંડ્યું, ચક્કર આવતાં, બેએક વાર પડી પણ ગયા હતા. એપ્રિલ ૧૮૮૫માં તો સાંધાઓ ગંઠાઈ જતાં ઊભા પણ ન થવાય તેવી સ્થિતિ થઈ, પરંતુ પોતે તૈયાર કરેલી યોજના પ્રમાણે બોર્ડિંગ શાળા શરૂ થઈ તેના આનંદમાં કવિએ શારીરિક દુઃખ અવગણ્યું. એમ દશ મહિના ખેંચ્યું.

કવિ શિવરાત્રિનો ઉપવાસ કરતા નહિ. ફેબ્રુ. ૧૮૮૬ ની મહાશિવરાત્રીનો ઉપવાસ તેમણે કર્યો. મૃગચર્મ પર બેસી, ડાહીગૌરી, નર્મદાગૌરી, જયશંકર અને રાજારામને ઉપદેશ આપ્યો. હવે આ દેહ બેચાર દિવસ જ રહેવાનો છે એમ કહી, ડાહીગૌરીની ક્ષમાયાચના કરી, સુભદ્રાને ડાહીગૌરીની આમન્યા રાખવા, રાજુને નવા પ્રવાહમાં ઘસડાઈ ન જતાં સ્વધર્મનિષ્ઠ રહેવા ઉપદેશી સચ્ચિદાનંદ - સ્મરણ કર્યું. આનું હૂબહૂ વર્ણન રાજારામે, પોતાના 'સમયવીર કવિ નર્મદનાં સ્મરણો' માં આપ્યું છે.

★

નર્મદનું મૃત્યુ નવલરામની નોંધ અનુસાર તા. ૨૫-૨-૧૮૮૬ ના રોજ, અને રાજારામ શાસ્ત્રીની નોંધ અનુસાર તા. ૨૬-૨-૧૮૮૬ ના રોજ થયું. વિશ્વનાથ ભટ્ટ રાજારામ શાસ્ત્રીના 'સમયવીર કવિ નર્મદનાં સ્મરણો' લેખને આધારે, કવિએ ડાહીગૌરી, નર્મદા અને રાજારામને અંતિમ ઉદ્‌બોધન શિવરાત્રિના રોજ કર્યું એમ કહે છે ત્યાં સુધી તો બરાબર છે. તે પછી તેઓ એમ કહે છે કે આ ઉદ્‌બોધન પછી, કવિએ જીવનલીલા સંકેલી લીધી. તો એનો અર્થ તો એ સ્પષ્ટ છે કે જીવનલીલા સંકેલવાનો દિવસ પણ આ શિવરાત્રિનો જ. પરંતુ રાજારામ શાસ્ત્રીએ તો એ પણ નોંધ્યું છે કે કવિ આ ઘટના પછી એક અઠવાડિયું જીવ્યા હતા. સો વર્ષના પંચાંગ પ્રમાણે આ શિવરાત્રિએ તો તા. ૧૭-૨-'૮૬ હતી ! આમ 'વીર નર્મદ' માં તો કવિને એક અઠવાડિયું વહેલા દિવંગત થવું પડ્યું છે.

આ સંદર્ભમાં તા.૨૫ અને ૨૬ મીનો વિરોધ પણ વિચારી લઈએ. નવલરામે કવિના મૃત્યુની નોંધ 'શાળાપત્ર'ના માર્ચ ૧૮૮૬ ના અંકમાં લીધી તેમાં તા. ૨૫મી આપી છે. ૧૮૮૭ના અંતમાં તેમણે સમગ્ર 'નર્મકવિતા'ના આરંભમાં મૂકવા 'કવિજીવન' લખ્યું તેમાં પણ તેમણે આ જ તારીખ આપી છે. આ તારીખ આમ જાહેર થઈ ગઈ હતી છતાં, ૧૯૧૫માં રાજારામ શાસ્ત્રીએ લખેલા અને સાહિત્ય પરિષદનાં સુરત અધિવેશનમાં વાંચેલા નિબંધ 'સમયવીર કવિ નર્મદનાં સ્મરણો' માં તા. ૨૬મી (બપોર) આપી છે. તેઓ નવલરામે આપેલી તારીખ સ્વીકારતા નથી. એમાં કોઈ રહસ્ય તો છે જ. નર્મદનું મૃત્યુ મુંબઈ ખાતે થયું હતું. નવલરામ તે સમયે રાજકોટ હતા. રાજારામ કવિની સારવારમાં હતા. જયંશકર સાથે તેમણે પણ કવિને કાંધ આપી હતી. તેઓ ઇતિહાસના પ્રત્યક્ષ સાક્ષી હતા. તેમની માહિતી સ્વમાહિતી, Firsthand છે; નવલરામની અન્ય પાસેથી મળેલી second or third-hand છે. મિત્રને મિત્રની મૃત્યુતિથિનું વિસ્મરણ થાય, પુત્રને પિતાની પુણ્યતિથિનું વિસ્મરણ ન થાય. રાજારામ કવિના પુત્રવત્ આશ્રિત હતા.

એથી નવલરામની અપેક્ષાએ રાજારામ શાસ્ત્રીની નોંધ વિશેષ શ્રદ્ધેય ગણાય. તદનુસાર કવિના મૃત્યુની તારીખ ૨૫ ફેબ્રુઆરી નહિ ૨૬ ફેબ્રુઆરી ૧૮૮૬ નિશ્ચિત થાય.

---

સંપાદકના અર્ધ શતાબ્દીગ્રંથ 'નર્મદ-દર્શન' માંથી

# પરિશિષ્ટ-૧૧

## સારસ્વત અનુષ્ઠાન

ક

### કવિ નર્મદનાં લખાણોની આનુપૂર્વી

| વિષય | ક્રમાંક | વર્ષ | શીર્ષક |
|---|---|---|---|
| નિબંધ | ૧ | ૧૮૫૦-૫૧ | મંડળી મળવાથી થતા લાભ |
| નિબંધ | ૨ | ૧૮૫૬ | વ્યભિચાર નિષેધક |
| નિબંધ | ૩ | ૧૮૫૬ | મુઆં પછવાડે રોવા કૂટવાની ઘેલાઈ |
| નિબંધ | ૪ | ૧૮૫૬ | સ્વદેશાભિમાન |
| નિબંધ | ૫ | ૧૮૫૬ | નિરાશ્રિત પ્રત્યે શ્રીમંતના ધર્મ |
| પુસ્તક | ૬ | ૬-૪-૧૮૫૭ | પિંગળ પ્રવેશ |
| નિબંધ | ૭ | ૧૮૫૭ | સ્રીના ધર્મ |
| નિબંધ | ૮ | ૧૮૫૭ | ગુરૂ અને સ્રી |
| પુસ્તક | ૯ | ૨૫-૪-૧૮૫૮ | અલંકાર પ્રવેશ |
| પુસ્તક | ૧૦ | ૧૮-૫-૧૮૫૮ | નર્મકવિતા અંક ૧-૨ |
| પુસ્તક | ૧૧ | ઓક્ટોબર ૧૮૫૮ | નર્મકવિતા અંક ૩ |
| પુસ્તક | ૧૨ | જુન-જુલાઈ ૧૮૫૮ | રસપ્રવેશ |
| સંવાદ | ૧૩ | ૧૮૫૮ | ભીખારીદાસ - ગરીબાઈ |
| નિબંધ | ૧૪ | ૧૮૫૮ | કવિ અને કવિતા |
| નિબંધ | ૧૫ | ૧૮૫૯ | સંપ |
| નિબંધ | ૧૬ | ૧૮૫૯ | વિષયી ગુરૂ |
| નિબંધ | ૧૭ | ૧૮૫૯ | ગુરૂની સત્તા |
| પુસ્તક | ૧૮ | ૧૮૫૯ | નર્મકવિતા અંક ૪-૫-૬-૭-૮ |
| લેખ | ૧૯ | ૧૮૫૯ | દેશ વ્યવહાર વ્યવસ્થા (માત્ર એક બે પ્રકરણો) (અર્થશાસ્ત્ર, મરાઠી ઉપરથી ભાષાંતર) |
| પુસ્તક | ૨૦ | જુલાઈ ઓગસ્ટ ૧૮૬૦ | નર્મકવિતા અંક ૯-૧૦ |
| પુસ્તક | ૨૧ | ૧૮૬૦ | દયારામકૃત કાવ્યસંગ્રહ (નાનો) |
| નિબંધ | ૨૨ | ૧૮૬૦ | પુનર્વિવાહ |
| નિબંધ | ૨૩ | ૧૮૬૦ | લગ્ન અને પુનર્લગ્ન |
| નિબંધ | ૨૪ | ૧૮૬૦ | ભક્તિ |
| નિબંધ | ૨૫ | ૧૮૬૦ | સાકાર |
| પુસ્તક | ૨૬ | ૧૮૬૦ | મનહરપદ (મનોહર સ્વામીનાં પદો) |
| નાટક | ૨૭ | ૧૮૬૦ | કૃષ્ણકુમારી (૧લી આવૃત્તિ) |
| પુસ્તક | ૨૮ | ૧૮૬૧ | નર્મકોશ અંક ૧ |
| કવિતા | ૨૯ | ૧૮૬૧ | ઋતુવર્ણન |
| નિબંધ | ૩૦ | ૧૮૬૧ | બ્રહ્મતૃષા |
| પુસ્તક | ૩૧ | ૧૮૬૨ | નર્મકવિતા પુસ્તક ૧ લું (સાત વર્ષની કવિતાનો સંગ્રહ) |
| પુસ્તક | ૩૨ | ૧૮૬૨ | નર્મકોશ અંક ૨ જો |

